હેમચંદ્રાચાર્ય ઉત્તર ગુજરાત યુનિવર્સિટી, પાટણની
વિનયન વિદ્યાશાખામાં ગુજરાતી વિષયમાં પીએચ.ડી.ની
પદવી માટે પ્રસ્તુત સંશોધન સારાંશ

-: શીર્ષક :-

# લોકસાહિત્યના સંશોધક - સંપાદક અમૃત પટેલ : એક અધ્યયન

## A study by Amrit Patel, a research editor of Folklore





❖ પ્રસ્તુતકર્તા ❖
**વિનયકાન્ત એમ. પરમાર**
(M.A.)
અધ્યક્ષ, ગુજરાતી વિભાગ
ધી ખેરાલુ નાગરિક સહકારી બેંક લિ.
આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજ, ખેરાલુ

❖ માર્ગદર્શક ❖
**ડૉ. ધર્મેન્દ્રસિંહ એમ. વાઘેલા**
(M.A., Ph.D.)
નીમા ગર્લ્સ આર્ટ્સ કોલેજ,
ગોઝારિયા
પીન-૩૮૨૮૨૫



રજીસ્ટ્રેશન નંબર : ૨૩૫૨

રજીસ્ટ્રેશન તારીખ : ૨૪-૧૧-૨૦૧૪

**હેમચંદ્રાચાર્ય ઉત્તર ગુજરાત યુનિવર્સિટી, પાટણ**

વર્ષ - ૨૦૧૯

# પ્રમાણપત્ર (Certificate)

આથી હું પ્રમાણિત કરું છું કે **વિનયકાન્ત એમ. પરમાર** એ મારા માર્ગદર્શન હેઠળ પીએચ.ડી.નું શીર્ષક **લોકસાહિત્યના સંશોધક - સંપાદક અમૃત પટેલ : એક અધ્યયન** નામનો મહાનિબંધ હેમચંદ્રાચાર્ય ઉત્તર ગુજરાત યુનિવર્સિટી, પાટણની વિનયન વિદ્યાશાખાના ગુજરાતી વિષયમાં પીએચ.ડી. સંશોધનની ઉપાધિ માટે તૈયાર કર્યો છે.

પ્રસ્તુત મહાનિબંધમાં તેમણે લોકસાહિત્યના સંશોધક - સંપાદક અમૃત પટેલ વિશે ઊંડો અભ્યાસ કરી મૌલિક નિરૂપણ કર્યું છે. વિશેષમાં આ મહાનિબંધ કે જેનો અભ્યાસ કોઈ અન્ય યુનિવર્સિટીમાં રજૂ કરાયો નથી અથવા સંશોધનકાર્ય થયેલ નથી તે બદલ આ પ્રમાણપત્ર આપવામાં આવે છે.

તારીખ :
સ્થળ : પાટણ

**માર્ગદર્શકશ્રી**


**(ડૉ. ધર્મેન્દ્રસિંહ એમ. વાઘેલા)**
**(એમ.એ. પીએચ.ડી.)**
**એસોસિયેટ પ્રોફેસર**
**ગુજરાતી વિભાગ**
**નિમા ગર્લ્સ આર્ટ્સ કોલેજ**
**ગોઝારિયા, જિ. મહેસાણા**

# **પ્રખ્યાપન** (Declaration)

આથી હું **વિનયકાન્ત એમ. પરમાર** સ્વીકૃત અને પ્રમાણિત કરું છું કે, **'લોકસાહિત્યના સંશોધક - સંપાદક અમૃત પટેલ : એક અધ્યયન'** નો સમીક્ષાત્મક અભ્યાસ મહાશોધ નિબંધ (Thesis) એ મે હેમચંદ્રાચાર્ય ઉત્તર ગુજરાત યુનિવર્સિટી, પાટણની વિનયન વિદ્યા શાખા ગુજરાતી વિષયમાં પીએચ.ડી.ની પદવી માટે તૈયાર કર્યો છે.

પ્રસ્તુત સંશોધનકાર્ય મેં સંલગ્ન સંદર્ભસૂચિ અનુસાર કર્યું છે. એ મહાશોધ નિબંધમાં આવતા નિષ્કર્ષ અને તારણો મૌલિક છે. આ મહાનિબંધમાં વ્યક્ત થયેલા મંતવ્યો, તથ્યો અને વિગતો માટેની જવાબદારી મારી પોતાની છે.

**સંશોધકની સહી**

તારીખ :

સ્થળ : મહેસાણા

**(વિનયકાન્ત એમ. પરમાર)**




# Hemchandracharya North Gujarat University

PATAN - 384 265 (N.G.)

Accredited by NAAC with "A" Grade (CGPA 3.02)


## CERTIFICATE FOR PLAGIARISM ANALYSIS

This is to certify that Mr. Vinaykant Mahendrabhai Parmar, A Ph.D. student in the subject of Gujarati has requested to check plagiarism for his summary of the thesis in English language, as he has prepared his thesis in Gujarati language for which plagiarism check is not possible. The title of the thesis is "લોકસાહિત્યના સંશોધક – સંપાદક અમૃત પટેલ : એક અધ્યયન".

The summary has been subjected to analysis for plagiarism through online software prescribed by INFILBNET, Ahmedabad. The report generated after analysis shows similarity less than prescribed limit with the resource data.

( S.A. Bhatt)
Co-ordinator
Shodhganga Project

Date : 11 /10/2019
Place: Patan


P.B. No. 21, University Road, Patan. 384265, Gujarat State. INDIA
Phone : +91 2766 - 237000, 220932, 230529 Fax : +91 2766 - 231917
Mail : regi@ngu.ac.in Web : www.ngu.ac.in

# ઋણ સ્વીકાર

લોકસાહિત્ય એ મારું પ્રિય મન-ગમતું સાહિત્ય સ્વરૂપ છે. બાળપણથી સમાજના ઉત્સવો, તહેવારો, રીતરિવાજો, ધાર્મિક માન્યતાઓ, અંધશ્રધ્ધાઓ, લગ્ન પ્રસંગોમાં પ્રસંગોપાત અભિવ્યક્ત થતાં લોકગીતોની અનુભૂતિએ મને આકર્ષણ જન્માવ્યું હતું. એવા સંસ્કારોનું ચિંતન કરનાર મારા સમાજનું હુ ઋણી કાયમી રહીશ. ઉચ્ચ શિક્ષણ મેળવી અધ્યાપક તરીકેની મારી સફર હેમચંદ્રાચાર્ય ઉત્તર ગુજરાત યુનિવર્સિટી પાટણ, સંલગ્ન ધી. ખેરાલુ નાગરિક સહકારી બેંકના આર્થિક સહયોગથી ચાલતી આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજ, ખેરાલુમાં ગુજરાતી વિષયમાં તા. ૨૨-૧૧-૧૯૯૩થી આરંભાઈ. આથી ઉત્તર ગુજરાતની ભૂમિ મારી કર્મભૂમિ બની.

ગુજરાતી વિષય હોવાના નાતે વિષય સંલગ્ન શિબિર, સંમેલન અને અધિવેશનમાં અનેક વિદ્વાન અધ્યાપકશ્રીઓના સંપર્કમાં આવવાનાં પ્રસંગો મળતા રહ્યા. પરિણામે મારા અધ્યાપનના ૨૧માં વર્ષે સંશોધન કાર્ય કરવા પ્રેરિત થયો. મહેસાણા (નાગલપુર) આર્ટ્સ કોલેજના ગુજરાતીના અધ્યાપક સાહેબ મારા પરમમિત્ર પ્રો. ડૉ. રાજેશ મકવાણા સાહેબ સાથેના સહચર્યથી આ કાર્યનો શુભારંભ થયો. જેમનો હું સદાય ઋણી રહીશ. હેમચંદ્રાચાર્ય ઉત્તર ગુજરાત યુનિવર્સિટી, પાટણનો હું ઋણ સ્વીકાર કરું છું કે મને આ સંશોધન અધ્યાયન કરવાની તક પુરી પાડી છે. તત્કાલીન આર્ટ્સ કોમર્સ કોલેજ, પલાસરના આચાર્યશ્રી અને હાલ આર્ટ્સ કોલેજ, ડીસા મુકામેથી આચાર્ય તરીકે વયનિવૃત થયેલ એવા પ્રિ. ડૉ. અમૃત પટેલનો ઋણી છું કે તેમના કરેલા લોકસાહિત્યના સંશોધન સંપાદન કાર્યને મને અધ્યયનનો વિષય પસંદ કરવાની તક મળી.

હેમ. ગુજરાત યુનિ. પાટણ સંલગ્ન વિવિધ કોલેજોના ગુજરાતી વિષયના અધ્યાપક મિત્રો સર્વશ્રી, પ્રો.ડૉ.જયંત ચાવડા, ગણપત સોઢા, યશોધર રાવલ, ઉત્પલપટેલ, મયંક જોષી, ભરતભાઈ સોલંકી, હેંમત સુથાર, ભરત પટેલ, અમૃત જાદવ, શિવરામભાઈ શ્રીમાળી તેમજ અન્ય મિત્રોનો આભાર ઋણ સ્વીકારું છું.

આ સંશોધન આધ્યાયનના કાર્યોમાં આરંભથી અંત સુધી જેમનું સતત માર્ગદર્શન પ્રાપ્ત થતું રહ્યું છે એવા પ્રો. ડૉ. ધર્મેન્દ્રસિંહ વાઘેલા સાહેબનો આભારી છું. મારા આ સંશોધન અધ્યયન કાર્ટોમાં મને પલાસર કોલેજના કાર્યકારી આચાર્ય પ્રો. ડૉ.મમતાબેન તથા ગ્રંથપાલશ્રી જશવંતભાઈ નાયકનો સંપૂર્ણ સહકાર સાંપડ્યો છે. કે જેમણે અમૃત પટેલના સંપાદીત પુસ્તકો અને સંદર્ભગ્રંથો પુરા પાડ્યા તેમનો હું ઋણ સ્વીકાર કરું છું.

મારા આ મહાનિબંધ કુલ પાંચ પ્રકરણમાં વિભાજીત છે. લોકસાહિત્યનો અભ્યાસ હોવાથી આ ગ્રંથને ઐતિહાસિક પરિપ્રેક્ષમાં મૂકી લોકસાહિત્યમાં સંશોધન કરનારાની માહિતી પૂરી પાડવાનો મારો પ્રયાસ રહ્યો છે. પ્રથમ પ્રકરણમાં અમૃત પટેલનું જીવન-કવચ બીજા પ્રકરણમાં લોકગીતનું સંશોધન-સંપાદન, ત્રીજા પ્રકરણમાં ગ્રંથકારનું લોકગદ્ય સ્વરૂપ અને ચોથા પ્રકરણમાં તેમનું અન્ય સંપાદિત સર્જનનો સમાવેશ કરી પાંચમા અને અંતિમ પ્રકરણમાં ઉપસંહારમાં સમગ્ર સંપાદિત સાહિત્યના નિષ્કર્ષ અને તારણો મૂકી આપ્યા છે.

મારા જીવન ઉત્કર્ષ શીલ, સ્નેહ, સંસ્કાર અને વિદ્યાનું સિંચન કરનાર મારા માતૃશ્રી, ધાર્મિષ્ઠાબેન, પિતૃશ્રી મહેન્દ્રભાઈ, વડીલ અને મિત્રની ભૂમિકા ભજવનાર મોટાભાઈશ્રી રાજેન્દ્રભાઈ તથા પ્રેરણારૂપ ભાભીશ્રી જશોદાબેન તેમજ કુટુંબના વડીલજનોનો કે જેમણે મારા વ્યક્તિત્વ વિકાસમાં પ્રત્યક્ષ અને પરોક્ષ ફાળો અને હુંફ આપી છે જેમનો ઋણ સ્વીકાર કરવાનો અવસર કેમ હું ચૂકું હું...

મારા જીવનસંગિની મનિષા વિશેષ રૂચિ લઈ મારા અધ્યયન કાર્ય અંગે સતત ટકોર કરતા રહ્યા છે. તેમજ મારા સંતાનો પ્રિન્સ, લીપ્સા અને વ્હાલી દૃષ્ટિની લાગણી મારા સંશોધનકાર્યમાં મદદરૂપ રહી છે.

મારી વિદ્યાયાત્રામાં મને સતત પ્રોત્સાહિત કરી હંમેશા આગળ વધવાની પ્રેરણા આપનાર સર્વ ગુરુજનોશ્રી જયંત ગાડીત, પ્રર્માદકુમાર પટેલ, જશવંત શેખડીવાળા (દાદા) જયેન્દ્ર શેખડીવાળા, મણિલાલ પટેલ, નરેશ વેદ, પરમપાઠક પિનાકિની પંડ્યા સર્વશ્રીનો હું કાયમી ઋણી રહીશ.

મારા સહ અધ્યાપન મિત્રો પ્રા. કે.બી.પટેલ, પ્રા. ડૉ.કે.ડી.રાઠવા, પ્રા.જી.એન.પટેલનું સતત પ્રોત્સાહન મળતું રહ્યું છે. તદુંપરાંત કોમર્સ વિભાગના વડાશ્રી પ્રા. સુરેશભાઈ પ્રજાપતિ કે જેઓ મારી તમામ કામગીરીમાં સહભાગી બન્યા છે. અંગ્રેજીના વડાશ્રી પ્રા.ડૉ.બી.એચ.ચૌધરી સાહેબે વિશેષ રસ દાખવી મારા શોધનિબંધની સમરી (Out Line) તૈયાર કરવામાં તનમનથી મને સહકાર આપ્યો છે. અમારી સંસ્થાના ગ્રંથપાલશ્રી ગિરીશભાઈ કાપડિયા સાહેબ પણ જ્યારે જ્યારે મને પુસ્તક-સંદર્ભગ્રંથોની જરૂરીયાત ઊભી થઈ ત્યારે સતત મારી પડખે રહ્યા છે. તદુંપરાંત સંસ્થાના તમામ શૈક્ષણિક બિનશૈક્ષણિક પરિવારે મને પ્રોત્સાહન પુરુ પાડ્યું તે અવિસ્મરણીય રહેશે. મારા આ અધ્યયન કાર્યમાં સંસ્થાના એકાઉન્ટશ્રી જસ્મીન દેવી, કોમ્પ્યુટર ઓપરેટરશ્રી મહમંદભાઈ મને સતત મદદરૂપ નીવડ્યા છે. સંસ્થાના આચાર્ય શ્રી પ્રા. ડૉ.

બી.જે.ચૌધરી સાહેબે મારા આ શોધકાર્યમાં ખૂબ જ સાથ સહકાર આપ્યો છે. સર્વશ્રીઓનો આ પ્રસંગે આભાર ઋણ સ્વીકાર કરતાં આનંદની લાગણી અનુભવું છું.

મહેસાણામાં સ્થિત હોવાને નાતે મહેસાણાનું સમગ્ર મિત્રવૃંદ તેમજ સ્નેહીશ્રી વિનય પરમાર તથા નિમિક્ષાબેનની લાગણી સતત મારી સાથે જોડાયેલી રહી છે. આ પ્રસંગ મિહીરભાઈ તેમજ મનબથવારનો વિશેષ સહકાર રહ્યો તે કેમ ભુલાય.

જેમણે મારા આ શોધનિંબધને ચીવટ પુર્વક અને ઉત્સાહથી મુછિત કરી આપનાર મિત્ર સુરેશભાઈ પટેલ પરત્વે હું આભારની લાગણી વ્યક્ત કરું છું. આ શોધનિંબધ કાર્યના મહાયજ્ઞ માં નિમિત્ત બનેલા હેમચંદ્રાચાર્ય ઉત્તર ગુજરાત યુનિવર્સિટી, પાટણ ના કુલપતિશ્રી, કુલસચિવશ્રી તથી અમરીષભાઈ ત્રિવેદી તેમજ કોર્સવર્ક સંચાલકશ્રીની ટીમ નામી-અનામી મિત્રોનો હું હૃદય પુર્વક આભાર માનું છું.

મારા આ સંશોધન કાર્ય પુર્ણ છે તેવું હું માનતો નથી કારણ કે કોઈપણ કાર્ય ક્યારેય પુર્ણ હોતું નથી. પરંતુ મારીઆ શોધયાત્રા અન્ય કોઈ મિત્રોને જરૂર ઉપયોગી નિવડશે તો મારું આ શોધકાર્ય સફળ લેખાશે. અંતે સાહિત્યક્ષેત્રે રસ ધરાવતા સૌ કોઈને ઉપયોગી નિવડશે એવી આશા સાથે આ શોધનિબંધ રજુ કરું છું.

સૌનો આભાર.

**લિ.**

**વિનયકાન્ત એમ. પરમાર**

# લોકસાહિત્યના સંશોધક - સંપાદક અમૃત પટેલ : એક અધ્યયન

## અનુક્રમણિકા

**પ્રસ્તાવના :**

કોઈપણ માણસ પ્રયોજન વગર કોઈપણ પ્રવૃત્તિ હાથ ધરતો નથી. મારા મનમાં પણ ૧૯૯૨ માં એમ.એ.ના અભ્યાસ દરમ્યાન મારા ગુરુ સ્વ. જસવંત શેખડીવાલા (દાદા સાહેબ)ને મુખે લોકસાહિત્ય અંગેની ચર્ચા સાંભળ્યા પછી આ અંગેની રસ જાગૃતિ થઈ હતી કે, આગળ જતાં આ વિષયને મારું ક્ષેત્રકાર્ય બનાવીશ. ૧૯૯૩ માં હેમ.ઉ.ગુજ.યુનિ., પાટણ સંલગ્ન આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજ ખેરાલુમાં મારી અધ્યાપક તરીકેની કારકીર્દીની શરૂઆત થઈ પછી તો મારા ગુરુજનો ડૉ. મણિલાલ પટેલ, ડૉ. પ્રમોદકુમાર પટેલ, ડૉ. નરેશ વેદ, ડૉ. જયેન્દ્ર શેખડીવાલા સર્વશ્રીઓને હું સંશોધમાં આગળ આવું એવી અપેક્ષા સહેજે કરતા રહ્યા. તો બીજી તરફ અમારા તત્કાલીન આચાર્યશ્રી સ્વ. રમેશભાઈ શ. ત્રિવેદી સાહેબની પણ એટલી જ મારી અપેક્ષા રહી હતી. પરંતુ પારીવારીક પ્રતિકૂળ સંજાગોવસાત હું આ ક્ષેત્રમાં કામ કરવાનો વિચાર હોવા છતાં આગળ વધી શક્યો નહી. પરંતુ લોકસાહિત્યના સંશોધન સંપાદન અંગે વાંચન ચાલુ રહ્યું. મારા પરમ મિત્રો પ્રા. ડૉ. રાજેશ મકવાણા, પ્રા. ડૉ. ઉત્પલ પટેલ, પ્રા. ડૉ. યશોધનર રાવલ, પ્રા. ડૉ. જયંતિભાઈ ચાવડા, પ્રા. ડૉ. ગણપત સોઢા, મન બથવાર તથા મારા સહકાર્યકર મિત્રો વગેરેનો સતત આગ્રહ અને સહકાર બળથી અધ્યાપનમાં ૨૧ મા વર્ષે મારી સંશોધન સંપાદનની ઈચ્છા પુનર્જીવિત થતાં મેં આટલા લાંબા સમયગાળા પછી સંશોધન સંપાદન અંગેનો વિચાર નિશ્ચિત કર્યો. વધુમાં મારા ધર્મ પત્ની મનિષા તેમજ પ્રિય સંતાનોમાં પ્રિન્સ લીપ્સા, દ્રષ્ટિની હુંફ તેમજ ગુજરાતી વિભાગના અધ્યાપિકા અને મારા નજીકના મિત્ર પ્રા. ડૉ. મીનાબેન પટેલ કે જેમની તબિયત નાદુરસ્ત રહેતી હોવા છતાં તેમણે જે રીતે સંશોધનકાર્ય પાર પાડ્યું તેમનામાંથી મને પ્રેરણા અને સહકાર મળ્યો અને મને અભ્યાસના વિષયમાં આ ક્ષેત્રકાર્યની પસંદગી કરી.

સાહિત્યની બે પરંપરાઓ પૈકી લોકસાહિત્યમાં મારું ક્ષેત્રકાર્ય બનાવતાં હર્ષ અને ગૌરવની લાગણી અનુભવું છું. સાહિત્યના શબ્દ જગતમાં વૈયક્તિક કળાકાર પોતાની મૌલિક અનુભૂતિને મૌલિક દ્વારા શબ્દદેહ આપે છે. લોકસાહિત્યનો વિચાર કરીએ તો તેમાં પ્રયોજાતો સાહિત્ય શબ્દ હોવા છતાં લોકસાહિત્યની રચના એ કોઈએક ચોક્કસ નામધારી કળાકારની નથી પરંતુ એ લોકભાગીદારીની સહિયારી જણસ બને છે. ભાવ વ્યક્તિગત કે મૌખિક નથી પરંતુ આખા સમાજ કે સમૂહનો હોય છે. આવી રચનાઓ એક કંઠથી બીજા કંઠ દ્વારા પરંપરાથી ઉતરી આવતી હોવાથી સ્થળ અને કાળ પ્રમાણે બોલીગત ફેરફારો થતા રહ્યા હોવાને કારણે કૃતિનો એક મૌલિક અને ચોક્કસ આકાર હોતો નથી. પરંતુ તેમાં પાઠફેર મળે છે. આ રીતે શિષ્ટ સાહિત્યની માફક લોકસાહિત્યમાં શબ્દ અને અર્થનું સાયુજ્ય જળવાતું નથી. છતાં સૌંદર્યશાસ્ત્રમાં લોકવિદ્યાનું ક્ષેત્ર મોટું અને વ્યાપક છે. જ્યારે લોકસાહિન્યનું ક્ષેત્ર તેની તુલનામાં સિમિત હોય છે.

લોકસાહિત્યની કોઈ ચોક્કસ વ્યાખ્યા આપવી અશક્ય છે. લોકસાહિત્ય કે લોકવાઙ્મય એ કેવળ કળા નથી પરંતુ પરંપરિત મૌખિક લોકવિદ્યા છે. તે લોકોએ પોતાના કોઈ હેતુ માટે સર્જ્યુ હશે અને લોકોમાં પ્રચાર પામતું રહેલું લોકવાણીનું પરંપરિત સાહિત્ય છે. લોકસાહિત્ય એટલે લોકોનું લોકો દ્વારા સર્જાયેલું લોકોમાં પ્રચલિત પામેલું પેઢી દર પેઢી કંઠોપકંઠ ઉતરી આવેલું સંઘોર્મિનું સાહિત્ય છે. કે જે સિમાડાઓને અતિક્રમી જતું સાહિત્ય એટલે લોકસાહિત્ય.

# પ્રકરણ : ૧
# અમૃત પટેલ : જીવન અને સર્જન

ઉત્તર ગુજરાતના કહેવાતા મેઘાણી, દશાંગુલ ઉફરા સંશોધક, લોકસંસ્કૃતિ અને લોકમાનસના પ્રખર અભ્યાસી, લોકસાહિત્યના મહાભેખધારી એવા ઉત્કૃષ્ટ લોકસાહિત્યના દીર્ઘદૃષ્ટા, શાસ્ત્રીય સંશોધક-સંપાદક ગુજરાતી લોકસાહિત્યને અનુભૂષણ કૃતિઓ આપનાર ડૉ. અમૃત પટેલના નામને આ લોકસાહિત્યક્ષેત્રના તજજ્ઞો પ્રથમ હરોળમાં મૂકે છે. છેલ્લા અઢી દાયકામાં (ઈ.સ. ૧૯૮૫ થી ૨૦૧૫) ગુજરાતી લોકસાહિત્ય ક્ષેત્રે મૂલ્યવાન પ્રદાન કરનારા સંશોધકોમાં એક ઉભરતું નામ પ્રિન્સિપાલ ડૉ. અમૃત પટેલનું ગણાવી શકાય. તેઓશ્રીએ એકલા હાથે ક્ષેત્રકાર્ય કરતા ગયા અને શક્ય તેટલી શાસ્ત્રીય પદ્ધતિએ કામ કર્યું છે. તેઓશ્રીએ સોળ કે તેથી વધારે વિદ્વતાપૂર્ણ પુસ્તકો પ્રગટ કર્યા છે. તેમના આ પ્રકાશનો તેઓને લોકસાહિત્ય ક્ષેત્રે ગણનાપાત્ર સંપાદક તરીકે પ્રસ્થાપિત કરે છે.

- **કૌટુંબિક માહિતી :-**

કડવા પાટીદારોની કુળદેવી મા ઉમિયાના જ્યાં બેસણાં છે તેવા ગામ ઊંઝાની બગલમાં આવેલા ગામ મક્તુપુર, તાઃ સિદ્ધપુરના તેઓ વતની છે. તેઓના પરદાદા મોતીદાસને બે સંતાનો મગનલાલ અને વસ્તારામ. વેપાર-વાણિજ્યમાં મોટી ખોટ આવતાં દેવું વધી ગયું અને સાધુ બની ગયા. (ત્યાર બાદ મોહનભાઈ કે જેઓ પાલનપુર ના નવાબ પાસેથી અફીણ વેચવાનો પરવાનો મેળવી વેપાર કરી જીવન ગુજરાન ચલાવતા. પરંતુ ભરયુવાનીમાં પગરણ માંડે તે પહેલાં જ ૨૨ વર્ષે તેઓનું અવસાન થયું.) ઘરના મોભી એવા મોટાભાઈના દેવામાંથી મુક્તિ મેળવવા ઈશ્વરભાઈ અને સહુથી નાનાભાઈ પરસોત્તમદાસ વગેરે ઘરના સદસ્યોએ તનતોડ ખેત મજૂરી કરી દેવામાંથી મુક્તિ મેળવી. લહેણદારોને પંડ્યના ઘરે બોલાવી-બોલાવીને લાંબા સમય સુધી જેમ જેમ સગવડ થતી ગઈ તેમ તેમ દેવું ચૂકતે કરતા ગયા. સાથોસાથ શંકરભાઈના સંતાનોને પણ સમાજમાં ગોઠવતા ગયા.

## ૧.૧ જન્મ અને પારિવારિક માહિતી :-

અમૃતભાઈના પિતાનું નામ પરસોત્તમદાસ અને માતાનું નામ રઈબા હતું. વતન મક્તુપુર પરંતુ સામાજીક રીતરસમ મુજબ મોટા સંતાનનો જન્મ મોસાળમાં થાય, તે નાતે મોસાળ સુણોક (તા.સિદ્ધપુર) માં ૭ મી ડિસેમ્બરે ૧૯૫૬ ની સાલમાં શુક્રવારના દિવસે થયો હતો. આઝાદી મળ્યાને માંડ માંડ એકાદ દસકો થયો હતો ત્યાં ભલા આમ, જનતાના શિક્ષણની તો વાત જ શું થાય ? તેમ છતાં પિતા ચાર ચોપડી ભણેલા પણ માતા રઈબા નિરક્ષર હતા. કે જેઓએ શાળાનું પગથિયું પણ જોયું ન હતું. પરંતુ વાણી-વિવેક અને બુદ્ધિની ચતુરાઈ તેમના કુદરતી ગુણ હતા. જે જીવન પર્યંત વિકસતા ગયા અને કુટુંબને તેનો બહોળો લાભ મળતો ગયો. પરિવારમાં સહુથી મોટા અમૃતભાઈ બીજા નંબરે શારદાબેન તથા સૌથી નાનાભાઈ મહેશભાઈ આમ બે ભાઈ અને એક બહેન નો પરસ્પર પ્રેમ જળવાયેલો જોઈ શકાય છે. શારદાબેન ૧૧ ધોરણ સુધી ભણ્યા પણ મહેશભાઈ સિવિલ એન્જિનીયર થઈ કોન્ટ્રાક્ટર તરીકેનો વ્યવસાય કરી રહ્યા છે. અમૃતભાઈનું બાળપણ ૨૫ એક સભ્યોના સંયુક્ત પરિવારમાં ઘડાયું છે. તે વારસાને આજે પણ જાળવી રાખી ૫૮ વરસની ઉંમરે પણ નાનાભાઈ સાથે સંયુક્ત કુટુંબ જીવન ગાળે છે.

- **કર્મશીલ પિતાનો અમૂલ્ય વારસો :-**

બહોળો પરિવાર અને ખેતીની જમીન ઓછી હોવાના કારણે ભરણપોષણનો પ્રશ્ન સતત સતાવતો રહેતો હોવાથી વચેટભાઈ ઈશ્વરલાલે ખેતી સંભાળી અને પરસોત્તમદાસે અમદાવાદમાં કાલુપુર ખાતે આવેલી તરુણ કોર્મશિયલ મીલમાં શાળખાતામાં નોકરી કરી. શાળાના સંચા બંધ પડેતો રીપેર કરવાના તથા ચોમાસાના ભેજવાળા વાતાવરણમાં કાંઠલાનો તાર તૂટે તો મોં વડે ચૂંસી તાર કાઢી કાંઠલામાં પૂરી શાળ ચાલુ રાખવાનું. આ કાર્ય ૧૫ દિવસ ૭ થી બપોરે સાડા ત્રણ અને ૧૫ દિવસ બપોરના સાડા ત્રણથી રાત્રીના ૧૨ વાગ્યા સુધી ઉભા ઉભા કરવાનું રહેતું. ઘણી વખત કોઈ મજૂર સંજોગોવશાત ન આવે તો બીજી

પાળીનું પણ કામ કરતા આમ ઘણા દિવસે સોળ-સોળ કલાક કામ કરી કુટુંબની જવાબદારીઓ નિભાવતા. રવિવાર કે મિલમાં રજાના દિવસે પાડોશમાં શાળ બનાવતા સુથારને ત્યાં શાળખાતાની સિલાઈઓ (સંચા) રંગવા જતા અને વધારાની આવક મેળવતા. પિતા આમ મિલ કામદાર હોઈ તેમને સવારે સાડા દશ વાગે અને સાંજે સાડા પાંચ વાગે મિલમાં ભાત (ટિફીન) આપવા જતા કયારેક કયારેક તેમની માતા રઈબા પણ ભાત આપવા જતા. તો કયારેક કોઈ સંબંધી સાથે ભાત પહોંચાડવામાં આવતું. ધોરણ-એક થી સાતના અભ્યાસ દરમ્યાન પિતાજી સવારી પાળીમાં હોય ત્યારે રાત્રે અમૃતભાઈ પાસે કવિતા પઠન કરાવતા કે ગણિતનાં પલાખાં પૂછતા. દાખલા પોતે શીખતા મને શીખવી અમૃતભાઈના અભ્યાસ પ્રત્યે ધ્યાન આપતા રહેતા.

- **પિતાનો ધાર્મિક લગાવ :-**

અમૃત પટેલના પિતાશ્રી પરસોત્તમદાસ ધાર્મિક સ્વભાવના હોઈ વહેલી સવારે પ્રાતઃ ક્રિયા પૂરી કરી ભગવદ્ ગીતાના શ્લોકોનું પઠન કરતા. મીલમાં નોકરી જતા તો શ્રાવણ માસમાં જયારે જયારે મીલ રજા હોય ત્યારે સાબરમતીમાં ન્હાવા જતા. નદી કાંઠે આવેલા સંતો મહંતોના સંપર્કમાં આવતાં તેમની સાથે સત્સંગ કરતા અને ગમતાં ધાર્મિક પુસ્તકો વસાવતા અને વાંચતા. મોટા ધાર્મિક મેળવડા, સામાજિક મેળવડા, ગાંધીનગર સ્થાપના દિન, કૃષિ મહોત્સવમાં પોતે જતા અને અમૃતભાઈને પણ સાથે લઈ જતા. આમ, અમૃત પટેલની સમજ શક્તિ ઘડાતી ગઈ અને વિકસતી ગઈ.

- **લોકસાહિત્યમાં માતૃશ્રી રઈબાની રૂચિ :-**

નિરક્ષર અને અભણ માતૃશ્રી રઈબાને વાંચતાં-લખતાં આવડે નહી પણ પૈસા આપવા-મૂકવા કે ગણવામાં કોઈ મુશ્કેલી પડતી નહી. કોઈપણ વ્યક્તિ સાથે પૈસાનો વહેવાર કરે ત્યારે બેથી ત્રણ વાર ગણ્યા પછી જ બીજાને આપે કે પોતે લેતા. માતા રઈબા સરસપુર દેસાઈની પોળમાં મેડા ઉપર રહેતા હોવાથી ઘરની આગળની બાજુએ પતરાની

અગાશી હતી. ઉનાળામાં ત્યાં રાત્રિના તારાથી મઢાયેલ આકાશ નીચે પથારી પાથરવાની. એ સમયે આજુ-બાજુમાં બે-એક માળથી ઊંચા મકાનો નહોતા તેથી હવાની અવર-જવર સારી રહેતી. આખુંય આકાશ સહજતાથી જોઈ શકાતું હતું. માતા રઈબા રોજ રાત્રે મુખથી લોક-વાર્તાઓ સંભળાવતા ખઉં ગોઠીમડા બળુક-બળુક, ડોશી ડોશી તને ખાઉં, બકરી બકરી ઉઠ, ત્રણ ભાઈબંધો, એવતર-જેવરત, કાશીની જાતર, સોનબાઈ વગેરે વાર્તાઓ માંડતા. માતા રઈબાને લગ્નગીતો તથા જન્માષ્ટમી જેવા પર્વના ગીતો પણ ખૂબ ગમતા. એટલે તેઓ જાતે ગાતા અને અમૃતભાઈને સંભળાવતા. આમ, અમૃતભાઈની લોકસાહિત્ય પરત્વેની રુચિ કેળવાતી ગઈ.

બચપણમાં પોતાના પડોશમાં રહેતા જશીકાકી (સુથાર) તેમજ બાળ ગોઠિયાઓ જગદીશ, રજની, અરિવંદ, જયશંકર જેવાના મોઢે સાંભળેલી હસી મજાકની વાતો તેમજ સંયુક્ત કુટુંબના સભ્યો જોઈતીમા, કાશીમા, ઈશ્વરભાઈ જેવા વડીલો પાસેથી સાંભળેલી જાત-જાતની કથાઓ અજ્ઞાતપણે અમૃતભાઈને લોકસાહિત્ય સંશોધન-સંપાદનની દિશામાં દોરી જવામાં મહત્વનો ભાગ ભજવે છે.

### ૧.૨ પ્રાથમિક શાળામાં ઘડાતું વ્યક્તિત્વ :-

અમદાવાદના સરસપુરની દેસાઈની પોળમાં અમૃત પટેલનું બાળપણ વ્યતીત થયું. મેઢા ઉપર ચાલતા બાલમંદિરમાં અમૃત પટેલનો શિક્ષણનો પાયા નંખાયો. ત્યાર પછી હરીભાઈ ગૌદાનીના દવાખાના પાસે આવેલી મ્યુનિસિપલ શાળા નં.૪ માં ધોરણ - ૧ થી ૪ સુધીનું શિક્ષણ મેળવ્યું. સરસપુર બાળપુસ્તકાલયની સામે આવેલ સરસપુર શાળા નં - ૧૭ માં ધોરણ - પાંચ થી સાત ધોરણ સુધીનું શિક્ષણ મેળવ્યું. આ શાળાઓમાં સમાજના તમામ સ્તરના બાળકો ભણવા આવતા હતા. ધોરણ-પાંચ થી સાત ભણ્યા તે દરમ્યાન દર વરસે પ્રવાસ યોજાતા. તેથી કુટુંબની આર્થિક પરિસ્થિતિ સારી ન હોવા છતાં અમૃત પટેલના પિતાશ્રી તેઓને દરેક પ્રવાસમાં જવાની ફી અને મંજૂરી આપી દેતા. દ્વારકા, જૂનાગઢ,

પાવાગઢ વગેરે પ્રવાસો કરતા ગયા અને તેમની સંશોધક-સંપાદન શક્તિઓ વિકસતી ગઈ. ધોરણ પાંચથી સાત ભણ્યા એ દરમ્યાન શાળાની સામે આવેલ બાળપુસ્તકાલયમાં વાંચન અર્થે જવાની આદત પડી. અને નિયમિત રીતે પુસ્તકો, મેગેઝીનો વાંચતા રહ્યા. આમ, ધોરણ સાતમાં અમૃતભાઈ સરસપુરની શાળાનં. સત્તરમાં પ્રથમ નંબરે પાસ થતાં જ સરસ્વતી વિદ્યાલયમાં પ્રવેશ મળી ગયો. પ્રાથમિક શાળામાં યોજાતા પ્રવાસો દરમ્યાન અમૃતભાઈને ગુજરાત દર્શન થતાં તેમના વ્યક્તિત્વ વિકાસની મહત્તમ કડી બની રહે છે.

● **સરસ્વતી વિદ્યાલય અને વ્યક્તિત્વ ઘડતર :-**

અમૃત પટેલે ધોરણ આઠથી અગિયારનું શિક્ષણ સરસપુરમાં આવેલ શેઠ અચરલાલ હરિલાલ સરસ્વતી વિદ્યાલયમાં મેળવ્યું. એ સમયે સરસપુરની આ નામાંકિત શાળા હતી. આ શાળાના આચાર્ય મુરબ્બી ગોપલાણી સાહેબ ખૂબ જ ઉત્સાહી અને કર્મશીલ હોવાથી વિદ્યાર્થીઓનું સારું ઘડતર થતું. શાળાના ગુજરાતી વિષયના રમણલાલ જાની સાહેબ, ગણિતના મુરબ્બી દામાણી સાહેબ, ધોરણ આઠના વર્ગ શિક્ષક મુરબ્બી ઝિંઝુવાડિયા સાહેબ, હિન્દીની શિક્ષક મુરબ્બી દ્વારકાભાઈ પટેલ તથા સંસ્કૃતના શિક્ષક મુરબ્બી વાડીભાઈ પટેલ સાહેબના શિક્ષણકાર્યની ઊંડી સૂઝની ઉમદા અસર અમૃતભાઈ પર પડી. શાળાના વિવિધ સાંસ્કૃતિક કાર્યક્રમો તથા રાજકીય અને બિન રાજકીય નેતાઓના વકતવ્યો તેમજ તત્કાલીન ગુજરાતના મુખ્યમંત્રીશ્રી ઘનશ્યાભાઈ ઓઝા, મહામહિમ રાજ્યપાલ નારાયણભાઈ જેવાના વાર્તાલાપો વિદ્યાર્થીને ઘડતા રહ્યા. આ બધી જ સર્જનાત્મક પ્રવૃત્તિઓને કારણે અમૃતભાઈ પટેલનું વ્યક્તિત્વ ઘડતર મજબૂત બન્યું. ઈ.સ. ૧૯૭૧ના ભારત પત્રક કવિની તસ્વીરોનો આલ્બમ બનાવવાનું કામ અમૃતભાઈને સોંપ્યું. અમૃતભાઈએ જુદા-જુદા છાપાઓ, મેગેઝીનો, પોસ્ટરોમાંથી કટીંગ કરી કરીને આ યુદ્ધ તસ્વીરોનો ક્રમિક યુદ્ધના અથ થી અસ્ત સુધીના આલ્બમ તૈયાર કર્યો. આ આલ્બમની તસ્વીરોની ગોઠવણને સ્કૂલના સમગ્ર

શિક્ષકોમાં પ્રશંસા કરી ત્યારથી આવા પ્રકારના ફોટાઓ સિક્કાઓ સંગ્રહ કરવાનો શોખ કેળવાતો ગયો.

માધ્યમિક શાળાના અભ્યાસ દરમ્યાન શિક્ષણકાર્યની સાથે સાથે સ્કૂલમાં યોજાતી વિવિધ સ્પર્ધાઓ વકતવ્યો, ઈતર પ્રવૃત્તિઓ દ્વારા તેમના વ્યક્તિત્વનું ઘડતર થતું ગયું.

● **સુખી દાંપત્ય અને પારિવારિક જીવન :-**

પિતાશ્રી પરસોત્તમદાસની હયાતીમાં રણછોડપુરા ગામના ધોરણ સાત પાસ એવા કાન્તાબેન સાથે અમૃતભાઈના લગ્ન વિ.સં. ૨૦૩૫ ના વૈશાખ સુદ અગિયારસને શુક્રવારના દિવસે થયા. એક જ મંડપમાં નાનાભાઈ મહેશભાઈના બાળલગ્ન કાન્તાબેનના નાના બહેન રમીલાબેન સાથે થયા. અમૃતભાઈના લગ્ન થયા તેજ વરસે પિતાશ્રી પરસોત્તમદાસને કેન્સર થતાં સમગ્ર પરિવાર મક્તુપુર વતનમાં આવીને સ્થિર થયો. છ મહિનામાં પિતાજીનું અવસાન થતાં બાપદાદાની પરંપરાગત ખેતીનો વ્યવસાય પરિવાર કરવા લાગ્યો. ટૂંકી જમીન હોઈ માતા રઈબા બે ભેંસો અને ચારેક વીઘા જમીનમાં પરિવાર તનતોડ મહેનત કરી ગુજરાન ચલાવતા ગયા. માતા રઈબા અને પત્ની કાન્તાબેન સવાર-સાંજે ખેતરે કામ કરી ભેંસ નો ચારો લઈ આવે. વહેલી સવારે સાડા ચાર-પાંચ વાગે છાશ વલોવી માખણ તાપીને ખેતરે જાય. પરંપરાગત જીવન શૈલીમાં જીવન વ્યતિત થતું ગયું. અમૃતભાઈને શિક્ષકની નોકરી મળતાં સંયુક્ત પરિવાર સ્થિર થતો ગયો અને નાનાભાઈ મહેશભાઈ એન્જિનિયર થઈ ગયા.

અમૃતભાઈને ત્રણ સંતાનો પૈકિ પ્રાંજલિ, આકાંક્ષા અને હાર્દિક અને મહેશભાઈના સંતાનો સચિન અને પલક સંયુક્ત પરિવારમાં રહેતા. મોટી દીકરી પ્રાંજલિ એ પી.એચડી. સુધીનું શિક્ષણ મેળવ્યું. બીજા ક્રમે આકાંક્ષાએ એમ.એ. (યુનિ.પ્રથમ) એમ.એડ.સુધી નું શિક્ષણ મેળવી હાલ અધ્યાપનનો વ્યવસાય સ્વીકાર્યો છે. સહુથી નાના પુત્ર હાર્દિક એમ.એસ.સી., આઈ.ટી. કરી કોલેજના અધ્યાપક તરીકે જોડાયા છે. તો નાના ભાઈ

મહેશભાઈના દિકરા સચિને એન્જિનીયરીંગમાં એમ.ઈ. સુધી અભ્યાસ કર્યો છે. સહુથી નાની પલક હોમીયોપેથીકમાં અભ્યાસ કરી ઉતીર્ણ થઈ છે.

● **ઉચ્ચતર અભ્યાસ અને ઘડતર : લોકસાહિત્ય પરત્વેની દિશા-દૃષ્ટિ :-**

અમૃતભાઈએ બી.એ.માં પ્રથમ આવી સુવર્ણચંદ્રક પ્રાપ્ત કર્યો. એમ.એ.ના અભ્યાસ દરમ્યાન પ્રિ. ડૉ. સોમાભાઈ પટેલ, જી. કા.વ્યાસ અને નવીનીતભાઈ શાહ સાહેબના તેઓ પ્રિય વિદ્યાર્થી રહ્યા. કોલેજમાં ચાલતા મેગેઝીન 'નિષ્ઠા'માં તેમની કવિતાઓ અને લેખો પ્રગટ થતા રહ્યા. તેથી તેમને સર્જન પ્રત્યેની રસરુચિ જળવાઈ રહી. અને એક પ્રકારનું પ્રોત્સાહન મળતું ગયું. એમ.ફીલ. પીએચ.ડી. ના અભ્યાસ દરમ્યાન પૂ. કનુભાઈ જાની સાહેબ જેવા દૃષ્ટિવાન વિદ્વાનના હાથ નીચે અમૃતભાઈનું ઘડતર થયું. લોકસાહિત્ય પરત્વેની તેમની સૂઝ-સમજ સહજ રીતે ઘડાતી રહી. અસ્તિત્વવાદમાં પીએચ.ડી. કરવું એવા ખ્યાલથી કનુભાઈ જાની સાહેબ પાસે ગયેલા અમૃતભાઈને ઉત્તર ગુજરાતના લોકસાહિત્ય તરફ કામ કરવાની દિશા-દૃષ્ટિ-સૂચન જાની સાહેબે કર્યું. પછી તો અમૃતભાઈએ તેમના જ ગામ મક્તુપુરની ''સિદ્ધપુર તાલુકાના મક્તુપુર ગામનું ગેય લોકસાહિત્ય સંશોધન-સંપાદન અને અધ્યયન'' વિષય ઉપર પીએચ.ડી. નું કાર્ય કર્યું. સતત એક જ લગન અને પૂરા ખંતથી તેઓએ ક્ષેત્રકાર્ય કર્યું. માહિતીદાતાઓને શોધી કાઢવા. ટેપ રેકોર્ડીંગ કરવું અને કેસેટ ઉપરથી કાગળ પર લિપીબદ્ધ કરવું એ કાર્ય સતત સાડા ત્રણ વર્ષ સુધી ચાલ્યું. પીએચ.ડી.ની પદવી મળ્યા પછી પણ તેમનું સંશોધન સંપાદનનું કાર્ય આજ પર્યંત ચાલતું રહ્યું.

● **ધર્મપત્નિનો સંશોધન કાર્યમાં સહકાર અને વિરોધ :-**

પોતાના ગામ મક્તુપુરમાં રાત્રે જમી પરવારીને સ્ત્રીઓ સમૂહમાં બેસી ચોમાસું ગીતો ગાતી. આ ગીતોનું અમૃતભાઈ ટેપરેકોર્ડરની મદદથી રેકોર્ડીંગ કર્યું. તો જન્માષ્ટમીના તહેવારે ગોકળ આઠમ કાનુડાનાં ગીતો ઢોલના તાલે ગવાતાં. કોઈવાર તો આ તહેવાર પાંચ-સાત દિવસ તો કોઈવાર દસ-પંદર દિવસ ઉજવાતો અને ગીતો ગવાતા. તેનું રેકોર્ડીંગ

અમૃતભાઈએ કરેલું. બપોર પછીના ખેતીકામ અને ભેંસો માટે ચારો લઈ આવ્યા બાદ માંડી રાત્રે ગવાતા આ ગીતોને ધ્વનિબદ્ધ કર્યા. આવા બારસો જેટલા લોકગીતો રેકોર્ડ કર્યા. જેમાંના ૮૨૫ ગીતો આજ દિન સુધીમાં પ્રગટ થઈ ચૂકયાં છે. ૩૫૦ ઉપરાંત ગીતો હજુ પ્રકાશનની તૈયારીમાં પડયાં છે. ગામના વયોવૃદ્ધ વડીલો પાસેથી સાડા ત્રણસો જેટલી લોકકથાઓ (લોકવાર્તાઓ) તેમણે રેકોર્ડ કરી લીધી છે.

રાત્રિના સમયે સ્ત્રીઓ ભેગી કરીને ગીતો રેકોર્ડીંગ કરતા કેટલીક વાર તેમના ધર્મપત્નિ તેમની સાથે આવતા. દિવસે ખેતી કામ કરવાનું, ભેંસો માટે ચારના ભારા લાવવાના તેથી થાક્યાં હોય તો પણ તેઓ સાથે આવી સહકાર આપતા. રાત્રિના માંડા સમયે તેમની પત્નિ ઊંઘથી ઘેરાવા માંડી ડોલા ખાતા હોય ત્યારે આ ગાનારી સ્ત્રીઓ ગાવા માંડે.

''વઉંને ડોલણિયું ઘડાવારે વઉં તો ઊંઘે સે,
જઉંને સિદડે ઘોડિયું બંધાવો રે વઉં તો ઊંઘે સે,
વઉંને કાગડા હાલો ગાસી રે વઉં તો ઊંઘે સે.''

આમ ગીતોનું રેકોર્ડીંગ કરવા જવા-આવવામાં પત્નિનો ખરો સહકાર મળેલો. આ સંશોધન કાર્ય માટે કેસેટ, પાવર ખરીદી ક્ષેત્રકાર્ય માટેના પ્રયાસો માહિતીદાતાઓને કયારેક આર્થિક મદદ પણ કરવી પડી હતી. આ બધા ખર્ચાઓથી ખર્ચાળ બનેલ સંશોધન કાર્યનો પત્નિએ કયારેક વિરોધ પણ કરેલો. પોતાના માતૃશ્રી રઈબા તથા પત્નિ કાન્તાબેન તેમજ કુટુંબીજનો સ્નેહીજનો આ ખર્ચાને નાહકનો ખર્ચ ગણાવતા. આવા લોકગીતો-લોકકથાઓના સંશોધન સંપાદનથી નોકરી મળતી હોય તો આ ગાનારી સ્ત્રીઓ કે લોકકથા વાર્તા કહેનારા કથકોને જ સરકાર નોકરી ન રાખી લે ? તમને શા માટે નોકરી રાખે ? આવા ઘરના સભ્યોનું માનવું હતું. આવા પૈસા બચાવવા અને આવો અભ્યાસ છોડી દેવાની કાયમની જીદ આ સંશોધન આડેની ખૂબજ મહત્વની મુશ્કેલ સમસ્યા હતી.

## ૧.૩ કોલેજમાં અધ્યાપક આચાર્ય અને સંશોધન સાથે સંકલન :-

અમૃતભાઈએ આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજ, ખેરાલુમાં ૧૯૮૭માં ગુજરાતીના અધ્યાપક તરીકે જોડાયા ત્યારથી ઈ.સ. ૧૯૯૨ માં આર્ટ્સ એન્ડ કોર્મસ કોલેજ, ઊંઝા અને ઈ.સ. ૧૯૯૩માં મહિલા કોલેજ ઊંઝામાં અધ્યાપક તરીકે રહ્યા. ત્યાં સુધી તેઓ સંયુક્ત પરિવાર મક્તુપુર મુકામે રહ્યા. મક્તુપુરમાં રહીને તેમણે ઉત્તર ગુજરાતના લોકસાહિત્ય સંશોધન-સંપાદન અર્થે આસપાસના અકે સ્થળોનો પ્રવાસ કર્યો. ઉત્તર ગુજરાતના લોકગીતો-લોકકથાઓ વગેરે ટેપરેકોર્ડીંગ કર્યા. ઉત્તર ગુજરાતના ઈન્દ્રપૂજાના મહોત્સવો, શુકનના લોકમેળાઓ, ઉત્સવોનો અભ્યાસ કરવા ખર્ચાળ વિડિયોગ્રાફી કરી, તો આવું બીજું ખર્ચાળ સંશોધન કાર્ય તેઓએ ઉત્તરગુજરાતના પ્રાચીન મંદિરો-શિલ્પો અને વાવોની સાતેક કેસેટમાં વિડિયોગ્રાફી કરી. તેનો ફાયદો સમાજનો અને ઉચ્ચ શિક્ષણને નવા નવા આવિષ્કારો થી થતો ગયો. પ્રાચીન શિલ્પો સ્થાપત્યો, વાવો અને પ્રાચીન કુંડોની ફોટોગ્રાફી કરી. આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજ, ખેરાલુ પાંચેક વર્ષ અધ્યાપન કાર્ય કર્યુ. તે દરમિયાન ખેરાલુ કોલેજમાં બેનમૂન અદ્વિતિય પ્રાચીન શિલ્પોનું સંગ્રહાલય બનાવ્યું. ખેરાલુની આસપાસના વિસ્તારમાં ફરતા ગયા અને ખોદકામ થતું હોય ત્યાંથી મળી આવતા પ્રાચીન અવશેષો ભેગા કરતા ગયા. જેના ફોટોગ્રાફ્સ પરિશિષ્ટમાં દર્શાવેલ છે. જેમાં સમગ્ર કોલેજ પરિવાર તથા ગુજરાત સરકારના નિવૃત નાયબ સચિવ અને ખેરાલુના વતની . નાથુબાપા તથા પટેલ સો મીલ વાળા વાલજીભાઈ પટેલનો આર્થિક સહયોગ મળતો રહ્યો.

## ૧.૪ લોકસાહિત્ય સંશોધનના ક્ષેત્રમાં પ્રવેશ કરાવનારા કેટલાંક પરિબળો :-

અમૃત પટેલના લોકસાહિત્ય સંશોધન સંપાદનનું પ્રથમ પરિબળ તો બાળપણથી જ માતા રઈબા, પડોશી જશીકાકી સુથાર અને બાળ ગોઠિયા મિત્રો, તેમજ સંયુક્ત કુટુંબના સભ્યો કાશીમા, ઈશ્વરભા, જોઈતીબા જેવા વડીલોએ કહેલી બાળવાર્તાઓએ તેમની આ દિશામાં રસરુચિ બાળપણથી જગાડી અને પોષી છે.

જન્માષ્ટમીના ઉત્સવ પ્રસંગે સ્ત્રીઓ દ્વારા કાનુડાના ગીતો બપોરે તેમજ રાત્રિ દરમ્યાન ઢોલની ઘંટીએ રમઝટ ચાલતી તથા નવરાત્રિમાં ગવાતા પરંપરાગત ગરબા-ગરબીઓએ તેમના લોકસાહિત્ય સંશોધન-સંપાદનના રસને સંકોરવાનું કામ કર્યું.

વતન મક્તુપુર મોસાળ સુણોક તેમજ અમદાવાદમાં તેમના ઘરે ફુલચંદ બારોટ, સીતારામ બારોટ તથા લક્ષ્મણ બારોટના મુખે કહેવાયેલી લોકવાર્તાઓ તેમણે સાંભળેલી હતી. ચોમાસાના ચર્તુમાસ દરમ્યાન રાવણહથ્થાવાળાઓના મુખે કહેવાતી ભરથરીઓની બાળવાર્તાઓએ તેમના માનસ પર ઘેરી અસર ઉપજાવી તો ચૈત્ર માસમાં ગામના નાયકો દ્વારા થતી જાતર અને બપોરે કહેવાતી રામાયણની કથાના પ્રસંગોનું શ્રવણ તેમના બાળમાનસને લોકસાહિત્ય સંશોધન-સંપાદનની દિશા તરફ વાળવામાં નિમિત્ત બન્યા.

માદરે વતનમાં આવતી-જતી જાનો અને ત્રણ ત્રણ દિવસના રોકાણ દરમિયાન જાનડીઓના મુખે ગવાતા લગ્નગીતો-લોકગીતો તેમજ વડીલ વૃદ્ધોના મુખે કહેવાયેલી સત્ય ઘટનાઓને લોકકથા-લોકવાર્તા સ્વરૂપે સાંભળી અમૃત પટેલનો લોકસાહિત્ય-સંશોધન-સંપાદનનો વિચાર દૃઢ બન્યો.

- **કનુભાઈ જાનીનું માર્ગદર્શન અને સહકાર :**

ઉચ્ચ અભ્યાસ અર્થે અસ્તિત્વવાદ નો વિચારર લઈને નિકળેલા અમૃત પટેલને સાહેબશ્રી કનુભાઈ જાનીના દિશા સૂચનથી ઉત્તર ગુજરાતના લોકસાહિત્ય સંશોધન-સંપાદનના વિષયમાં ઉચ્ચ અભ્યાસ અગત્યનું પરિબળ બની રહે છે.

આવા પાંચેક પરિબળોએ અમૃતભાઈને છેલ્લા ત્રણેક દાયકા સુધી ઉત્તર ગુજરાતના લોકસાહિત્ય સંશોધક-સંપાદક તરીકે પરિપાક રૂપે જોતર્યા અને તેમના આજે અનેક સંશોધન-સંપાદનના ગ્રંથો ગુજરાત અને ઉત્તર ગુજરાતને પ્રાપ્ત થયા છે.

● **પદ્ધતિસરનું ક્ષેત્રકાર્ય :-**

ડૉ. અમૃત પટેલે લોકસાહિત્ય ક્ષેત્રમાં વૈજ્ઞાનિક પદ્ધતિ અપનાવી. સંશોધન સંપાદન કાર્ય કર્યુ. તેઓ જાતે જ માહિતીદાતાઓ પાસે જતા તેમના દિલ અને લાગણી જીતી માહિતી કઢાવી ટેપ રેકોર્ડર કે કાગળ-પેનથી માહિતી એકત્ર કરતા. માહિતીદાતાની મૂળભાષા જળવાય તેનો પૂરેપૂરો ખ્યાલ રાખતા. જરૂર જણાય ત્યાં નોંધો મૂકતા. આવી નોંધો માહિતીદાતાઓને મળી પ્રશ્નોત્તરી સ્વરૂપી એકત્ર કરતા. અંતે માહિતી એકત્ર કરી ગ્રંથાલયના પુસ્તકોનું વાંચન કરી લોકગીતો-લોકકથાઓ વિષય અને સ્વરૂપ પ્રમાણે વર્ગીકરણ કરી સંપાદન કરતા. આમ, વૈજ્ઞાનિક પદ્ધતિથી લોકસાહિત્યનું સંશોધન-સંપાદન કરનાર ઉત્તર ગુજરાતના પ્રથમ વિદ્વાન બન્યા છે. જેમકે લોકગીતોમાંથી કથા આધારિત કથાગીતો, રાસડા, લોકાખ્યાનોને અલગ તારવીને ‘મું તો ઢોલે રમું’ નામે ગુજરાતી લોકસાહિત્યના ક્ષેત્રે પ્રથમ રાસડા સંગ્રહ આપનાર પ્રથમ સંશોધક છે. ભારતીય ભાષાઓમાં સ્વતંત્ર રાસડા સંગ્રહ બીજી કોઈ ભાષાઓમાં પ્રગટ થયા હોય તેવું જાણમાં નથી. સ્કોટલેન્ડમાં ઈ.સ. ૧૭૬૫માં બિશપ પર્શીએ પ્રગટ કરેલો બેલેડ્ઝ સંગ્રહ પછી આ પ્રકારનું વૈશ્વિક કક્ષાનું સંશોધન ડૉ. અમૃતભાઈ પટેલ પાસેથી મળે છે. ભારત વર્ષના આ પ્રથમ ઐતિહાસિક કથાગીતો (રાસડા) નો સંચય છે.

ડૉ. અમૃતભાઈ પટેલે લોકગીતોને ટેપરેકોર્ડરની મદદથી ઘણી વખત માહિતીદાતાઓને ખબર પણ ન પડે અને ગીતો-કથાઓ રેકર્ડ કરી લીધી છે. તો કયારેક માહિતીદાતાઓ પાસેથી સીધી જ કાગળ ઉપર ટપકાવી લેવી પડે છે. આ સંશોધન માટેની મહત્વની મુશ્કેલી આર્થિક પાસાની હતી. ગામે ગામ માહિતી એકત્ર કરવા જવાનું, પ્રવાસ ખર્ચ, ઓડિયો-વિડીયો કેસેટ ખરીદવાનું ખર્ચ, વિજળીની સગવડ ન હોય તેવા સ્થળોએ પાવરથી રેકોર્ડીંગ કરવાનું અતિ ખર્ચાળ બની રહેતું. લોકકથાના રેકોર્ડીંગ માટે વિડિયોગ્રાફરને અનેક દિવસો સાથે રાખવાનું તેની સરભરા કરવાનું ખર્ચ, ઉંચું દૈનિક

મહેનતાણું ચૂકવવાનું ખર્ચ આર્થિક બોજા સમાન ગણાતું. આ વિડીયોગ્રાફી માટે કોઈ આર્થિક સહાય કરનારા શોધવા દુષ્કર હતું. આવી ખર્ચાળ સંશોધન પ્રવૃત્તિમાં તો ઘણીવાર માહિતીદાતાઓની મરજી મુજબ તેમના આપેલા અનુકૂળ સમયે જવું પડતું. તો ઘણીવાર વારંવાર ધક્કા ખાવા છતાં માહિતી ન મળતી. અને નાણાં શક્તિ-સમયનો વ્યય થતો. આવી મુશ્કેલીઓમાં પણ અમૃતભાઈ પટેલે સંશોધન-સંપાદનનું કાર્ય પાર પાડયું છે.

- **કોલેજ, યુનિવર્સિટીઓમાં પરિસંવાદો અને વ્યાખ્યાનો :**

ડૉ. અમૃતભાઈ પટેલે સાડા બાર વર્ષ અધ્યાપક તરીકે અને છેલ્લા સોળેક વર્ષથી કોલેજના આચાર્ય પદે હોવાને કારણે તથા આ વિષયના પ્રખર વિદ્વાન હોવાથી તેમણે લોકસાહિત્ય ના અનેક જુદા જુદા વિષયો ઉપર પ્રાચીન મંદિરો, શિલ્પ, સ્થાપત્ય અને સંસ્કૃતિના તેમજ ગુજરાતી વિષયના સમયાંતરે સો એક વ્યાખ્યાનો, અધિવેશનો, પરિસંવાદો, વર્કશોપ, કોલેજ વ્યાખ્યાનો, યુનિવર્સિટી કક્ષાના વ્યાખ્યાનો, પરિષદના જ્ઞાનસત્રો કે વ્યાખ્યાન માળાઓ અંતર્ગત વ્યાખ્યાનો આપવા નિમિત્રે જ વાંચન-મનન-ચિંતન રહેતું. તેના કારણે લોકસાહિત્ય સાથેનું અનુસંધાન અને તાદાત્મ્ય જોડાતું રહ્યું. આમ તેમની વિદ્વતા કેળવાતી રહી નવું-નવું વાંચન તેમની વિચાર-લેખન શક્તિને ઉજાગર કરતી રહી અને અસંખ્ય લેખો પ્રગટ કરતા રહ્યા.

- **યુનિવર્સિટીમાં લોકસાહિત્ય વિષય દાખલ :**

અમૃતભાઈ પટેલ કોલેજમાં આચાર્ય પદે હોઈ યુ.જી.સી. ગુજરાત સાહિત્ય અકાદમી મેઘાણી સંશોધન કેન્દ્ર, સમાજના શ્રેષ્ઠીઓના આર્થિક અનુદાનથી ગુજરાતના લોકગીતો અને લોકકથાઓ વિષેના જુદાં જુદાં વિષયો વક્તાઓને ત્રણેક મહિના પહેલાં ફાળવી આપી. બે કે ત્રણ દિવસીય પરિસંવાદોનું આયોજન કરતા રહેતા. આ વિષયના તેમણે પાંચ-છ જેટલા પરિસંવાદો આયોજીત કરી જે તે ખ્યાતનામ વિષય તજજ્ઞોની લેખોનું સંપાદન પણ તેઓ કરતા રહેતા. આ વિષયાના રસિક વિદ્વાનો, અધ્યાપકો અને

વિદ્યાર્થીઓને પણ તેઓ આ પરિસંવાદમાં સર્જક કે શ્રોતા તરીકે ઉપસ્થિત રાખતા તેથી લોકસાહિત્યનો વિષય કોલેજ અને યુનિવર્સિટી કક્ષાએ સતત જીવંત રહેતો.

ઉત્તર ગુજરાત યુનિવર્સિટી ઈ.સ. ૧૯૮૭માં પાટણ મુકામે વડું મથક સ્થાપી આરંભાઈ. દષ્ટિ-સંપન્ન કુલપતિશ્રી ફુલચંદ યાજ્ઞિક સાહેબ જેવા વહિવટના અનુભવી અને અનયાસી કુલપતિ મળ્યા. કુલપતિશ્રી જુદી જુદી વિદ્યાર્થી વિકાસ માટેની શિબિરોનું આયોજન કરતા. આમાંની કેટલીક શિબિરોનું સંચાલન કુલપતિ સાહેબશ્રી અમૃતભાઈ પટેલ ને સોંપતા. તે કારણે કુલપતિના સંપર્કમાં રહેવાનું થતાં અમૃતભાઈને ઉત્તર ગુજરાત યુનિવર્સિટીમાં લોકસાહિત્યને સ્વતંત્ર વિષય તરીકે દાખલ કરાવવા માટેની દરખાસ્ત રજૂ કરી. યાજ્ઞિક સાહેબે લોકસાહિત્યના બે પ્રશ્નપત્રો માટેનો અભ્યાસક્રમ તૈયાર કરીને અમૃતભાઈએ યુનિવર્સિટીને રજૂ કરી દીધો. બીજા વર્ષે લોકસાહિત્ય એમ.એ. ભાગ -૧ અને ભાગ-૨ માં દાખલ થઈ ગયો. સમયે સમયે આ અભ્યાસક્રમને સુધારા વધારા સાથે અપડેટ કરતા રહ્યા. અભ્યાસક્રમના ખૂટતા મુદ્દાઓ વિશે તેઓ યથા અવકાશ લેખો લખીને પ્રગટ કરતા કે વિદ્યાર્થઓને નોંધ સ્વરૂપે આપતા રહેતા.

- **એમ.ફીલ અને પીએચ.ડી.ના વિદ્યાર્થીઓને માર્ગદર્શન :**

ડૉ. અમૃતભાઈ પટેલના માર્ગદર્શન હેઠળ એમ.ફીલના આઠ તથા પીએચ.ડી.ના પચ્ચીસેક વિદ્યાર્થીઓ એ પદવી પ્રાપ્ત કરેલ છે. તેમના પચ્ચીસેક પીએચ.ડી.ના વિદ્યાર્થીઓ પૈકી બારેક વિદ્યાર્થીઓ તો લોકસાહિત્ય વિષય પર મહાનિબંધ રજૂ કરેલ છે. આજે પણ તેમના માર્ગદર્શન નીચે પંદરેક વિદ્યાર્થી પીએચ.ડી. કરી રહ્યા છે. તેઓ ઉત્તર ગુજરાત યુનિવર્સિટી અને દક્ષિણ ગુજરાત સુરતમાં પીએચ.ડી.ના માર્ગદર્શક તરીકેની કામગીરી સંભાળી રહ્યા છે. પીએચ.ડી.ના માર્ગદર્શન નિમિત્તે પોતાનાથી જે કાર્ય થઈ શકેલ નથી તેવા વિષયો પર તેમના વિદ્યાર્થીઓ પાસે કામ કરાવતા રહ્યા છે. જેથી તેઓ સતત લોકસાહિત્યનું વિદ્યાર્થીઓને માર્ગદર્શન આપીને ગુજરાતના લોકસાહિત્ય વિષયને મજબૂત અને સમૃદ્ધ

બનાવતા રહ્યા છે. ઉચ્ચ અભ્યાસ અર્થે તેમની પાસે આવતા વિદ્યાર્થીઓને તેઓ લોકસાહિત્ય વિષય ફાળવી લોકસાહિત્યની જુદી જુદી શાળા-પ્રશાખાઓ વિષે કાર્ય કરાવતા રહ્યા. રાહ ચિંધતા રહ્યા અને તેમનું મિશન પૂર્ણ કરતા રહ્યા.

● **દેશ-પરદેશના વિદ્વાનોને માર્ગદર્શન :-**

ગુજરાતના લોકસાહિત્યના વિષે જિજ્ઞાસું વિદ્વાનો અમૃતભાઈ પટેલને શોધતા શોધતા તેમના ઘર કે કોલેજને દ્વારે આવી ચઢતા. અમેરિકાથી ગુજરાતી લોકકથાઓના રેકોર્ડીંગ માટે આવેલા જહોન રોજા જેવા સ્કોલરને પંદરેક દિવસ પોતાના વતન મક્તુપુરમાં રાખી ત્રીસેક લોકકથાઓ રેકોર્ડ કરી આપી છે. તો કેરાલાથી આવેલા લોન્સી લાંબા જેવા સ્કોલરને પણ લોકજીવનના અભ્યાસ નિમિત્તે પોતાને ત્યાં રાખી પ્રવાસ-ક્ષેત્રકાર્યની વ્યવસ્થા કરી આપેલ. ભવાઈ વિશે ફિલ્મ બનાવવા સ્ક્રીપ્ટ તૈયાર કરવા માટે મુંબઈથી આવેલ વ્યક્તિ હોય કે ધાર્મિક પ્રતિકોના અભ્યાસ અર્થે મુંબઈથી આવતા શૈલેષભાઈ મહાદેવિયા કે આવા તો ત્રીસ-ચાલીસ જેટલા નાના-મોટા સ્કોલરો પીએચ.ડી. ના વિદ્યાર્થીઓ તેમની પાસે માર્ગદર્શન અને સલાહ સૂચન માટે અસંખ્યવાર આવતા જતા. તેમના રહેવા-જમવાની વ્યવસ્થા પણ તેઓ અચૂક કરી આપતા.

● **લોકસાહિત્યમાં રસ જગાડનાર પરિબળો :**

અમૃત પટેલને લોકસાહિત્ય વિષય પ્રત્યે રસ રુચિ જગાડનાર પરિબળો નીચે પ્રમાણે છે :

૧. પ્રથમ પરિબળ તરીકે માતા રઈબાનો વિશેષ ફાળો રહેલો છે. બાળપણમાં માતા પાસેથી સાંભળેલી વિવિધ બાળવાર્તાઓ અને લોકગીતોએ લોકસાહિત્યમાં રસ જગાડવામાં પ્રેરક બન્યા છે.

૨. બાળપણમાં પ્રાથમિક શાળામાં યોજાતા પ્રવાસોએ તેમને ગુજરાતના વિવિધ પ્રદેશોનું દર્શન કરાવેલું. જેમાં વિવિધ પ્રદેશના લોકો તેમની લોકસંસ્કૃતિ વગેરેએ તેમને આકર્ષ્યા અને તેમની દૃષ્ટિ એ તરફ કેળવાતી ગઈ.

૩. પોતાના વતન મક્તુપુરમાં સંયુક્ત કુટુંબમાં વસતા વડીલો, બાળમિત્રો અને અમદાવાદના વસવાટ દરમિયાન આડોશી-પાડોશીઓ પાસેથી સાંભળેલી લોકવાર્તાઓ, લોકકથાઓ વગેરે આ દિશામાં જવા માટે નિમિત્તરૂપ બન્યા છે.

૪. તો વળી પોતાના ગામમાં આવતી કે જતી જાનો પહેલાના સમયમાં રાતભર રોકાતી, એ જાનોમાં આવતી જાનડીઓ મધુર કંઠે ગવાતા ગીતો, તો વડીલો, વૃદ્ધો રાતભર બેસીને કોઈ વીરપુરુષની સત્ય ઘટનાઓ પર આધારિત લોકવાર્તાઓ માંડતા જેને સાંભળવાથી પણ લોકસાહિત્ય પ્રત્યે રસરુચિ વધતી ગઈ.

૫. તો છેલ્લે અમૃતભાઈને આ દિશાનું લક્ષ્ય બતાવનાર કનુભાઈ જાની છે. કનુભાઈ જાનીના માર્ગદર્શન અને તેમના સૂચને ઉત્તર ગુજરાતના લોકસાહિત્ય વિશે અભ્યાસ કરવા જણાવ્યું. ઝો એક મહત્વનું પરિબળ બની રહે છે.

**૧.૫ સંશોધન પ્રકલ્પો અને માન-સન્માન :-**

યુનિવર્સિટી ગ્રાન્ટ કમિશન દિલ્હી અને પુના ઓફીસ દ્વારા અમૃત પટેલને બે માઈનર રિસર્ચ પ્રોજેક્ટ મંજૂર થયેલા. જેમાંનો ઉત્તર ગુજરાતમાં ઊંઝા આસપાસ વૈદિક સમયથી ચાલી આવતી ઈન્દ્રપૂજાના મહોત્સવો વિશેનો સંશોધન પ્રોજેક્ટ તેમણે યુ.જી.સી. ની આર્થિક સહાયથી પૂર્ણ કર્યો. તો ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર દ્વારા ઉત્તર ગુજરાતની લોકકથાઓ વિષેનો સંશોધન પ્રકલ્પ પણ તેમણે પૂર્ણ કરેલ. તેમના 'મેંદી લાલ ગુલાલ' ને ૧૯૯૪, 'મું તો ઢોલે રમુ ને' ૧૯૯૫ અને 'આપણાં ઓઠાં' ૨૦૦૧ ના ગુજરાત સાહિત્ય અકાદમી દ્વારા શ્રેષ્ઠ પુસ્તકના એવોર્ડ પ્રાપ્ત થયેલ છે. તો વેદકાળથી મા ઉમિયાની પૂજા પ્રાચીન નગરી ઉમાપુર ઊંઝા લખ્યું. સહુ પ્રથમવાર કડવા પાટીદારોની કુળદેવી ઉમિયા

માતાજી અને મંદિરનો ઈતિહાસ લખવા બદલ ઉમિયા માતાજી મંદિર તરફથી 'ઉમિયા સુવર્ણચંદ્રક' ઈ.સ. ૨૦૦૧માં ખાસ સમારંભમાં અર્પણ થયો.

તો ઉમિયા માતાજીના ઓગણીસમી શતાબ્દી મહોત્સવનો રજત જયંતિ સમારોહ ભવ્યાતિભવ્ય રીતે વિ.સ. ૨૦૬૭ના માગશર સુદ ૧૧ થી માગશર સુદ - પૂનમ સુધી ૭૦૦ એકર જમીનમાં યોજાયો હતો. જેમાં દેશ પરદેશથી અંદાજે સાઈઠ લાખ કરતાં પણ વધુ માનવ મહેરામણ ઉમટી પડયો હતો. આ મહોત્સવમાં ૧૫ વીઘા જમીનમાં પાટીદાર લોક સાંસ્કૃતિક પ્રદર્શન યોજાયેલ આ પ્રદર્શન કમિટિના ચેરમેન પદે રહીને તેઓએ ઉમિયા માતાજી અને પાટીદારોના સાંસ્કૃતિક સામાજીક ઈતિહાસ અને લોકજીવન રજૂ કર્યું હતું. આ પ્રદર્શનની મુલાકાત માટે રાત-દિવસ પ્રચંડ ઘસારો રહેતો. લગભગ પાંત્રીસથી ચાલીસ લાખ લોકોએ આ પ્રદર્શનની મુલાકાત લીધી. આ કમિટિના ચેરમેન પદે જે ઉત્તમ કામગીરી કરી તે માટે મધ્યપ્રદેશના પાટીદારો ઉજ્જૈન નજદીક નર્મદા નદીના તટ પ્રદેશમાં આવેલ કરોદિયા મુકામે ભવ્ય સમારોહમાં અમૃત પટેલને 'ગુજરાત ગૌરવ' અભિવાદન સન્માન પત્ર અર્પણ કર્યું હતું. આનર્ત ગુજરાતીના અધ્યાપક સંઘના મહેસાણા મુકામે ભરાયેલ અધિવેશનના પ્રમુખ તરીકે રહ્યા. આ અધિવેશનમાં પાંચ લોકસાહિત્ય વિષય પુસ્તકોનો ભવ્ય લોકાર્પણ સમારોહ અધ્યાપકો દ્વારા આયોજીત થયો. પરિષદોના જ્ઞાનસત્રોમાં વકતા તરીકે રહ્યા. 'રાજમાતા મહારાણી મીનળદેવી' જેવા પુસ્તકોના ભવ્ય લોકાર્પણ સમારોહ અમદાવાદ મુકામે લોકોએ આયોજીત કર્યો. અમૃત પટેલના કાર્યની કદર સમાજ અને અધ્યાપકો અવાર-નવાર કરતા રહ્યા છે. જેને કારણે તેમને સંશોધન કાર્ય માટે પ્રોત્સાહન મળતું રહ્યું છે. સીમા સ્તંભ કૃતિઓ અમૃત પટેલના કેટલાય પુસ્તકો ગુજરાતની જુદી જુદી યુનિવર્સિટીઓમાં જુદા જુદા સમયે અભ્યાસક્રમમાં પાઠ્યપુસ્તક તથા સંદર્ભગ્રંથ તરીકે સ્થાન પામ્યા છે. સંશોધનના ક્ષેત્રમાં અમૃત પટેલે ગુજરાતી લોકસાહિત્ય અને ઈતિહાસના ક્ષેત્રમાં અનેક સીમા સ્તંભ સમી સાહિત્ય સંશોધનના આભુષણરૂપ ગણી શકાય તેવી માતબર કૃતિઓ આપી છે. ગુજરાતી લોકસાહિત્યના ક્ષેત્રમાં લોકગીત સ્વરૂપ અને પ્રકાર વિશે સહુ

પ્રથમ પુસ્તક આપી વિદ્યાર્થીઓ અને વિષય રસિક અભ્યાસીઓ સમક્ષ આ વિષયના સ્વતંત્ર પુસ્તકની ખોટ પૂરી આપી છે.

તો મું તો ઢોલે રમું (ઉ.ગુ.લોકાખ્યાન અને રાસડા) નામે ૧૯૯૫માં સમગ્ર ભારતભરની તમામ ભાષાઓમાં કથાગીતો વિષેનું સ્વતંત્ર પુસ્તક અસ્તિત્વ ધરાવતું નહોતું. એવા સમય સંજોગોમાં બારસો જેટલા રેકોર્ડ કરેલા ગીતોમાંથી કથાગીતો અલગ તારવીને રાસડાઓનો સહુ પ્રથમ સ્વતંત્ર ગ્રંથ આપ્યો. તે લોકસાહિત્ય ક્ષેત્રની એક નોંધપાત્ર ઐતિહાસિક ઘટના છે. ઈ.સ. ૧૭૬૫ માં સ્કોટલેન્ડના રાસડાઓ વિશે બિશપ પર્સીયે આપેલ 'રિલીકયુ ઓફ ઈન્સીયન્ટ ઈંગ્લિશ પોપેટરી' પછીનું 'મું તો ઢોલે રમું' તે બીજું વૈશ્વિક કક્ષાનું આ કાર્ય છે. જેની આપણે નોંધ લઈએ તેટલી ઓછી છે.

તો ઉત્તર ગુજરાતની લોકકથાઓમાં ઓઠાંઓને અલગ તારવીને તેઓએ એકસો દસ જેટલા ઓઠા યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ દ્વારા 'આપણા ઓઠા' નામે સ્વતંત્ર પુસ્તક આપ્યું છે. આ પુસ્તક તે ગુજરાતી લોકસાહિત્ય નો સહુ પ્રથમ 'ઓઠા' સંગ્રહ છે.

તો વૈદિક ઈન્દ્રપૂજા અને ઉષ્ણદેવીની ઉપાસના વિષે તેઓએ વિડીયોગ્રાફી કરીને ઘણું માતબર કાર્ય કર્યું છે. ઉમિયા માતાજી અને ઊંઝા નગર વિશે સિલસિલાબંધ વિગતો વહી વંચાઓના ચોપડા, પ્રાચીન હસ્તપ્રતો, શિલાલેખો અને પ્રાચીન ગ્રંથોમાંથી શોધી કાઢી કેટલીય હસ્તપત્રો, સમાજમાંથી શોધી આપી છે. રાજમાતા મીનળદેવી એ કર્ણાટકની રાજકુમારી છે તેવું ઈતિહાસમાં વરસોથી ભણાવાય છે. તેના વિશે સાચી હકીકતો, શિલાલેખો, હસ્તપ્રતો, વહીવંચાના ચોપડા, પ્રાચીન ગ્રંથો, દુર્લભ એવી કરણ સોલંકી પ્રકાશ, નામની કૃતિ શોધી કાઢી તેમાંથી તે ઊંઝાની કણબી બન્યા છે. એવા અંદાજે બાવીસ જેટલા પૂરાવા રજૂ કરીને પરંપરાગત ખોટી માન્યતાઓને સ્થાને સાચી હકિકતો સમાજ સમક્ષ ઉજાગર કરી આપી. હેમચંદ્રાચાર્યના ઉપાશ્રય અને મરુંનુંગાચાર્યના પ્રબોધચિંતામણિમાં કેવી ખોટી હકીકતોનું નિરૂપણ થયું છે તેની સિલસિલાબંધ પૂરાવા સાથે રજૂઆત કરી સત્યની સ્થાપના કરવાની તેમની મથામણ નોંધપાત્ર છે.

● **અમૃત પટેલના નામ સાથે જોડાયેલી મહત્વની ઘટનાઓ :**

સંશોધક - સંપાદન અમૃત પટેલના નામ સાથે ગુજરાતી લોકસાહિત્યની મહત્વની ચાર ઘટનાઓ જોડાયેલી છે જે નીચે પ્રમાણે છે.

૧. ગુજરાતી લોકસાહિત્યના ઈતિહાસમાં જ્યારે લોકગીતની સ્વરૂપ ચર્ચા કરતા સ્વતંત્ર પુસ્તકનો અભાવ હતો. ત્યારે તેમની પાસેથી લોકગીતની સ્વરૂપ ચર્ચા કરતો સ્વતંત્રગ્રંથ 'ચંપાની કળીઓમાં કસ્તૂરી' (લોકગીત સ્વરૂપ અને પ્રકાર) ઈ.સ. ૧૯૯૨માં આપણને પ્રાપ્ત થાય છે. આ વિષયના અભ્યાસીઓ રસિકજનો અને વિદ્યાર્થીઓ માટે તે ખૂબ જ ઉપયોગી અને દિશાદર્શન કરાવનાર ગ્રંથ બની રહ્યો છે.

૨. ગુજરાતી લોકસાહિત્યના સંપાદનોમાં ઓઠા વિશે કોઈ સ્વતંત્ર પુસ્તક કે તેના સ્વરૂપ વિષયક ચર્ચા કરતો લેખ પણ પ્રાપ્ત ન હતો તેવા સમયે 'ઓઠા' વિષયક સ્વતંત્ર પુસ્તક થાય છે તે ઘટના ગુજરાતી લોકસાહિત્યના ઈતિહાસમાં હંમેશા માટે સ્મરણીય બની રહેશે.

૩. ગુજરાતી લોકસાહિત્યમાં તેમના પૂર્વે સંશોધન કાર્ય કરનારા ઘણા વિદ્વાનો હતા, પરંતુ રાસડા (કથાગીતો : Balled) વિષયક કોઈ સ્વતંત્ર સંપાદન આપ્યું હોય તેવું જાણમાં નથી. તેવા સમયે રાસડા વિશેનું સ્વતંત્ર સંપાદન 'મું તો ઢોલે રમું' (લોકાખ્યાન અને રાસડા) પુસ્તક એ ગુજરાતી ભાષાનો આભુષણરૂપ ગ્રંથ બની રહ્યો છે. આ સંપાદનોમાં મુખ્યત્વે લોકાખ્યાનો અને રાસડાઓ સમાવાયાં છે. મધ્યકાલીન સર્જકોની આખ્યાન પરંપરાના મૂળ આ સંપાદનમાં મૂકાયેલ લોકાખ્યાનોમાં જોઈ શકાય. મૌખિક પરંપરાના દીર્ઘકાવ્યો માટે અમૃત પટેલ પાસેથી 'લોકાખ્યાન' શબ્દ પ્રથમ વખત આપણને મળે છે. તે અત્રે નોંધનીય બાબત છે.

૪. ગુજરાતી લોકસાહિત્યના ઈતિહાસમાં શુદ્ધ શાસ્ત્રીય સંપાદનો પરંપરા ધ્વનિમુદ્રણ યંત્રમાં રેકોર્ડ કરીને બારસો જેટલા લોકગીતોનું ધ્વનિમુદ્રણ કરી ૮૨૫ જેટલા ગીતો

પ્રગટ કરનાર ગુજરાતી લોકસાહિત્યના પ્રથમ સંપાદન તરીકેનું બહુમાન તેમના ફાળે જાય છે.

આમ, આ ચાર ઘટનાઓ ગુજરાતી લોકસાહિત્યના સંપાદન જગત માટે ખૂબ જ મહત્વની અને નોંધપાત્ર ઘટનાઓ છે.

- **અમૃત પટેલે લોકસાહિત્ય વિષયક આપેલ ઉત્તમ પ્રદાન :**

ડૉ. અમૃત પટેલ પાસેથી લોકસાહિત્ય વિષયક પ્રદાનો મળે છે જે નીચે મુજબ છે.

૧. લોકગીત સંશોધન - સંપાદન :

૧) કંકુ રે વાયુ ૧૯૯૨

૨) મેંદી લાલ ગુલાલ ૧૯૯૪

૩) મું તો ઢોલે રમુ ૧૯૯૫

૪) ઝમરખ દીવડો ૧૯૯૮

૫) આપણો ઉપેક્ષિત વારસો ૨૦૦૩

૨. લોકકથા સંશોધન - સંપાદન :

૧) સરસ્વતીને કાંઠે ૧૯૮૫

૩. ઓઠા વિષયક :

૧) આપણાં ઓઠાં ૨૦૦૧

૪. લોકગીત વિવેચન વિષયક :

૧) ચંપાની કળીઓમાં કસ્તૂરી ૧૯૯૨

૨) લોકગીત એક અધ્યયન ૨૦૦૧

૫. વિવેચન વિષયક :

૧) ઉત્તર ગુજરાતી લોકકથાો સ્વાધ્યાય અને સર્વેક્ષણ ૨૦૦૮

૨) લોકકથા શાસ્ત્ર અને સંપાદન ૨૦૦૧

૩) લોકસાહિત્ય તત્વ અને તંત્ર ૨૦૧૪

૬. ઈતિહાસ - સંસ્કૃતિ વિષયક :

૧) સૌરાષ્ટ્રના કડવા પાટીદારોનું માદરે વતન ઉમાપુર, ઉંઝા, ૧૯૯૮

૨) વેદકાળથી મા ઉમિયાની પૂજા અને પ્રાચીનગર ઉમાપુર ૧૯૯૮

૩) રાજમાતા મહારાણી મીનળદેવી ૨૦૦૩

૪) આધ્યશક્તિ જગતજનની મા ઉમિયા ૨૦૦૯

આમ, અમૃત પટેલે ઉત્તર ગુજરાતના લોકાસાહિત્યમાં લોકગીત, લોકવાર્તા, વિવેચન અને ઇતિહાસ વગેરે વિષયક પુસ્તકો આપીને આ દિશામાં માતબર કાર્ય કર્યું છે. તેમણે દરેક સ્વરૂપનો ઊંડાણ પૂર્વક અભ્યાસ કરીને તથા સંશોધન - સંપાદનની પદ્ધતિઓને અનુસરીને સંપાદનો આપ્યા છે. એથી એમના સંપાદનોને શુદ્ધ, શ્રદ્ધેય ગણી શકાય એવા છે. હવે અમૃત પટેલના લોકગીત, લોકવાર્તા તથા ઓઠા વિષયક સંપાદનોને જોવામાં આવશે.

# પ્રકરણ–૨
# લોકગીતનું સ્વરૂપ અને પ્રકાર

લોકસાહિત્ય એક હૃદયની વાણી છે. લોકસાહિત્યમાં વિષય નિરૂપણભાવ અને રસનું વૈવિધ્ય જોવા મળે છે. અભિજાત સાહિત્યમાંથી આપણને જેટલો આનંદ પ્રાપ્ત થાય છે. તેટલો જ આનંદ લોકસાહિત્યમાંથી પણ થાય છે. લોકસાહિત્યને સમાજ સાથે ગાઢ સંબંધ છે. આ સ્વરૂપો નિયતશાબ્દિ અને અનિયત શાબ્દિ હોય છે. લોકકથા અનિયત શાબ્દિ સ્વરૂપ છે. લોકકથામાં તેના વસ્તુંનું માળખું યાદ રાખી એકની એક કથા પ્રત્યેક કથાકરા કરે છે. લોકગીત, લોકનૃત્ય, ગીતકથા આદિ સ્વરૂપોમાં ઓછી અનિયતશાબ્દિ હોય છે.

લોકગીત સ્વરૂપ પદ્યમાં રચાયેલું છે. તેની વિશેષતા તેને અન્ય પદ્ય સ્વરૂપોથી જુદું પાડે તેવી હોય છે.

- **લોકગીત વિભાવના અને સ્વરૂપઃ**

લોકગીતની વ્યાખ્યા આપવાના કેટલાક વિદ્વાનોએ પ્રયત્નો કર્યા છે. તો કેટલાક વિદ્વાનોને લોકગીતની વિભાવના સ્પષ્ટ કરવાનું અશક્ય લાગ્યું છે.

જેમ કે શ્રી કે.ડા. શાસ્ત્રી કહે છે કે ''આપણી એ રૂઢ માન્યતા છે કે લોકસાહિત્ય એટલે એવું સાહિત્ય કેજે આપણા સુધી મુખ પરંપરાએ ઊંતરી આવેલું છે અને જે લોકોની જીભ ઉપર જ રહેલું છે. જે જૂનું પણ હોય અને જેનો ઉઅગમ નવો પણ હોય. આ સાહિત્ય કોઇ એક ચોક્કસ કર્તા કે કર્તાઓની કૃતિ તરીકે જાણવામાં આવ્યું ન હતું.''

ઉપરોકત વ્યાખ્યાન દ્વારા જણાય છે કે લોકસાહિત્યએ કંઠપિકંઠ પરંપરાને સાચવે છે, તેનું કર્તુત્વ નિશ્ચિત નથી.

શ્રી ઝવેરચંદ મેઘાણી 'ધરતીનું ધાવાનું ખંડ-૧' માં જણાવે છે કે ''લોકગીત એટલે લોકોએ રચેલું, લોકોને માટે જ રચાયેલું અને લોકોની જ મુખ પરંપરાએ ચાલ્યું આવતું ગીત.''

આમ લોકગીત મુખ પરંપરાએ જ ઉત્તરી આવેલુ by the people of the people and fro the people ની જેમ.

શ્રી કનુભાઇ જાનીએ કહ્યું છે કે ‘લોકસાહિત્યની ઓળખ હું આમ આપું: તળપદી ભાષામાં તળપદા સંસ્કાર મૂર્ત કરી અજ્ઞાત કર્તુત્વવાળી, પેઢી દર પેઢી મુખ પરંપરાથી ઉતરી આવેલી સર્જકની સભાન વ્યક્તિમતાનાં લક્ષણો વિનાની લોકસમાજની મુખ નિર્વ્યાજના નૈસર્ગિકતાવાળી, ગીત હોય તો ક્યારેક ટેક ઠેક નૃત્ય રમતને સાથે લાવતી સહેજ યાદ રહી જાત તેવા શબ્દપ્રયોગની રચના, શબ્દ લયવાળી ઉપદેશ વૃતિના અભાવવાળી જે તે સમાજના પ્રાણ ધબકારવાળી નિદર્ભ સરળને ભાવસુંદર મોટે ભાગે સંઘોર્મિઓ વહેતી મોટેભાગે નિરલંકૃત, છતાં જો હોય તો લોક કલ્પનાને જ સૂત્રે એવા અલંકારોથી ઓપતી જે રચનામાં લોકસમૂહને ઘટારવાની અનુકૂળતા કે છૂટ હોય છે જો એથી જેના પાઠાંતરો અનેક અને અગમ્ય હોય તેવી અથવા જેનો એક નિશ્રિત અફર, પાઠું ન જ હોય તેવી શબ્દતા કે ભાવ-વિચાર-લાગણીના પ્રભુત્વમાં નવી ધ્યાન ખેચે નહિ. જેના ઉપરથી લદાતું કોઇ જ પ્રભુત્વ કોઇ દેખાડો ન હોય. Compete absence of all offcialnote, all influence experienced from above. તેવી સૂક્ષ્મ અંગતા સંવેદનો કે વિચાર મંથના આત્મનિરિક્ષણ-પરીક્ષણ પૃથ્કરણ આ બધુ ન હોય તો તરત ખરખાઇ જાય. તેવી ઘેરી લાગણીઓ હોય તેવી આંટીઘુટી વિનાની, અત્યંત સરળા રચનાવાળી મૂળમાં લેખિત કે લિપિબદ્ધ નહિ પણા મુખા પરંપરાગતા કથા કે ગેય વારસા રૂપે સાંપડેલી શબ્દકળા તે લોકસાહિત્ય.

આમ,ઉપરોકત વ્યાખ્યાઓ દ્વારા જણાય છે કે લોકગીત, તળપદા દેશ કે પ્રજાનું પરંપરાથી ઉતરી આવેલું હોય ગીત છે. તેનું કર્તુત્વ સહિયારું છે. આ ગીતોની રચના કરનાર વિશેષતઃ નારી હશે. તેવું અનુમાન કરી અસંમજસતાને કારણ કે નારી સજહ ઊર્મિ, સરળતા, આવેગ, સંવેઘ, લાગણીનો ભર્યો ઉન્મેષ તેમાંથી પામી શકાય છે. કપ્રાનું ઉડ્ડયન

પણ તેમાંથી પામી શકાય છે. તે બહુધા બોલચાલની ભાષામાં રચાયેલાં છે. તેથી ભાષાની દ્રષ્ટિએ પન તે સરળ છે. સમગ્ર જનસમૂહની સંવેદનાઓ તેમાં પ્રતિબંધિત થતી હોવાથી તેનું વિશિષ્ટ સ્વરૂપ બંધાયેલું નજરે પડે છે.

- **લોકગીત સ્વરૂપ :-**

'લોકગીત'સાથે ગયેતા સંકળાયેલી છે. તેમાં રહેલો ગીત શબ્દ સ્પષ્ટ રીતે સૂચન કરે છે કે તે હાવા માટેનું છે. તે ગયેતા સંગીત અને લય ઉપર આધારિત છે. લયના હિલ્લોળા સિવાય લોકગીતને માણવું અસંભવ છે. લોકગીત પુસ્તકમાં છાપેલા શબ્દો પરથી પામી શકતું નથી. દરેક લોકગીતને આરોહ અવરોહ હોય છે. લોકગીતને તેના પ્રચલિત ઢાળોમાં સ્ત્રીઓ કે પરુષોના કંઠમાં ગવાતાં સાંભળીએ ત્યારે જ તેની શક્તિનો પરિચય પામી શકાય છે. લોકગીત ના શબ્દે શબ્દમાં સંગીત ઉછાળા મારતું હોય છે. વાચવાથી નહિ. આમ, લોકગીત અને સંગીતનો સંબંધ શરીર અને આત્મા જેવો છે. આ કારણે કોઇ એક લોક ઢાળમાં રચેલું ભજન, પારંપારિક ઢાળને કારણે તથા શબ્દાદિ રચના પારંપારિક હોવાને કારણે લોકપ્રચલિત બની જાય છે. દા.ત. મણીલાલ દેસાઇનું 'ઉંબરે ઊભી સાંભળુદ' કે વિનોદ જોષીનું 'કાચી સોપારી નો કટકો'  કે ઝેરી કાળોતરો ડંખે જેવી અર્ચનાઓ કવિની વૈયક્તિક મુદ્રાવાળી શિષ્ટકૃત હોવા છતાં લોકલય કે ઢાળને કારણે લોકગીતમાં ખપાવી તેને યુવક મહોત્સવ જેવી સ્પર્ધાઓમાં લોકગીતના વિભાગોમાં રજુ કરાય છે અને વિદ્વાન નિર્યાયકો દ્વારા વિજેતા જાહેર કરવામાં પણ આવે છે. શાસ્ત્રીય દ્રષ્ટિએ આવા વ્યક્તિગત સર્જનને લોકગીતમાં મૂકવાનું વલણ યોગ્ય નથી. પણ આમ બનવાનું મુખ્ય કારણ લોકઢાળનો અતિ પ્રભાવ છે. દાસી જીવણેની 'કટારી' કે ખ્યાલો રચનામાં પીધો ચે ભરપૂર ખ્યાલો એ પંક્તિ સરળ લાગે છે. પણ પ્યા....... લો..... જે રીતે વચ્ચે ચારેક માત્રા ઉમેરાઇને ઉચ્ચારાય છે અને 'ભરપૂર' માં 'લ' અને 'પૂ' ઉપર જે સ્વર ભાવ આવે છે.

તેનાથી તેનું સંગીત આકર્ષક બન્યું છે. આ ગીતોના સંગીત, ઢાળે, લય, પરંપરાગત હોવાથી એ ભજનને લોકો લોકભજન તરીકે ઓળખે છે. આમ, લોકસંગીત કે ઢાળ દ્વારા શિષ્ટકૃત લોકગીત તરીકે પણ ઓળખાતી હોય છે. પણ લોકગીત નથી.

લોકગીતમાં સંગીતની બીજી વિશેષતા એ છે કે દરેક લોકગીત તેના પોતાના જ પ્રચલિત ઢાળમાં બેસતું હોય છે. તે બીજા ઢાળમાં યોગ્ય રીતે ગોઠવાઇ શકતું નથી. ગોઠવાય તો ધારી અસર કે ચોટ ઉત્પન્ન કરી અશક્તું નથી. ''લોકસંગીત ને લોકકાવ્યથી જુદું પાડવું અશક્ય છે. લોકકાવ્યની વિશિષ્ટ ભાષા તે ભાષાની નિર્વ્યાજિતા, તાલબદ્ધતા અને અભ્યાસસક્ષરતા તેની અંદર પણ સંગીતનું સૂક્ષ્મ અને અસ્પષ્ટ તથ્ય રહેલું છે જ. લોકસંગીત એટલે જુનું જ સંગીત એવો અર્થ નથી. સમાજની હૃદયની સરળતા અને મૌલોકતા જેની અંદર વ્યક્ત થાય, સંસ્કારો હોવા છ્તાં મુગ્ધતા કાયમ રહે તે જ લોકસંગીત તે જ લોકકાવ્ય.''

- **લોકગીત અને સંગીત :**

ઝવેરચંદ મેઘાણીના ઉપરોકત કથનમાં લોકગીતમાં લોકસંગીત સાથે અને લોકસંગીતને લોકહૃદય સાથે સાંકળ્યું છે. અને સાઇક્લોપિડિયા વિજ્ઞાનોકામાં પણ 'આદિકાવળના સ્વયંસ્ફીરત સંગીતને લોકગીત કહેવામાં આવ્યું છે. તેના દ્વારા પણ લોકગીત અને લોકસંગીત વચ્ચે સબંધ પારખી શકાય છે.

- **મૌખિક પરંપરામાં લોકગીત :**

લોકગીતનું વહન લોકસાહીત્યના બીજા સ્વરૂપોની જેમ કંઠોપકંઠ થતું આવ્યું છે. જુની પેઢીને લોકગીતો વારસામાં આપે છે. નવી પેઢી તેને સ્મરણશક્તિથી સાચવીએ વારસાને આગળ ધપાવે છે. આમ પેઢીથી લોકગીત સચવાતું આવે છે. શ્રી રણજીતરાય મહેતાએ '' લોકગીત'' ના લેખમાં જણાવ્યું છે, કે લોકગીતનો ઉષઃ કાળ છે, વસ્તુતઃ

સાહીત્યનો ઉદભવ લોકગીતમાંથી જ થયો છે. દરેક પ્રજાનું સાહિત્ય પ્રથમ ગાથા અથવા ભજનોનાં રૂપમાં આવિર્ભાવ પામ્યું છે. આમ, આદીકાળથી લોકગીત અસ્ખલીત રીતે વહેતું આવે છે, અને કંઠોયકંઠ ઝીલાતું આવે છે.

- **લોકગીત અને લોકમાનસ :**

લોકગીત દ્વારા લોકમાનસનું પ્રતિબિંબ પણ ઝીલાય છે. લોકો બનતી વિલિક્ષણ ઘટનાઓને લોકમાનસ પકડી પોતાની રીતે રજૂ કરે છે. તેથી લોકગીતમાં કોઈ એક વ્યક્તિના વ્યક્તિત્વની છાપ હોતી નથી. ગીતનું વ્યક્તિત્વ સમગ્ર લોકનો મનોવ્યાપાર બની જાય છે. તેથી તેની અભિવ્યક્તિ સમગ્ર લોકની અભિવ્યક્તિ બની જાય છે. ડૉ. સત્યેન્દ્રએ લોકગીતની વ્યાખ્યામાં આ મુદ્દાને સાંકલ્યો છે. લોકગીતમાં લોકમાનસની અભિવ્યક્તિ હોય તે લોકગીતની અભિવ્યક્તિ હોય તે લોકગીતની અંદર આવે, લોકગીતનો સામાજિક સમુદાય સાથે સંબંધ છે. માટે જ ભૂમિપુત્ર છે. અને નિવ્યક્તિક છે. તે પોતાની વિકાસ પરંપરામાં દેશકાળ થી પ્રભાવિત હોય છે. તેના તત્વોને ગ્રહણ કરતું હોય છે. પોતાના મૂળ માનવી માનસના સમયમાં સુધારા – વધારા કરી પોતાની પરંપરા અને નિરંતરતા ટકાવે છે. આમ ડૉ. સત્યેન્દના ઉપરોક્ત કથનમાંથી પણ સાધારણ જનસમુદાયના વિચારો અને સહજ ભાવનાઓ સાથે લોકગીત કેવું સંકળાયેલું છે તે જાણી શકાય છે.

- **લોકગીત સાંસ્કૃતિક છબી :**

લોકગીતમાંથીજેમ લોકમાનસ પારખી શકાય છે તેમ જ તેમાંથી સંસ્કૃતિના વિશેષોને પણ પામી શકાય છે. પ્રજાના રીત-રિવાજો, અચાર-વિચાર, ધાર્મિક ભાવના લોકગીતમાં વણાયેલ હોય છે. આજે જુના સંસ્કારો, પ્રથા, રીત- રીવાજો કે ધાર્મિક ભાવનાઓ બદલાઈ ગઈ છે, સમાપ્ત થવા આવી છે. ત્યારે લોકગીત દ્વારા તેની જાણવણી થઈ રહી છે, થઈ શકે તે વાત અગત્યની બની જાય ચે. લોકગીતમાં સંસ્કૃતિ સુરક્ષિત જોવા મળે છે. આદીકાળથી વહેતું માનવ હ્યદયની ઊર્મિનું ઝરણું તેમાં પ્રતિબિંબિત થાય છે.

આમ, લોકગીતનું સ્વરૂપ તપસતાં જણાય ચે કે સંગીતાત્મક રચના છે. મૌલિક પરપંરા થી કંઠોયકંઠ જળવાતી આવી છે. અજ્ઞાત કર્તા નહી; કર્તાઓ દ્વારા સર્જીત છે. તેમાં લોકમાનસની સાહજિક અભિવ્યક્તિ થયેલી છે. લોક સંસ્કૃતિની છાપ ઝીલતું જે તે સંસ્કૃતિને જાળવી રાખતું તે સ્વરૂપ છે તેમ કહી શકાય.

- **લોકગીતના પ્રકારો :**

**૧. લગ્ન પ્રસંગના માંગલિક અને અન્ય લોકગીતો :**

લગ્ન પ્રસંગે ગવાતાં ગીતોમાં જુદી- જુદી વિધિઓ વખતે જુદાં –જુદાં લગ્નગીતો હોય છે. આ લગ્નગીતોમાં વરકન્યાને લઈને ગવાય છે. વરના માતા-પિતા, ભાઈ- બહેનને પણ તેમાં ફટાણા દ્વારા ગાળો બોલવામાં આવે છે.

**૨. સીમંત– અધરણીનાં ગીતો:**

વહુ સાસરીયામાં આવી સગર્ભા બને અને માતા બને ત્યારે તે સાસરીયાની કુળવેલમાં પ્રવેશે છે. અધણિયાતને 'ધન્યા' ધેબ્ય કહે છે. પાંચમાં માસે પંચમાસી અને સાતમા માસે સીમંત સંસ્કાર થાય છે, આ વખતે ગીતો ગવાય છે.

**૩. બાળ– હાલરડાં :**

બાળકને ઘોડિયાંમાં પોઢાડીને હાલરડાં ગવાય છે. આ ગીતો બા, દાદીમાં, કે બહેન ગાતી હોય છે.

**૪. બાળ– જોડકણાં અને અન્ય:**

બાળકો સહેલાઈથી ઉચ્ચારી શકે તેવા જોડકણાં તેમજ સમાજની બધી વ્યક્તિઓને કામે લાગે તેવાં અને જરૂરી જ્ઞાન- બુદ્ધિ અને શિખ, ડહાપણનાં જોડકણાં.

**૫. બ્રાહ્મણ, ઉજળિયાત વગેરે વર્ણમાં 'બડવા' ને જનોઈ સંસ્કારનાં વિવિધ ગીતો:**
સાંજીનાં મંડપારોપઠાનાં, જનોઈ પહેરાવે વગેરે પ્રસંગનાં ગીતો

**૬. કન્યા– કિશોરીઓનાં મોળાક્ત (ગૌરીવ્રત) નાં ગીતો:**

(૧) રમત રાસડા અને

(૨) 'દેદો' છજિયાઃ કોઈ યુવાનનું મૃત્યું થયું હોય ત્યારે છોકરીઓ 'દેદો' કે માદો કૂટે છે તેમાં મોળાકાત અષાઢ સુદ અગિયારસથી પૂનમ સુધી ચાલે છે. દેવ, પ્રકૃતિ અને 'ગૃહ' અર્ચિત થાય છે. આની અંદર પ્રકૃતિ પરાયણ જિવનનો મહિમા છે.

**૭. તુલસી વિવાહનાં ગીતો:**

તુલસી અને ઠાકોરના વિવાહ કારતક સુદ અગિયારસે થાય ચે તે પછી સાસરિયા લગ્નમાં થાય છે. આ વખતે ગીતો ગવાય છે.

**૮. સૌભાગ્યવતી અને પૌઢ સ્ત્રીઓનાં વવ્રત વરતુલા:**

(૧) કાઠા ગોરનાં ગીતો,

(૨) શ્રાવણ કે અધિક માસમાં ગવાતાં 'ઝીલણિયાં'

(૩) કીર્તન

(૪) જયા- પાર્વતી કે એવરત જીવરતનાં વ્રત ગીતો.

**૯. નારી સમુહના રાસડા :**

વાર પરત કે વરત વરતુલાનાં દિવસોમાં રાસડો લેવાય છે. નારી સમુહનાં ગીતો રાસદા છે.

**૧૦. ગરબા, માંડવી વગેરે :**

દેવીઓને કેન્દ્રમાં રાખીને ગરબા રચાય છે. આ ગરબામાં ભક્તિ, પૂજા અર્ચના થાય છે. માંડવડીમાં આદ્યશક્તી અંબાની પૂજા થતી હોય છે. આ વખતે તાલનૃત્ય સાથે સ્ત્રીઓ રમતી હોય છે.

**૧૧. માંગલિક પ્રસંગનાં ઘોળમંગલ :**

પહેલાના જમાના માં જાન ગાડામાં જતી. આ વખતે દૂરનો રસ્તો કાપવા નારીઓ કથાનકવાળાં ઘૂળ ગાઈ રસ્તો ખૂટાડતી. પુરૂષો પણ ક્યારેક ઘોળ ગાતાં.

**૧૨. શ્રમહારી ગીતોઃ**

મજુરો દિસભરનો થાક અને કંટાળો દૂર કરવા ગીતો ગાતા, સમુદ્રમાં વહાણ ચલાવતા ખારવા હલેસાને તાલે ગીતો ગાતા, ખેતરમાં લણણી કરતા, ઘંટીએ દળતા પણ સ્ત્રીઓ ગીત ગાતી, આ ગીતોને શ્રમહારી ગીતો કહેવામાં આવે છે.

**૧૩. મૃત્યુ પછીનાં શોક અને પ્રશસ્તિનાં છાજિયાં :**

મરનાર વ્યક્તિની પાછળ “ મરશિયાં” છાજીયા ગવાતા હોય છે. સ્ત્રીઓ મરનારને યાદ કરીને આ વિલાપ ગીતો ગાતી હોય છે. આવા વિલાપ ગીતો મરનાર વ્યક્તિ પાછળનાં જે સ્વજનો છે તેમના દુઃખને હળવાશ આપે છે.

**૧૪. આનંદ પ્રમોદનાં બૌદ્ધિક ગીતો :**

ખાંટણાં આ “ઉખાણાં” ઉપરથી આવેલ હોય એમ લાગે છે. આની અંદર બુદ્ધિચાતુર્યની કસોટી હોય છે.

અમુક ગીતોમાં સમસ્યા મૂકીને ગવાતાં ગીત, લગ્નગીત કે ભવાઈ વગેરેમાં આવતાં ગીતો મળે છે.

## ૨.૧ મેંદી લાલ ગુલાલ :

સમાજના કેટલાક વર્ણના લોકો અફીણ, દારૂ, જુગાર, તમાકુ અને શિકારમાં સપડાયેલા જોવા મળે છે. જેને ઉદ્દેશીને કેટલાંક ગીત રજૂ થયેલાં છે. અફીણની ખરાબ અસરનો ઈશારો હોવા છતાં બોધપાઠ નથી એવું ‘અફણિયો’ રચનામાં અભિવ્યક્ત કર્યું છે. દારૂના વ્યસનમાં સપડાયેલો માણસ પોતાની વ્હાલી વસ્તુને પણ દારૂ પીવા જાય છે તેનો નિર્દેશ આ રચનામાં કર્યો છે. રાવળ સમાજના રાવણામાં દારૂ પીવાનો અને પીવડાવવાનો

રિવાજ આ ગીતમાં વણી લીધો છે. જે બીજી ઉજળિયાત કોમોમાં નથી અહીં સ્ત્રીઓ તાળીઓના તાલે અભિનય કરતી રાસડા રૂપે આ ગીત ગાય છે. 'દારૂડાની ભાઠી' રચના અંતરા વગરની ગતિ રચના છે. પતિ-પત્નિને ઉદ્દેશીને ગવાયું છે પતિ દારૂની લતે પત્નિનાં તમામ ઘરેણાં વેચી મારે છે તેવી રજૂઆત આ ગીતમાં સળંગ ઢાળમાં સરળતાથી મૂકી આપી છે. એવું જ અંતરા વગરનું બીજું ગીત 'બેટી બાલુડી' હાસ્યનું સાધન બની રજૂ થયું છે. કોઈ પસ્તાવા કે ઉપદેશ વગરનું 'લાખ ટકાનો વાટકો' ગીત રચના મળે છે. મહિયરમાં માલવું એટલે દારૂમાં માલવું. મહિયરની મોકળાશ હોય પણ તે વાટકો લઈને દારૂ પીતાં તો શેરીઓ પણ ભૂલી જવાય. ત્રણ તાલીએ ગવાતું ઉપદેશાત્મક ગીત 'જુગારિયો' સમૂહ ગીત છે. એક બીજુ રબારી કોમનું 'જુગટુ' માં કોણ હાર્યું ને કોણ જીત્યું તેની ટીપ આપતું જુગાર ન રમવાની શીખ આપતું રજુ થયું છે. 'સુરતી તમાકું' નીંદણનું ગીત છે. સિદ્ધપુર આજુબાજુના પંથકમાં હાલ સ્ત્રીઓ ખેતરે નીંદવા કે અન્ય કામે જાય ત્યારે ગાતી ગાતી જતી નથી. પરંતુ પહેલાં આવાં શ્રમગીતો ગવાતાં હતાં. પાટણ નજીકના બનાસકાંઠના કાંકરેજ આજુબાજુ ના પંથકમાં પણ સ્ત્રીઓ શ્રમગીતો ગાતી હોય છે. તમાકુ કોણ વાવે, કોણ નીંદે, કોણ વાઢે ને કોણ પીવે તેનો ઉલ્લેખ આ ગીતમાં અદલ રજૂ થયો છે. તો કયારેક સુંવરનો શિકાર કરવા જતા પાણોત કરવા જતા સસલા-તેંતરનો શિકાર કરનારને પણ ગીતોમાં વણી લીધા છે.

આમ, અફિણ, દારૂ, જુગાર, શિકાર જેવાં ખરાબ વ્યસનો ન કરવાની શીખ આપતાં ગીતો પણ આ ગ્રંથમાં સમાવેશ પામ્યાં છે.

● **તિથિ-ઋતુગીતો :**

'મહેંદી લાલ ગુલાલ' ગ્રંથમાં ત્રીજા ભાગમાં સમાવેશ પામેલા તિથિ-ઋતુગીતોમાં મહિના-વાર, ઋતુઓ, તિથિઓનું વર્ણન કરવામાં આવ્યું છે. (૬૯ થી ૯૨) ક્રમાંક સુધીના આ પ્રકારના ગીતો મળી આવે છે. મહદંશે આ ગીત રચનાઓમાં ભગવાન કૃષ્ણ - રામ કે પછી પોતાના પતિ કે પ્રિયતમનો વિરહ અને ઘરે પરત ફરવા માટેનું આહ્વાન રજુ થાય છે.

'વહાલા વિસર્યા' રચનામાં વહાલના વિરહમાં બારેય માસ વીતી ગયા એવો ભાવ પ્રગટ થયો છે. આધેવજી સમક્ષ નાયિકા કૃષ્ણની આ ફરિયાદ કરતું ગીત રજૂ કરે છે. આ રચનાનો અંત્યાનુંપ્રાસ અતિ સુંદર છે. કવિશ્રી ઝવેરચંદ મેઘાણી સંપાદિત 'રઢિયાળી રાત-૨' ની આવૃત્તિ - ૧૯૭૩ પાન નં. ૧૩૭ ઉપરના 'આવો હરિ' સાથે સરખાવતાં ભાવ એક સરખો લાગશે પણ શબ્દરચના સાવ અલગ જ છે. ગ્રંથની સિત્તેરમી રચના 'લાલજી' પણ આવી જ બારમાસી રચના છે. ગોકુળથી મથુરા ગયેલા કૃષ્ણનો વિરહમાં ગોપીકા બારમાસ તપે છે. છેલ્લી પંક્તિમાં વિરહ વેદનાનો તાપ કેટલો ઉગ્ર છે તે જોવા જેવો છે.

'લાલાજી ! બળતી બોલુસું તમને ઘણી ખમ્મા, હો લાલ ! વેલા આવજો હો લાલ.' અહીં 'પ્રાસ' વિશિષ્ટ લય બને છે. 'તિથિ' નામની રચનામાં રામકથા ટૂંકમાં રજૂ થઈ છે. એક દૃષ્ટિએ આ પૌરાણિક બેલેડ છે. આમાં રામકથા દ્વારા રામસ્તુતિનું ગાન છે. ગુજરાતમાં ખૂબ પ્રચલિત બનેલા આ ગીતનાં પાઠાન્તરો પણ અનેક છે. વળી, 'ગોંમના ચાલીએ' રચનામાં વાલાને ઘરેથી જવા દો સંયોગમાં વિહરનારી સ્ત્રી વિયોગિની બનવા તૈયાર નથી માટે આ રચનામાં નાયિકા જુદાં-જુદાં બહાના બતાવી પતિ કે પ્રિયતમને રોકાય જવા સૂચવે છે. ઉનાળો, શિયાળ કે ચોમાસુ જેવી ઋતુઓનાં વર્ણન કરતાં 'પંખો પ્યારો' કે 'ધરતીનો ધણી' જેવી રચનાઓ જોવા મળે છે. અહીં પ્રિયતમને નિમંત્રણ અને કાયમી રોકાઈ જવાનો આગ્રહ છે. 'વરસીને ભરો તળાવ' ભાઈ-બહેનના પ્રેમનું ચોમાસાની ઋતુનું વર્ણન કરતું વર્ષાગીત છે. ચોમાસામાં વરસાદને રિઝવવા જુદાં જુદાં વર્ષાગીતો પણ ગવાય છે. આમ, તિથિ-મહિના, ઋતુઓ પ્રમાણે ગવાતાં ગીતો પણ આ ગ્રંથનું અવિભાજ્ય અંગ બની રહે છે.

● **રમત-અભિચન ગીતો અને હાલરડાં :**

પ્રસ્તુત ગ્રંથમાં બાળકોના રમત-અભિનય અને હાલરડાંના ગીતો (૯૩ થી ૧૨૩) નો સમાવેશ કરવામાં આવ્યો છે. ગામને ગોંદરે મહોલ્લા કે શેરીમાં નાનાં બાળકો રમતાં-રમતાં કેટલીક વાર અભિનય કરતાં ગીતો ગાતાં હોય છે. આ પ્રકારના ગીતોને ક્રીડા ગીતો

પણ કહે છે. નાની છોકરીઓ જન્માષ્ટમીના તહેવારે ગોળ ટોળે વળી એકબીજાના ખભા ઉપર બંને હાથ ગોઠવી ગોળ ફરતાં-ફરતાં ગીત ગાય અને છેલ્લી પંક્તિ વખતે એક સાથે બેસી જાય ને ગીતનાં આનંદ લેતી હોય છે. 'મેઢી ચૂવે' રચનામાં જોડકણાનો આરંભ કાવ્યાત્મક થાય છે. મેઢી કયારે ચૂવે ? જયારે પિયુ ઘરે આવે ત્યારે ને ! બાર વરસે ભાઈ ઘરે આવ્યો હોય ત્યારે. ભાભી માટે તો આનંદની ક્ષણ હોય ને ! મેઢી એ મિલનનું સ્થળ બની રહે છે. આવ્યાંનો આનંદ હર્ષાશ્રુઓમાં અભિવ્યક્ત થાય. ગોળ કુંડાળે તાલીઓના તાલે અને ઢોલના ધબકારે મરચી લેતી વખતે પણ રમત-અભિનયનાં ગીતો ગવાયાં છે. 'હાટે હાટે' રચનામાં ગડદા મારવાની રમત ગીત સાથે રજૂ થઈ છે.

ગ્રંથના આ ભાગમાં 'મદેંલી લાલ ગુલાબ' નામની રચનામાં શબ્દ, ઢાળ અને લય ત્રણેયની રમત છે. રાસડા રૂપે તાળીના તાલે ગવાતું નથી. પણ ટોળામાં ઊભેલી બહેનો ગાય છે અને અભિનય કરે છે. 'ભરચક તુર' નામની રચના અલગ પ્રકારનું રમતગીત છે. તેનો લહેંકો પણ વિશિષ્ટ છે. આ ગીતમાં મોટી સ્ત્રીઓ પણ ભાગ લેતી હોય છે. સૂપડા-સાંબેલા સાથેનું જનમનરંજક રમતગીત છે. આમ, રમત અભિનયના ગીતો તહેવાર પ્રસંગોપાત ગવાતાં જોવા મળે છે.

જયારે હાલરડાં દાદીમા, માતા, બહેન કે ફોઈના કંઠે ગવાતાં ગીતો લોકગીતનો પ્રકાર છે. નાના બાળકને સુવડાવતાં - સુવડાવતાં મધુર કંઠે ગવાતાં ગીત છે. પારણા કે હીંચકાની દોરી ખેંચાય અને બાળક પ્રત્યેનો પ્રેમ હાલરડાંમાં અભિવ્યક્ત થતો હોય છે. 'હીરનો હીંચકો', 'સોનાનો મોર' અને 'પારણિયું' જેવી હાલરડાં ગીત રચનાઓ પ્રસ્તુત ગ્રંથમાં રજૂઆત પામી છે.

- **નવરાત્રિ ગીતા - ગરબા અને રમેલ (રમેણ)ના ગીતો :**

'મહેંદી લાલ ગુલાબ' ગ્રંથમાં છઠ્ઠા અને સાતમા વિભાગમાં નવરાત્રિ ટાણે ગવાતા ગરબા તથા માતાજીની રમેણ પ્રસંગે ગવાતાં ગીતોનો સમાવેશ થયેલો છે. પ્રાચીન

પરંપરાગત શક્તિ પૂજાનું મહત્વ સવિશેષ રહ્યું છે. આસો માસના પ્રથમ નવ દિવસ અને ચૈત્ર માસના પ્રથમ નવ દિવસ નવરાત્રિ પર્વ તરીકે ઉજવાતા રહ્યા છે. નવરાત્રિની રાત્રે ગામના ચોકમાં સ્ત્રીઓ, બાળકો, મોટેરાં ભેગા મળી આદ્યશક્તિનો મહિમા રજૂ કરતાં ગીતો અને ગરબા ગાય છે. જે ગરબામાં માતાજીના પરચા, કૃપાદૃષ્ટિ, કોપ અને ક્રોધ તથા માતાજીનું ધામ, માતાજીનો શણગાર વિસ્તાર પૂર્વક ગરબામાં વણી લેવામાં આવતો હોય છે. માટીના ગરબામાં ગર્ભમાં દીવડો પ્રગટાવી ગરબાના ફરતે ઝીણાં કાણાં પાડીને સ્ત્રીઓ માથે ગરબો લઈ ઘૂમે છે. રાત્રિના અંધકારમાં ગરબાના કાણાંમાંથી બહાર આવતો પ્રકાશ વાતાવરણને મનમોહક બનાવે છે. આ ગરબો બ્રહ્માંડનું પ્રતિક બની રહે છે. કયારેક તો ગરબામાં માતાજીની સામગ્રી માંડવી, કોડિયાં, ગરબો, તેલ, દીવેટ વગેરે કયાંથી લાવશે તેની હોંશે હોંશે ટીપ આપતી સ્ત્રી ગાય છે. એવી જ રીતે રમેલ કે રમેણમાં પણ માતાજી ને આહ્વાન કરતાં ગીતો લાંબા રાગ થી ગવાય છે. કેટલીક માતાની ‘રમેણ’ પ્રતિવર્ષ કરાય છે તો કેટલીક માતાની ‘રમેણ’ દર બે વરસે કરવામાં આવે છે.

ગુજરાતના ઉત્તર ગુજરાતમાં માતાજીની ‘રમેણ’ કરાવવાનું વિશેષ મહત્વ રહ્યું છે. અહીં લોકમાતાઓ પણ અસંખ્ય છે. મુગલાંણી, સધી કે સિંધવઈ, ફુલબઈ-લાલબઈ, ચેહર-કેસર-કેહર, હડકઈ વગેરે લોકમાતાઓની રમેણ થાય છે. તે રીતે લોકદેવતા ‘ગોગમહારાજની’ પણ રમેણ કરવામાં આવે છે. લોકમાતાની ‘રમેણ’ મોટેભાગે ચૈત્ર માસમાં કરવામાં આવે છે. રમેણ સમયે માતાને માનનારો વર્ગ હારતારા-પતાકાથી માતાના દહેરા ને શણગારે, હવે તો આકર્ષક લાઈટીંગની વ્યવસ્થા પણ કરે છે. માતાના દહેરાની દીવાલો ઉપર આકર્ષક, નયનરમ્ય ચંદડીઓ (ચંદણીઓ) બાંધીને હોમ-હવન કરે છે. નાળિયેરનો ગંજ ખડકે છે. માતાજીના મંદીરમાં અખંડ જયોત પ્રગટાવે , અગરબત્તી, ધૂપ ધુમાડા કરે, ડેકલુંને કાંસી જોડાં વગાડે. ભૂવાઓ ધૂણે અને દાણા જુએ. મંગળ-અમંગળ આગાહીઓ કરે. માતૃસ્તવન રૂપે માતાની રહેંડીઓ ગાય છે. (જેમાં માતાનાં કાર્યોને

ઈતિહાસ વિશિષ્ટ ઢાળ અને લયમાં ગવાય છે.) માતાની રહેંડીઓ ગવાતી હોય તે સમયે અને ધૂણતી વખતે પાવડિયો (ડેકલું વગાડનાર) વચ્ચે ગરબીઓ ગાય છે. તે ગરબીના ઢાળ અને લય બંને વૈવિધ્યપૂર્ણ છે. રમેણના દિવસે સારી રાત ભૂવા ધૂણેને માતાજીની રહેંડીઓ ગાય છે.

બીજા દિવસે સવારે 'ફુલેકું' આપવા નીકળે છે. આગળ ઢોલ-શરણાઈવાળા ને પાછળ ભૂવા તેમજ અન્ય માતાજીને માનવાવાળા અને છેલ્લે સ્ત્રી સમુદાય રમેણનાં ગીતો ગાતાં ગાતાં નીકળે છે. ભૂવાઓ ધૂણતાં-ધૂણતાં સાંકળ-ચીપિયા બરડે ઝીંકે. અબીલ ગુલાલ ઉડાડવાથી વાતાવરણ લાલધૂમ બની જાય. આમ સર્વે ગામથી થોડાક દૂર આવી સૂર્ય પૂજા કરે છે. સૂર્યને કંકુ, અબીલ ગુલાલને ફૂલથી વધાવે છે. આમ, સૂર્યપૂજા કરી સર્વે ગાતાં ગાતાં ઘરે આવે છે. માતાને નૈવેદ્ય ધરાવાયને પ્રસાદ વહેંચાય છે. આ રીતે રમેણનો ઉત્સવ ઉજવાય છે. આ રમેણ ગીતો બે પ્રકારનાં મળે છે.

૧. સ્ત્રીઓ દ્વારા ગવાતાં રમેણ ગીતો

૨. ભૂવા દ્વારા માતાની રહેંડી કે ધૂણતી વખતે પાવન્ડયો ગાય તે રમેણ ગીતો.

(ભૂવા તો માત્ર ધૂણે ને રહેંડી કરે. ગરબીઓ તો પાવડિયો ડાકલું વગાડનાર ગાય.)

સ્ત્રીઓ દ્વારા ગવાતાં રમેણ ગીતોમાં લય મોટેભાગે વિલંબિત હોય છે. કયારેક મધ્ય પણ હોય છે. સ્ત્રીઓ દ્વારા ગવાતાં ગીતો માત્ર માતૃસ્તવન કે આદર્શ કુટુંબ-કલ્પના કે અન્ય વિષય પણ હોય છે. જયારે પાવડિયા દ્વારા ગવાતાં ગીતોમાં લય અને ઢાળ બંને વૈવિધ્યપૂર્ણ હોય છે. તેનો વિષય માતૃસ્તવન જ હોય છે. અન્ય વિષયનાં ગીતો જૂજ માત્રામાં મળે છે. પાવડિયા દ્વારા ગવાતાં ગીતોમાં ગીત કથાઓ પણ આવે છે.

જયારે સ્ત્રી - રમેણ ગીતોમાં ગીત કથાઓ આવતી નથી. માત્ર માતૃસ્તવનનાં ઊર્મિ ગીતો જ આવે છે. માતૃસ્તવનનાં આ રમેણ ગીતોમાંના કેટલાંક લગ્ન કે વધામણાં જેવા વિશિષ્ટ પ્રસંગોએ પણ ગવાય છે. (પૃષ્ઠ- ૧૪૮-૧૪૯)

● **ભજનાદિ પ્રકીર્ણ ગીતો :**

ગ્રંથના અંતિમ ભાગમાં ભજન તથા હોળી ટાણે ગવાતા ઘેરૈયાનાં ગીત વગેરેનો સમાવેશ કર્યો છે. 'વણઝારો વેપારી' માં ગુરૂમહિમા અને ગુરૂની પ્રાર્થના અભિવ્યક્ત થયેલી જોવા મળે છે. ગુરૂના ચરણ અને શરણમાં રહેવાનો યાચના છે. જન્માષ્ટમીના તહેવારે ગવાતાં ગીતો પણ સમાવેશ પામ્યાં છે. તો હોળી રમવા પિયર જતી પત્નિને રોકતા પતિનું આલેખન 'હોળી ખેલજો' ગીતમાં રજૂ થયું છે. ગ્રંથના અંતિમ ગીત 'રમવાની વેળા' માં નાની વહુ પાસે સાસુ દ્વારા સોંપાયેલ તમામ કામ ઉલટા કરતી હોવાથી માર્મિક હાસ્ય રેલાય છે.

આમ લેખક દ્વારા સંશોધન - સંપાદન કાર્ય કરીને તૈયાર કરવામાં આવેલા 'મહેંદી લાલ ગુલાબ' ગ્રંથને ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર દ્વારા ૧૯૯૪ના શ્રેષ્ઠ પુસ્તક તરીકેનો એવોર્ડ મળેલો છે. જેમાં પણ ઉત્તર ગુજરાતના લોકગીતોનું સંપાદન કરવામાં આવ્યું છે. જેમાંથી કેટલાક ગીતોની વિગતવાર માહિતી જોઈએ તો -

◆ **કાચી પાકી ઇંટ**

કાચી પાકી ઈંટડી પડાવો રે
મેં ના જોંણી તારી વાતો ન જોંણી
મંદેરિયા ચણાવો રે
મેંના જોંણી તારી વાતો ન જોણીં
બાર બેડાં ની મીંતો ગોળીઓ રે કીધી
અવળ અવળ તોંણ કોંના ગોળીઆં નંદાશી
ગોળીઓ નંદાશી મારોં મહીડાં છલકાશીં
છોરુડાં ધારા વિના રેશીં રે...
મેં ના મેંણી

કૃષ્ણાદિ દેવોના ઉલ્લેખવાળા વિભાગના આ ગીતમાં ગોપીઓથી રિસાતો કાન અને કાનને મનાવતી ગોપીના ભાવોને અભિવ્યક્ત થતા જોવા મળે છે.

- **મહિ વેચવાને**

મહિ વેચવાને જયાં તાં,
વહુવારુ મઈ વેચવાનં જયાં તાં
વેચતાં ન એસતાં પોળમાં પેઠા,
કોંગુડે રાસ રમાડયા...મઈ વેચવાન
આટલડી વાર કયાં લાગી,
વહુવારુ મઈ વેચવાનં જયાં તાં...
અમારા મઈ કોઈ ના બે,
વહુવારુ મઈ વેચવાન જયાં તાં...

અફીણ, દારૂ, જુગાર, તમાકુ વગેરે વ્યસન સંબંધિત ગીતો ....

- **અફણિયો**

અમલ થોડરું લે જે હો અફણિયા,
તાર માર નંઈ બન હો લેરી અફણિયો
અફણિયો જીવનો વેરી અફણિયો.
મોજડી બોજડી વેચીં ખાધું,
કડલાં બાજડામાં ડૂબ્યાં અફણિયા.
અફણિયો જીવનો વેરી અફણિયો.

પ્રસ્તુત રચના એક ગવરાવે ને બીજા ઝીલે. ગરબાની માફક ગોળ કુંડાળે ફરતાં ફરતાં ગણાય. અહીં અફીણની ખરાબ અસરનો ઈશારો હોવા છતાં બોધપાઠ નથી. મહદંશે આવાં ગીતો પછાત કોમમાં ગવાય છે.

◆ **દારૂ**

નદીને કિનારે, હો ફુલ દારૂ ગાળ્યો,
હો ફુલ દારૂ ગાળ્યો.
'ચાલોન ભઈબંધા દારૂ પીવા જઈએ'
ગાંઠે નથી નોંણોં, દારૂ શ્યેનોં પીશું ?
દારૂ શ્યેંનો પીશું ?
પગોંની મોજડીઓ દારૂડામાં ડૂબી,
હો દારૂડામાં ડૂબી.
નદીને કિનારે, હો ફુલ દારૂ ગાળ્યો
હો ફુલ દારૂ ગાળ્યો.

આમ, વિવિધ અલંકારોના નામ દઈ આગળ ગીત ગવાય છે. રાસડા રૂપે ગોળ કુંડાળામાં ફરતાં ફરતાં તાલીના તાલે ગવાય છે.

'તિથિ :- ઋતુગીતો' ની કેટલીક રચનાઓ જોઈએ તો,

● **મહિના**

◆ **વ્હાલા વિસર્યા**

કારતકે કુબજા કહે કાળી,
એવી વાતો ગોકુળમાં જોંણી.
કઠણ થયાં અન્નજળ પોંણી,
ઓધવ અમને વિસર્યા વાલે !
માગસરે મારગડે રમતાં,
ભેળાં બેસી ભોજનિયાં જમતાં,
વાલા હવે શીદ નથી ગમતાં,
ઓધવ અમને વિસર્યા વાલે !
પોષે પ્રીત કરી પળમાં,

હૈયાની દાઝ ધણી દલમાં
લૂંટોંણી લાશ લછણમાં
ઓધવ અમને વિસર્યા વાલે !

- **ગોકુળ આવો**

કારતક મહિનાના કોંનજી રે,
માગશર મહિને મેલી ગયા રે.
મેલ્યાં ગોકુળિયા ગાંમ
ગોકુળ આવો સરી રોંમજી રે....
પોષ મહિને પોપટ પાંજરે રે,
બેઠો આંબલિયાની ડાળ,
ગોકુળ આવો સરી રોંમજી રે...
મહા મહિને મંદિર માળિયાં રે,
ટાળ્યાં રાધાજીનાં ઘર,
ગોકુળ આવો સરી રોંમજી રે...

- **તિથિ**

રઘુપતિ રાજા
સખી પડવેના પંથે ચાલ્યા રે,
મા વનના તે મારગ ઝાલ્યા રે.
સખી સીતા ન લખમણ બાળા રે
રઘુપતિ રોંમ હ્દયમાં રે જો રે
સખી બીજે મઢીમાં બિરાજ્યાં રે
એવા નદીઓ તણાં નીર ગાજે રે,
રામ મેલી ગયા રૂડું રાજ રે,
રઘુપતિ રોંમ હ્દયમાં રે જો રે....

સખી ત્રીજે વન કેરી વાડી રે,
ઝાઝાં બેઠો એ ફળફૂલ ડાળી રે,
સારી શોભે સીતાની વાડી રે
રઘુપતિ રોંમ હૃદયમાં રે જો રે....

આમ તો આ 'તિથિ' ગીત છે. પણ તિથિ નિમિત્તે રામકથા ટૂંકમાં કહેવાઈ છે. એ દૃષ્ટિએ આ પૌરાણિક બેલેડ છે. આમાં રામકથા દ્વારા રામસ્તુતિ ગવાય છે. ગુજરાતમાં ખૂબ પ્રચલિત અને વ્યાપક બનેલ ગીતોમાંનું આ એક ગીત છે.

- **પાતળિયા ગિરધારી**

પડવે પાતળિયા ગિરધારી રે,
મારા ઘેર આવજો રે,
બીજે બાળક બેઠું બાર રે,
મેં સમજાવિયું રે લોલ.
ત્રીજે ભુવનના નાથ કે,
મોતીડે વધાવિયા રે લોલ.
ચોથે ચંચળ બોલી નાર કે,
ગોકુળ ગોંમની રે લોલ.
પાંચમ પગલાં ભરજો પાંચક,
મારા ઘેર આવજો રે લોલ.

કુલ પંદર તિથિઓ રચનામાં આવે છે. પ્રત્યેક તિથિ સાથે સંકળાયેલ કોઈ દેવને કોઈ પ્રસંગનો નિર્દેશ કર્યો છે. એમાં કોઈ સળંગસૂત્ર નથી.

રમેલ (રમેણ) વખતે ગવાતાં ગીતોની કેટલીક રચનાઓ જોઈએ તો -

● **પુરૂષ મુખે ગવાતાં ગીતો :**

◆ **કંકુડી**

કંકુડી તારાં ઝરમરિયાળાં પોંન જો
ગુણિયલ વાયરો ચ્યાં રમી આયો.
વાયરો જ્યોંસ કુંભારીના હાટ જો.
ગુણિયલ વાયરો ચ્યાં રમી આયો.

◆ **મંડળી વાળા**

બોલો બોલો લ્યા મંડળ વાળ્યો લ્યા,
બોલતા ચ્યમ નથી.
મન સધીમા બોલાવ લ્યા,
બોલતા ચ્યમ નથી.
બોલો બોલો લ્યા મંડળી વાળ્યો લ્યા,
બોલતા ચ્યમ નથી.
મારા ગરબે રમવા આવો લ્યા,
બોલતા ચ્યમ નથી.
તન લખી લખી લાગું પાય હો,
બોલતા ચ્યમ નથી.
બોલો બોલો લ્યા મંડળી વાળ્યો લ્યા
બોલતા ચ્યમ નથી.

◆ **કેસરિયો રંગ**

કેસરિયો રંગ તન લાગ્યો હો ગરબા,
કેસરિયો રંગ તન લાગ્યો રે લોલ.
કના કના મઢડે ઘૂમ્યો હો ગરબા,
કના કના મઢડે ઘૂમ્યો રે લોલ.

અંબે માના મઢડે ઘૂમ્યો હો ગરબા,

અંબે માના મઢડે ભૂમ્યો રે લોલ....

કુસરિયો રંગ મને....

- **સ્ત્રી મુખે ગવાતાં ગીતો**

- **માના મઢમાં**

માના મઢમાં રે, કુંભાહણના કુંભારી તેડાવજો

માના મઢમાં રે, સવા લાખની ઈંટડી પડાવજો,

માના મઢમાં રે, કડી શેરના કડીયા તેડાવજો

માના મઢમાં રે, બે બે માળના મોલ ચણાવજો

- **મારી સુવેતમા**

વાડી મોંયલો વગડો વઢાવજો રે,

મારી સુવેતમા રે.....

તેની ઘડાવો ઘુમ્મર વેલડી રે,

મારાં સુવેતમાં રે....

વેલે બેસી ન વેલાં આવજો રે,

મારાં સુવેતમા રે....

- **મઢી ઉપર મોર**

સાવ રે સોનાની મઢુલી ઉપર મોરે સેં રે,

સુવેત માએ વિહતમાને નૂતર્યાં રે.

તમે નોં આવો તો નંદજીની ઑણ સે રે.

તમે નોં આવો તો રોંમની દવૈણ સે રે...

ઋતુગીતનો લોકપ્રિય પ્રકાર ‘બારમાસી’ અંગે અહીં વિશદ ચર્ચા છે. નારીની વિરહ વ્યથાને રજૂ કરતા આ કાવ્યપ્રકારમાં વિપ્રલંભ શૃંગારનું ગાન છે. વિવિધ કારણોસર એ સમયે નારીને પતિનો વિયોગ સહેવો પડતો. આવી નારીના હૃદયના વિવિધ મનોભાવો આ

પ્રકારનાં કાવ્યોમાં કેવી રીતે રજૂ થયા છે. એનું રસપ્રદ નિરૂપણ અહીં છે. આ કાવ્યપ્રકારની એનાં લક્ષણો સહિતની સદૃષ્ટાંત સમજ અહીં છે. ફાગણ માસમાં ગવાયેલા હોળીના ઉત્સવના આ ગીતમાં નાયિકા કહે છે :

'જેઠ મહિને તડકા ઘણા રે...
અષાઠ આઈન ઉમટશે રે...
ગોકુળ આવો સરી રોંમજી રે !'

અહીં એ વાત આપણને સ્પર્શી જાય છે કે નાયિકા અહીં રામજીને ગોકુળ અર્થાત્ પોતાના પતિદેવને ઘરે આવવા ભલે નિમંત્રતી હોય પરંતુ તેની ચેતનામાં તો રામ અને કૃષ્ણ ઘર અને ગોકુળ અનન્ય એકરૂપતાને પામ્યાં છે. આમ ઋતુગીતોનું આહ્‌લાદક સૌંદર્ય અને નારી હૃદયના વિવિધ ભાવો ખરેખર મર્મસ્પર્શી છે.

પ્રસ્તુત સંપાદનનાં આગળના લેખ 'લોકગીત અને ધ્રુવપંક્તિ'માં સંપાદકે સમગ્ર રચનાને એકસૂત્રે ગૂંથતી ધ્રુવપંક્તિ, એના વિવિધ પ્રકાર અને લોકગીતમાં એની મહત્વની ભૂમિકા વિશે વિશદ અને રસપ્રદ ચર્ચા કરી છે.

ધ્રુવપંક્તિએ લોકગીતનો પાયો છે એની પુનરાવૃત્તિથી ગીતમાં મુખ્ય ભાવ ઘૂંટાય છે. તેથી ગીત સંગીત યુક્ત બને છે અને ભાવવિકાસ પણ સધાય છે. વળી આ ધ્રુવપંક્તિ સરળ, સહજ, ઝટ હોઠે પડી જાય તેવી અને હૈયે રમ્યા કરે તેવી હોય છે. તો સચોટ-ચોટદાર પણ હોય છે. આવી ધ્રુવપંક્તિ, ધુવક્કી તથા છટાના વિવિધ લટકણિયાંઓ અંગે પણ સંપાદકે અહીં સદૃષ્ટાંત સમજ આપી છે.

એક લોકગીતની ત્રણ પંક્તિવાળી ધ્રુવકડી 'મારા વાલા !' 'ચંપોની કળીઓમાં કસ્તુરી' પરથી સંપાદકે આ સંપાદનનું નામ પસંદ કર્યું હોય એમ લાગે છે. આ ધ્રુવકડીવાળા બે ગીતો આ સંપાદનમાં છે.

પાંચ પંક્તિની ધ્રુવકડીનું આ ગીત જોઈએ.

'બોલો બોલો ન લાકડાં રોંણી રે,
તમન નિત મનાવશી કુણ રે !
મનાવશી સરી ભગવોંને રે !
મારા જવું સ ગોકુળ ગામ રે
મારે રે'વું સ ગોકુળ ગામ રે'

અહીં પ્રથમ બે કડી પતિની ઉક્તિરૂપે હોય અને પછીના ત્રણ કડી પત્નીની ઉક્તિરૂપે પણ હોઈ શકે એમ કલ્પી શકાય એમ છે.

ક્યારેક કુતૂહલથી શરૂ થતું સામાજિક લોકગીત અંતે કરુંણરસમાં પરિણમે છે એમ બને ત્યારે આરભ અને અંતની ધ્રુવપંક્તિના અર્થ વચ્ચે આભ-જમીનનું અંતર હોય એમ પણ જોવા મળે છે. આ સંદર્ભે 'બાર બાર વરસે માડી મું આયો...' લોકગીત જોવા જેવું છે. અહીં કથાગીતના આરંભે માંને ઈન્દ્રરોણી મા !' કહેતો નાયક અંતે પત્નીના કરુણ અવસાનની જાણ થતાં એ જ માતાને 'વેરણ મા !' કહીને સંબોધે છે તો આરંભમાં જે આંબો 'મોલોમાં રોપીયો' હતો તે અંતમાં 'મોલોમાં આંબો લોઈ ભર્યો' બની રહે છે. આમ અહીં આરંભ અને અંતની ધ્રુવપંક્તિનો ફેરફાર નાયકની મનોદશાને વાચા આપે છે.

ધ્રુવપંક્તિમાં એક જ શબ્દના ફેરફાર દ્વારા નાયિકાના પિયરીમાં પ્રત્યેના લગાવને અને સાસરિયા પ્રત્યેના અલગાવને નીચેના ગીતમાં સરસ વાચા મળી છે.

'મારા દાદાના આંગણ બોરડી
મનમેં નાં લાગ બોર રે
એ દાદા ચ્યમ વીસર ?
મારા સસરાના આંગણ લેંબડી
મન કડવી લાગે લેંબ રે.
એ સસરો ચ્યમ સાંભર ?'

જો કે અહીં ‘મન મેઠાં લાગે બોર રે’ એમ હોવું જોઈએ. અહીં લેંબોળીનું ‘લેબ’ કરતી નાયિકાની ઉક્તિમાં લાઘવ-સ્વરસંકોચ જોઈ શકાય. આ લેખનું અંતિમ કથાગીત કે જેમાં વારંવાર પ્રયોજાયેલ નવટાંકી શબ્દને સંપાદકે આ ગીતકથાના લટકણિયા તરીકે ઓળખાવ્યો છે. પરંતુ અહીં નાયિકા નવટાંક ઘી ઉછીનું લાવે છે અને માત્ર તેટલા જે રેલમછેલ થાય છે તે સંદર્ભમાં ‘નવટાંકી’ શબ્દને માત્ર લટકણિયા તરીકે જ નહીં નાયિકાના કે પ્રસંગના વિશેષણ તરીકે પણ જોઈ શકાય.

આમ, અહીં વિવિધ દૃષ્ટાંત દ્વારા એ તથ્ય થાય છે કે મોટભાગે લોકગીતમાં ગીતનું હાર્દ ધ્રુવપંક્તિમાં સમાયેલું હોય છે. પરંતુ ક્યારેક ધ્રુવપંક્તિનો સંબંધ ગીતના લયહિલ્લોળને ચગાવવા માટે પણ હોય છે. તો ઘણીવાર ઉપર જોયું તેમ ધ્રુવપંક્તિના ફેરફાર દ્વારા નાયક - નાયિકાના મનોભાવ પણ વ્યક્ત થતા જોવા મળે છે.

પ્રસ્તુત સંપાદનના સપ્તમ લેખ ‘ભાષાકીય દૃષ્ટિએ લોકગીત’માં લોકગીતના સંપાદનમાં ધ્યાનમાં રાખવા યોગ્ય બાબતોની વિશદ ચર્ચા છે. આ ઉપરાંત અહીં કેટલાંક લોકગીતોની ગુજરાતની વિવિધ બોલીઓની દૃષ્ટિએ પણ ચર્ચા કરી છે. તો ‘પાઠની દૃષ્ટિએ લોકગીત’ એ લાંબા લેખમાં સંપાદકે લોકગીતનાં વિવિધ પાઠાન્તરો અંગે સદૃષ્ટાંત રસપ્રદ ચર્ચા કરી છે. પ્રાન્તભેદ, પ્રદેશ ભેદ, બોલી ભેદ જેવાં કારણોસર આ પાઠાન્તરો મળે છે. આ ઉપરાંત આ વિવિધ પાઠાન્તરોમાં વ્યક્તિભેદ કે કાળભેદ, સ્મૃતિદોષ કે ઉચ્ચર દોષ વગેરે પણ ભાગ ભજવે છે. એટલું જ નહિ આ પાઠાન્તરો પણ વિવિધ પ્રકારનાં જોવા મળે છે. આરંભભેદ, અંતનો ભેદ, ધ્રુવપંક્તિ ભેદ, લય, ઢાળ આદિ ભેદ વગેરે આ વિવિધ ભેદની પણ સંપાદકે અહીં સદૃષ્ટાંત ચર્ચા કરી છે.

સંપાદનના અંતિમ લેખ ‘સામાજિક સંદર્ભની દૃષ્ટિએ લોકગીત’માં આ લોકગીતોના સામાજિક સંદર્ભની ચકાસણી કરાઈ છે. કયું ગીત મૂળ ક્યાનું કોઈ શકે, કઈ કોમનું હોઈ શકે વગેરે અંગે પણ તેઓશ્રીએ તાર્કિક અનુમાનો રજૂ કર્યા છે જે તથ્યપૂર્ણ છે.

આ સંપાદનમાં વિવિધ દૃષ્ટાંતો માટે લેવાયેલાં લોકગીતો કે ગીતકથાઓ પરથી પણ સામાજિક સંદર્ભ તારવી શકાય એમ છે. મોટેભાગે એમાં સ્ત્રીની કરુણ સ્થિતિનો મર્મસ્પર્શી જ નહીં હૈયાને હચમચાવી નાખતો ચિતાર જોઈ શકાય છે. આ અંગે સદૃષ્ટાંત વાત કરીએ તો 'માતા નવલાં પરુણાં કર્યાના રે...'માં વહુઆરુના મૈયરથી બારબાર વરસે પરુણા આવે છે. વારંવાર પૂછવા છતાં સાસુ તેને આ તથ્ય જણાવતાં નથી તેની માર્મિક વ્યથા આલેખાઈ છે. મહિયરથી આવેલા ભાઈ, કાકા, મામાને વળાવ્યા બાદ તેને આ તથ્યની જાણ થાય છે. એની અંતરને ઓગાળતી વ્યથા ગીતના અંતમાં અભિવ્યક્તિ પામી છે. તો પ્રચલિત લોકગીત 'વહુએ વગોવ્યાં મોટાં ખોરડા' થી પણ કરુણગીત અહીં છે. જેમાં લાડુ ખાવાની વહુવારુને પોતાના જ સગાભાઈ દ્વારા મળેલી અત્યંત કપરી સજાની વાત નિરૂપાઈ છે.

જો કે 'મારાવાલા !'થી શરૂ થતાં કે પછી 'સોના ઉંઢોણી રૂપા બેડલું' જેવવાં ઘણાં ગીતોમાં નારી હૃદયના ભાવોલ્લાસ પણ રજૂ થયેલા જોઈ શકાય છે. આ અર્થમાં વિવિધ સામાજિક સંદર્ભો આ સંખ્યાબંધ લોકગીતોમાંથી તારવી શકાય. જે એક જુદો જ અભ્યાસ માંગી લે એમ છે.

આ અહીં સંપાદકે આપણને લોકસાહિત્યની લોકગીતોરૂપી ચંપાની કળીઓમાં છુપાયેલી કસ્તુરીની સુવાસનો સુપેરે પરિચય કરાવ્યો છે.

અહીં તેમણે લોકગીતના સ્વરૂપ અને પ્રકારની શાસ્ત્રીય ચર્ચા રસપ્રદ રીતે ગુજરાતી લોકસાહિત્યના ઈતિહાસમા સહુ પ્રથમવાર કરી છે. ઈ.સ. ૧૯૮૨માં થયેલ આ સંશોધન - સંપાદનનું પ્રકાશન છેક ઈ.સ. ૯૨માં થયું છે. ગુજરાતી લોકગીતના ઈતિહાસમાં આ મહત્વનું ઉપયોગી અને અગ્રગણ્ય સંપાદન છે. સંપાદકશ્રીએ તાજેતરમાં તેની સંશોધિત આવૃત્તિ પણ પ્રકાશિત કરી છે. જે લોકસાહિત્ય અને લોકગીતના અભ્યાસ માટે અત્યંત ઉપયોગી સંશોધનકાર્ય બની રહે છે.

આમ, આખાય ગ્રંથમાં એકસોને એંશી શ્લોકગીતો જુદા જુદા પ્રસંગોપાત જુદા-જુદા ભાગમાં વહેંચાયેલા છે. જેના મુખ્ય મુખ્ય અંશો અહીં ઉદાહરણ સ્વરૂપે લેવાનો પ્રયત્ન કર્યો છે.

## ૨.૨ કંકુ રે વાયું :

સંશોધક દ્વારા સંપાદીત કરાયેલ આ ગ્રંથમાં ઉત્તર ગુજરાતના લોકગીતોનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

ઉચ્ચ શિક્ષણાર્થે કરેલા ક્ષેત્રકાર્ય દરમિયાન તેમજ ત્યારબાદ રેકોર્ડીંગ કરેલાં અંદાજે બસ્સો જેટલા લોકગીતોના વર્ગીકરણની પદ્ધતિ વિશે સ્પષ્ટતા કરવી જરૂરી છે. પહેલું તો વર્ગીકરણ સ્વરૂપને ખ્યાલ રાખીને કર્યું છે, તેમાં લોકોર્મિગીત પહેલાં મૂક્યાં છે. પછી વસ્તુ પ્રધાનના બે પ્રકારો આવે છે. લોકાખ્યાન અને રાસડા કે ગીતકથા-કથાગીત આ પ્રત્યેક સ્વરૂપનાં સ્વરૂપનાં ગીતો પણ કયારેક પેટા સ્વરૂપની દૃષ્ટિએ જુદાં પડે તો એનો અલગ વિભાગ થાય તે જોયું છે. દા.ત. ઋતુગીતોમાં બારમાસ તિથિ, મહિના, અન્ય ગીતોમાં ભજન કે હાલરડાં આ પેટા સ્વરૂપો લોકોર્મિગીતોના મોટા સ્વરૂપોમાં સમ્મિલિત થઈ જાય તેવા છે. કેટલાક ગીતો સ્પષ્ટ સ્વરૂપ લક્ષણો ન તારવી શકાય તેવાં પણ લાગ્યાં છે. એટલે મુખ્ય સ્વરૂપ અહીં લોકોર્મિગીત રાખી પેટા વિભાગોમાં કયાંક સ્વરૂપ દૃષ્ટિએ જયાં સ્પષ્ટ પેટા વિભાગીકરણ શક્ય છે ત્યાં તો અવશ્ય તે પણ કર્યું છે. દા.ત. બેલેડ (કથાગીત) માં વિષય દૃષ્ટિએ બંને વિભાગો બતાવેલા છે.

સ્વરૂપ દૃષ્ટિએ ગીતના પ્રકાર નક્કી કર્યા પછી પ્રત્યેક વિભાગમાં જે ગીતો એકઠાં થયાં તેને વાંચતાં, જે સામ્ય-વૈષમ્ય પ્રકારની દૃષ્ટિએ લાગ્યું તેને ખ્યાલમાં રાખીને આંતર રચના કરી છે.

લોકોર્મિગીત વિભાગનાં પ્રત્યેક પેટા વિભાગની કૃતિઓને પણ એકસાથે વાંચતાં, એનો એક આંતરક્રમ ઉભો કરી શકાયો છે. દા.ત. : સામાજિક વસ્તુવાળા કુટુંબચિત્રોમાં પણ નારીના આભૂષણ, ઓરતાં જણાવતાં ગીતો ઘણાં મળ્યાં પતિ પ્રત્યે પક્ષપાતના મળ્યાં, પિયર-સાસરીની તુલનાવાળા ગીતો, પુરુષની વિરહ વેદનાનાં પણ બે ચાર અલગ પડી ગયાં, સસરાના પ્રતિકારનું એક ગીત અલગ પડી ગયું. અનુરાગ સ્વીકારનું પણ એક અલગ પડી ગયું. એમ આંતર વિભાગો પાડયા પછી પ્રત્યેક આવા વિભાગોમાં થયેલ ભાવાલેખને લઈને ક્રમ નક્કી કર્યા છે. આમ, એકત્રિત સામગ્રીનું વર્ગીકરણ અને ક્રમનિર્ણય તુલનાત્મક દૃષ્ટિએ કરેલ અભ્યાસનું પરિણામ છે. પ્રત્યેક મુખ્ય વિભાગને આરંભે અભ્યાસ નોંધ મૂકી છે, તેમજ જરૂર લાગી ત્યાં ગીતની નીચે પણ નોંધ મૂકી છે.

ગીતમાં આજે અલ્પખ્યાત લાગતા શબ્દોની સૂચિ કરી, આકારાદિકમે એ શબ્દો તેના અર્થો સાથે પાછળ પરિશિષ્ટમાં આપ્યા છે. પરિશિષ્ટમાં માહિતીદાતાઓ વિશેની પણ પૂરી વિગત છે. ગીતો બધાં જ રેકોર્ડીંગ પરથી ઉતારેલા છે. તે રેકોર્ડીંગને ક્ષેત્રકાર્ય દ્વારા જાતે મેળવી છે. તથા ઉતારવાનું કામ પણ જાતે જ કર્યું છે. સંગીત એ અલગ સજ્જતા માગતી વસ્તુ હોવાથી અને આ ગીતોના લોકસંગીતની ચર્ચા અહીં સંશોધક માટે અનધિકૃત વાત માની પાસું અહીં પડતું મૂકવામાં આવ્યું છે. આ ગીતા ટેપ પર ધ્વનિબદ્ધ થયાં છે. એટલે આ વાંચીને કોઈ સંગીત વિદ્યાના તજજ્ઞને આમાંની સામગ્રી કામ લાગી શકે. વળી એવા અભ્યાસીને રેકોર્ડીંગ પણ ઉપયોગી થાય એ દૃષ્ટિએ આ કામ કર્યું છે. સંગીતજ્ઞની માફક આ પ્રાપ્ત સામગ્રી કોઈ સમાજશાસ્ત્રીને પણ ઉપયોગી થઈ પડશે. સમાજશાસ્ત્રીય દૃષ્ટિએ આ સામગ્રીનું અવલોકન એ પણ આ સંશોધકે પોતાની નિયત સીમા બહારનું લખ્યું છે. એમ તો આમાં અલગ અલગ જ્ઞાતિ-જાતિના ઉલ્લેખો, રીતરિવાજોના ઉલ્લેખો પશુ-પંખીને

વનસ્પતિના ઉલ્લેખો, વહેમો વગેરે ઘણું-બધું જોવા મળે છે. બધી જ દૃષ્ટિએ અભ્યાસ કરવાની નેમ રાખી નથી.

'કંકુ રે વાયું' ગ્રંથના કેટલાક લોકગીતો જોઈએ તો પ્રથમ વિભાગમાં 'કુટુંબ ચિત્રોવાળાં ગીતો' નો સમાવેશ કરવામાં આવ્યો છે. જેમાં

(ક) અલંકારના ઓરતા

(ખ) પતિ પ્રત્યે પક્ષપાત

(ગ) પિયર-સસરાની તુલના

(ઘ) સસરા પક્ષ પ્રત્યે કૂણી લાગણી

(ચ) પિયરપ્રેમ

(ઢ) સસરા પક્ષ પ્રત્યે અણગમો

(જ) દિયર ભોજાઈનો પ્રેમ

(ટ) પુરૂષ વિરહ વ્યથા

(ઠ) પ્રકીર્ણ

વગેરે જેવા લોકગીતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. જયારે બીજા વિભાગમાં 'ટોળટપ્પાં ગીતો' નો સમાવેશ કરવામાં આવ્યો છે. ત્યાર પછીના વિભાગમાં 'પ્રહેલિકા ગીતો' નો સમાવેશ કરવામાં આવ્યો છે.

'અલંકારના ઓરતા' માં કુલ-૩૪ લોકગીતોનું સંપાદન કાર્ય કરવામાં આવ્યું છે. જેમાંની કેટલીક રચનાઓ જોઈએ તો -

- **ટોડેલી વાવ**

ટોડેલી વાયસ છોડી ટોડેલી વ્યાસ
ટોડેલી વાયનાં પોંણી ભરજે, સોડી, ડાયલી
પગ પરમાંણે મોજડી, સોડી પગ પરમાણે મોજડી,

કુમંતોની લોળ્યે, પોણી ભરજે, સોડી, ડાયલી ! ટોડેલી
પગ પરમાંણે કડલાં સોડી પણ પરમાંણે કંડલાં,
કુમતોંની લોળ્યે, પોંણી ભરજે, સોડી ડાયલી ! ટોડેલી

ધ્રુવપંક્તિમાં પહલી નજરે, જો ‘ટોડેલી’ ને ‘વાય’ અર્થોનો ખ્યાલ ન હોય તો, કોઈ ચમત્કૃતિ ન લાગે, પણ એ જાણતાં જ પંક્તિ સરળ છતાં અર્થસભર બને છે, અને તે છતાં એ અકૃત્રિમ ને સહજબોધ બની રહે છે. ‘પાણી નો ગાળેલી વાવે જ ભરજે’. સ્નેહ ગમે ત્યાં ન કરતી, ખાતરી હોય નિર્મળતાની ત્યાં જ કરજે. એવો ધ્વનિ આમાંથી ઊઠે, જો લેવો હોય તો, કારણ કે પછી તરત જ ‘પગ પરમાણે મોજડી વગેરેની વાત અને’ ‘કૂમતા’ જે ગતિએ ઝૂલતાં હોય લયમાં, એના આનંદને અનુવતવાની શીખ છે. બોધ છે. છતાં કાવ્યત્વને હાનિ નથી પહોંચતી અને કાવ્યત્વ સિદ્ધ કરવા કોઈ કૃત્રિમ ઉપાદાનો કે કરામતો નો આશરો નથી લેવો પડતો. આવી સરળતા ઘણીવાર લોકગીતને રમણીય બનાવે છે.

- **પાતળીઓ કોંન**

ભઈ સોનીડા તું મારો વીર.
આજ માર કડલાં લાયે હોં રોંમ.
પરણીસીં પાતળીઆ કોંન
આજ મારા પરણે સીતા ન રોંમ
ભઈ ડોશીડા તું મારો વીર
આજ માર ચુંદડી લાયે હો રોંમ.
પરણીસ પાતળીઆ કોંન
આજ માર ચુંદડી લાયે હો રોંમ

શણગારને ઘડનાર કે વેચનાર ના નામ સાથે આગળ ગવાય છે. રામ-સીતાનાં લગ્નપ્રસંગને ગાતું ગીત. (કૃષ્ણ પણ પરણે છે) એ પ્રસંગ પર કડલાં, ચૂંદડી વગેરે લાવવા કે બનાવવાની જે તે કારીગરને વિનંતી કરાય છે. ગીતમાં બીજું કોઈ ઊંડાણ નથી. આ ગીત જે

કાજે રચ્યું તેણે પોતાના સીતા-રામ પ્રત્યે ના ભાવને કારણે રચ્યું છે, એ ભક્તિનું એક બહાનું કે ઓછું છે એમને મન કાવ્યકળાથી ગીતને રચવું એ જરૂરી નથી. ભક્તિની અભિવ્યક્તિ જ જરૂરી છે.

- **કેવડો લ્યો રે**

કૂવાને કાંઠે કેવડો રે વાયો,
કેવડો લળી ઝોલાં ખાય, કેવડો લ્યો રે ગોવાળિયા
પગ પરમોંણે માર કડલોંએ લાયે
સોંકડે રતન જડાય, કેવડો લ્યો રે ગોવાળિયા કૂવાને
કોંન પરમોંણે માર ઝૂમણાં રે લાયે,
વાળી એ રતન જડાય, કેવડો
લ્યો રે ગોવાળિયા - કૂવાને

આ ગીતમાં મૂકાયેલ ધ્રુવપંક્તિ અનેક ગીતોમાં ગવાય છે. જેમ તૈયાર ફ્રેમ હોય એમાં જુદાં-જુદાં, જુદે-જુદે સમયે મૂકી શકાય, એમ ઘણી વાર લોકગીતમાં આવી કડીઓ ધ્રુવપંક્તિ તરીકે આવે તે ચિત્રો જુદાં જુદાં હોય. એ 'જુદાં' લાગતાં ચિત્રોમાં પણ ભાવનું વૈવિધ્ય ભાગ્યે જ મળે. 'પગ પરમાણે કડલા', 'હાથ પરમાણે ચૂડો' વગેરેની માંગણી હોય.

- **ભરવાડિયા**

સીદડાના થડમાં શેષનાગ વસીઆ
સ્રીજેલા શેષનાગ કૈડયા ભરવાડીઆ.
એક વાર સુરત શેર જાજે ભરવાડીઆ
લાયે મોનેતીન આલજે ભરવાડીઆ
અળખાંમણી આંહુડાં ઢાળે ભરવાડીઆ

અણમાનીતાના મુખમાં ગીત મુકાયું છે. એને જે નાગ કરડયો, જે દુઃખ થયું, જે આંહુડા મળે છે એ, તે એની આ દુઃખદ સ્થિતિનું પ્રતીક હોઈ કે થઈ શકે છે.

**(ખ) પતિ પ્રત્યે પક્ષપાત**

'પતિ પ્રત્યે પક્ષપાત' માં છ લોકગીતનું નિરૂપણ થયેલું જોવા મળે છે. જેની કેટલીક રચનાઓ જોઈએ તો,

- **રંગ મોરલી**

મોરલી તો ચાલી રંગ રુસણે રે,
કુણ મનાવા જાય રંગ મોરલી !
જશી સસરોજી ઈમના એકલાં રે
વળો વઉઆરુ ઘેર રંગ મોરલી !
તમારો તે વાળી સસરા નઈય વાળુ રે
સાસુડીના કડવા બોલ રંગ મોરલી.

ગુજરાતનું અતિ જાણીતું અને લોકપ્રિય ગીત ગવાતું હોય ત્યારે અતિશય ચગે કે ચઢે છે. હલક પણ અતિસુંદર છે.

- **ફુલવાડી**

લીલી લીલી ફુલોની વાડી, ફૂલોમાં રમતી તી
મારો સસરો ઓંણે આયા, ફૂલોમાં રમતી તી
હેંડો હૈડો વહુઆર ઘેર, ફૂલોમાં રમતી તી
જા જા રે ધુતારા ઘેર, ઠગારા ઘેર,
મંદિરિયાં સૂનાં, ફૂલોમાં રમતી તી

આ ગીતમાં કોઈના તેડાથી સાસરે ન જનાર કન્યા, પરણ્યના તેડાથી તૈયાર થઈ જાય છે. ફૂલવાડી એટલે મહિયર.

'ટોળટપ્પાં ગીતો' ની કેટલીક રચનાઓ જોઈએ તો,

- **દિયર ભોજાઇ**

- **કંકુ રે વાયું**

મારા પોંણિયાર કંકુ રે વાયું,
વાયુ સ ટૂંકા પોદે, ઊગ્યું સ લાંબા પોદે !
મારો વીરો પૈણવા રે જયાતા,
જયાતા અજવાળી રાતી, લાયા
લાખેણી લાડી.
મારો પોંણિયાર.

પ્રસ્તુત રચનામાં વહુના મુખમાં ઉક્તિ છે. વીરા પ્રત્યે પ્રેમભાવ અને દિયર પ્રત્યે અણગમો છે. વીરની વાત હોય ત્યારે કંકુને પાદે વવાય તે લાંબા પાંદે ઊગે, જયારે દિયરની વાત હોય ત્યારે કંકુને લાંબા પાદે વવાય પણ ટૂંકા પાંદે જ ઊગે ! ધ્રુવપંક્તિ કાવ્યાત્મક છે.

- **સસરાની નિંદા (મશ્કરી)**

- **વાલનું શાક**

ચાઈણી ભરીને મીં તો વલોવ્યો વગારી,
વાટલી વાટલી મીં સહુના ઘેર આલી
સાસુડીનું ઘર વિસાર્યું હો સઈ,
વાલોળ્યાના શાકમાં થઈ સ લળઈ.

આમ, વારાફરતી રચનામાં સાસુ, નણંદ ને દેરાણીની નિંદા કરવામાં આવી છે. નજીકના કુટુંબીઓને નવી વસ્તુ આપવી પડે, બીજા બધાને આપે ને તેમને ન આપો તો લડાઈ થાય.

'પ્રહેલિકા ગીતો' ની કેટલીક રચનાઓ જોઈએ તો,

- **વડછડ : પ્રહેલિકા - સમસ્યા**

- **લાડકી રોંણી**

બોલો બોલ ન લાડકા રોંણી રે,
માર જાવુંસ ગોકુલ ગોમ રે, માર
રેવુંસ મહિનો માસ રે.
ગાય વિયોણી ગોંદરન વાછોરંડુ
વાડા મોંય.
રાતો તીર તરખડયોં ન, ઈની
દોહનારી પરદેશ રે !

મનામણીનું ગીત છે. ને તે લાડકડીને મનાવવાની વાત છે. એટલે એને 'લાડકા' કે 'લાડકા રોણી' સંબોધન હોય તે સ્વાભાવિક લાગે છે.

- **ઘોડાનો અસવાર**

રે ભલો ભલો પ્રેમાનંદ લાલ રે
રે ભલો ઘોડલાંનો અસવાર રે
રે ઈનું નામ લીધે દુ:ખ થાય રે
રે ઓંય વાયો વાલોળીયો ન
ઊજ્યો અમદાવાદ.
ફાલ્યોફૂલ્યો માળવે ન ઈની સેંગો
વેચાય ઝાલાવાડ રે
રે ભલો ભલો પ્રેમાનંદ લાલ રે

ઉખાણા માટેનું ગીત છે. વચમાં વચમાં સાખીના રૂપમાં ઉખાણાં છે. ક્યારેક ત્યાં બોધ પણ આવે.

## ૨.૩ 'મું તો ઢોલે રમું' :

'મું તો ઢોલે રમું' પુસ્તકમાં લોકગીતના ભાગ તરીકે ઉત્તર ગુજરાતના રાસડા અને લોકાખ્યાનોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. આ પુસ્તકને ગુજરાત સાહિત્ય અકાદમી દ્વારા ૧૯૯૪ના શ્રેષ્ઠ પુસ્તક તરીકેનો એવોર્ડ પ્રાપ્ત થયેલો છે. પુસ્તકમાં ઉત્તમતાના જે કાંઈ અંશો જોવા મળે છે તેની પાછળ પૂજ્ય કનુભાઈ જાની સાહેબના પ્રેમ, હૂંફ અને જ્ઞાનનો લાભ લેખકને મળ્યો છે.

પુસ્તકની શરૂઆતમાં કાર્યક્ષેત્ર અને ક્ષેત્રકાર્યના વિભાગમાં લેખકે પોતાના ગામ મક્તુપુરનો ઈતિહાસ દર્શાવ્યો છે. જેમાં મક્તુપુર પ્રાચીન સમયનું ગામ હોય તેમ જણાઈ આવે છે. ભૌગોલિક સંદર્ભમાં મક્તુપુરની રમણીયતા, જમીન, પાક, તળાવ - તળાવડીઓ, બોટ-બોટિંગ વગેરેનું વિગતવાર વર્ણન કરવામાં આવ્યું છે. મક્તુપુરના સામાજિક સંદર્ભમાં ગામમાં રહેતી તમામ જાતિની વસ્તી ગણતરીની વિગતવાર માહિતી આપવામાં આવી છે. ગામની સ્ત્રીઓની સ્થિતિને આલેખવામાં આવી છે. ગામના સાંસ્કૃતિક સંદર્ભમાં ગામમાં ઉજવાતા વિવિધ તહેવારોની વાત કરવામાં આવી છે.

'લોકાખ્યાન'ના વિભાગમાં લોકાખ્યાનના વિવિધ પ્રકારોનું વિસ્તારની માહિતી આપવામાં આવી છે. લોકાખ્યાનો રચના દૃષ્ટિએ બે પ્રકારનાં મળે છે.

૧. એક જ ઢાળમાં હોય તેવાં અને

૨. અનેક ઢાળોવાળાં, અનેક ગીતોથી જેના ખંડો પડી જતા હોય

તેવાં, ઉદાહરણ તરીકે 'અભિમન્યનું ચારિત્ર' કે 'કુંવરબાઈનું મામેરું' ગણાય. આ બંને પ્રકારના આખ્યાનો મોટેભાગે સમૂહમાં ફરતાં ફરતાં જ ગવાય છે. બૌદ્ધિક આખ્યાન અને શિષ્ટ આખ્યાનથી લોકાખ્યાન આ રીતે પણ જુંદુ પડી જાય છે. લૌકિક આખ્યાન કે શિષ્ટ આખ્યાન એક વ્યક્તિ રજૂ કરે છે. જ્યારે લોકાખ્યાન બે ત્રણ ગવરાવે તે અન્ય એને ઝીલે એ રીતે રજૂ થાય છે.

ગુજરાતના અન્ય વિસ્તારોની જેમ ઉત્તર ગુજરાત પાસે તેની પોતીકી સમૃદ્ધ પરંપરા ધરાવતું લોકસાહિત્ય છે. આ ક્ષેત્રે સંશોધન-સંપાદન પણ ઘણું થયું છે. પ્રસ્તુત શોધપત્રમાં ઉત્તર ગુજરાતનાં કથાગીતોના મોટિફનો સ્વરૂપગત સંદર્ભગત અભ્યાસ કરવાનો ઉપક્રમ છે.

કથાગીતોના મોટિફ વિશે વિચારણા કરતાં પહેલાં કથાગીતના સ્વરૂપને પારખીએ તો જ મોટિફનો સ્વરૂપગત અભ્યાસ કરી શકાય. કથાગીત વિશે કહી શકાય કે કથાના અંશોવાળું ગીત તે કથાગીત અથવા કથાગીત એ એવું ગીત છે કે જેમાં કથા કહેવાય. પણ તેમાં કથાનો આછો પાતળો તંતુ ઊર્મિ સાથે વણાઈને પ્રગટ થતો હોય છે. લોકગીત કરતાં તેની લંબાઈ થોડી વધુ હોય છે. પરલક્ષિતાનું તત્વ તેનું મહત્વનું લક્ષણ છે. અંગ્રેજીમાં તેના માટે બેલેડ (Ballad) કે નેરેટીવ સોન્ગ (Narrative song) સંજ્ઞા પ્રયોજવામાં આવે છે. તેના ત્રણ પ્રકાર છે. ૧. લોકકથાગીત, ૨. લોકપ્રિય કથાગીત, ૩. શિષ્ટસાહિતિક કથાગીત. ઉત્તર ગુજરાતનાં કથાગીતોનો સમાવેશ પ્રથમ પ્રકારમાં કરી શકાય. આવાં લોકગીતોમાં સંવાદ અને ક્રિયા દ્વારા કથા અભિવ્યક્ત થાય છે. કથાનાં પાત્રોનું ચરિત્રચિત્રણ કરવાનો તેમાં ઝાઝો પ્રયાસ થતો નથી. તેમાં એકાદ પ્રસંગનું આલેખન હોય છે. પણ કથાપ્રસંગ કે કથાના અંશો ઊર્મિથી રસાયેલા હોય છે.

પ્રસ્તુત શોધપત્રમાં ઉત્તર ગુજરાતનાં કથાગીતોનો અભ્યાસ કરવા ગુજરાતી લોકસાહિત્યના સીમાંસ્તંભ રૂપ ઐતિહાસિક એવા એકમાત્ર કથાગીતોના સંપાદક ડૉ. અમૃત પટેલ સંગ્રહિત મું તો ઢોલે રમું (દ્વિતીય આવૃતિ, પાર્શ્ર્વ પ્રકાશન, ૨૦૦૯)નો આધાર લઈ ૧૦૭ કથાગીતોમાંથી ૨૫૦થી વધુ મોટિફ તારવવાનો નમ્ર પ્રયાસ કર્યો છે. આ આખો લેખ ડૉ. અમૃત પટેલ સંપાદિત મું તો ઢોલે રમું નામના કથાગીતોના સંપાદન ઉપર જ આધારિત છે. અન્ય કોઈએ સંશોધકે આ પ્રકારનું સંપાદન કર્યું પણ નથી. હવે મોટિફ વિશે વિચારણા કરતા પહેલા મોટિફ એટલે શું તે જાણવું પણ જરૂરી છે. મોટિફ કથાનો એવો નાનામાં નાનો કોશ છે કે જેમાંથી અંકુર ફુટી કથાનો વિકાસ થાય તેથી તેને ઉદ્ભૂત કોશ (Germinative

cell) કહ્યો છે. કથન વ્યાકરણ (Narrative Grammer) સંદર્ભે રશિયન સ્વરૂપવાદી તોમાસ્કી અને વેસેલોવ્સ્કીએ ૨૦મી સદીની શરૂઆતમાં કથાના લઘુત્તમ બંધારણીય એકમ તરીકે આ સંજ્ઞા પ્રયોજેલી. આ સંજ્ઞા પ્રેરક, પ્રવર્તક, ચાલક, હેતુ, પ્રયોજન, નિયામક જેવી અર્થચ્છાયાઓ પ્રગટ કરે છે. સાહિત્યમાં મોટિફ 'લેઈટ મોટિફ' (Letmotif) ના સમાનાર્થે પ્રયોજાય છે. Leitmotif એટલે સતત આવર્તન પામતો વિચાર કે વસ્તુ. પ્રત્યેક કલામાં મોટિફને 'વસ્તુગત તત્વ' (thematic element) તરીકે સ્વીકારવામાં આવ્યો છે. પણ તે કથાવસ્તુ નથી પણ કથાવસ્તુને ઘડનાર લઘુત્તમ કથન એકમ (small narrative unit) છે. તેમાં આવર્તન ક્ષમતાનો ગુણ હોવાથી તે પરંપરાનો ભાગ બની શકે છે. કથામાં ઓછામાં ઓછો એક મોટિફ તો હોય જ. એક કે એક કરતાં વધુ મોટિફ એક જ સંદર્ભમાં બંધાય છે. ત્યારે કલાકૃતિનું સર્જન થાય છે. સમગ્ર કૃતિમાં તે સહઅસ્તિત્વ ધરાવે છે. છતાં તેનું આગવું અસ્તિત્વ હોય છે. તેનાથી કથામાં વળાંક આવે છે. સ્ટીથ થોમ્પસને તેની વ્યાખ્યા આપતાં જણાવ્યું છે કે પાત્ર, પરિસ્થિતિ, પદાર્થ અસાધારણ કે ચમકૃતિજન્ય હોય ત્યારે મોટિફ બને છે. (The Folktales, 81) વ્લાદિમીર પ્રોપ અનુસાર પાત્ર, પરિસ્થિતિ કે પદાર્થ અસાધારણ હોય પણ કથામાં તેનું કાર્ય ન હોય તો તે મોટિફ બની શકે નહી. તેમણે મોર્ફોલોજી ઓવ 'ફોકટેલ્સ' (Morphology of folktales) ૧૯૨૮ માં રૂપઘટનાત્મક ભાષાવિજ્ઞાનની પરિભાષા પ્રયોજીને all motif (ઉપકાર્યઘટક) અને Motifeme (કાર્યઘટક) સંજ્ઞા પ્રયોજી છે.

મોટિફના પર્યાય તરીકે ગુજરાતીમાં આધારબીજ, કથાઘટક, કથાબીજ, ઘટકાંશ, ઘટકાતત્વ, કથા પ્રયોજન, કથા પ્રયુક્તિ, કથા કરામત, વસ્તુવળુ, ચણિયારું જેવા પ્રર્યાસો પ્રયોજાયા છે.

મોટિફનો અભ્યાસ કથાગીત સંદર્ભે કરવાનો હોય તો કથાગીતની સ્વરૂપગત વિશેષતા મર્યાદાઓનો પ્રભાવ મોટિફ પર પડ્યો છે કે નહી તે પણ અભ્યાસનો વિષય બને.

વળી કથાગીતમાં માત્ર સાહિત્યકલા જ નહી સંગીત જેવી અન્ય કલાઓ પણ જોડાયેલી છે. સંગીતના લઘુત્તમ બંધારણીય એકમ એવા લયઘટકો કે સૂરઘટકો સંગીતના મોટિફ બને પણ શોધપત્રમાં સંગીતના નહી કથાના બંધારણીય એકમ એવા મોટિફનો અભ્યાસ કરવાનો ઉપક્રમ છે.

કથાગીતમાં લોકકથાની જેમ ચોક્કસ આદિ, અંત, મધ્ય હોય એવો કથાનો ક્રમિક વિકાસ થતો નથી. તેમાં આખી કથાનું નહી પણ એકાદ પ્રસંગ અને પ્રસંગસાથે જોડાયેલ ભાવસંવેદનાનું આલેખન હોય છે. આ પ્રસંગ મૂળકથાના આરંભનો મધ્યનો અથવા તો અંતનો પણ હોય શકે. તેથી લોકકથામાં જેમ એક ઉદ્દભવ બીજમાંથી વૃક્ષની જેમ કથા પાંગરે તેમ કથાગીતમાં બનતું નથી. લોકકથામાં જેમ મોટિફની સુવ્યવસ્થિત ગૂંથણીનો મોટિફ-મોટિફ વચ્ચેના આંતર સંબંધોનો, સમગ્રકથાના motive (રહસ્ય) અને (motivation) (કાર્યપ્રયોજન)નો અભ્યાસ કરી શકાય તેમ કથાગીતમાં શક્ય બનતું નથી. આધારે પરસ્પર ગૂથાઈને અખંડ કથાનો અનુભવ કરાવવા નથી. આમ છતાં આ આછાપાતળા કથાતંતુઓ દ્વારા પણ મોટિફનો અભ્યાસ કરી શકાય છે. જેમ કે,

અંબે માઈ આલ્યાં બીજ ક મોરી માતા !
સોના કદાળીએ થાણાં ગોદયાં મારી માતા !

પાંદે પાંદે દીવા બળેલી મોરી માતા !
ડાળે ડાળે દેવી રમેલી મોરી માતા !
એ રે વલ્લો જેસંગ વાઢ્યો મોરી માતા !
પહેલો ન ટસકો મેલ્યો મોરી માતા !
ઊડી સ લોઈની સેર મોરી માતા !
અંબે માઈ સરાપ બોલ્યાં મોરી માતા !
જેસંગ રહેજે વાંજીઓલી, મોરી માતા

જેસંગની મા હોળાખોળા પાથરલી માતા

પાટણમાં જઈ સધરે રાણકી વાય ગોદાયી જો
ત્રણસો ન સાહીઠ મેલ્યા પાવઠા હો જી રે

પાટણમાં જઈને સધરે રમકડાં મુલવાયાં જો
સોરુડાં વિના સમકડે કૂણ રમે હો જી રે

આ કથાગીતમાં દેવી દ્વારા અપાયેલા બીજમાંથી ઊગેલા વડલાને સધરાએ કાપી નાખ્યો, પરિણામે દેવીએ નિસંતાનપણાનો શાપ આપ્યો. શાપનિવારણ અર્થે સધરાએ રાણકી વાવ બનાવવા જેવાં કાર્યો કર્યાં. આવા આછા પાતળા કથાતંતુઓ મળે છે. તેના આધારે પવિત્ર વૃક્ષ, ચમત્કારિક વૃક્ષ કાપતા લોહીની સેર નીકળવી, દેવી શાપઃ નિસંતાનપણાનો, શાપનિવરણના પ્રયાસ, જેવા મોટિફને તારવી શકાય. જો કે આ કથાગીતમાંનો પ્રસંગ થોડો વિસ્તૃત રીતે આલેખાયો છે. પણ ક્યારેક તો કથાનો તંતુ એટલો પાતળો હોય કે માત્ર એક જ મોટિફ મળે. જેમ કે ગોવિંદજી ઘોડે ચડ્યા (મું તો ઢોલે રમું અંત પટેલ, પૃ- ૧૧૪)માં પત્નીના અપહરણનો મોટિફ આલેખાય વિના જ પત્નીની પ્રાપ્તિ માટેનો પ્રતિજ્ઞા નો એક જ મોટિફ સમગ્ર કથાગીતમાં નિરૂપાયો છે. આમ, કથાગીતમાં લોકકથાની જેમ અનેક મોટિફની ગૂંથણીથી થતી સંકુલ રચનાનો અનુભવ ક્યારેક થાય છે.

એલેક્ષ ઓલ્રિક કહે છે તેમ કોઈ પણ કલાસ્વરૂપનો આરંભ અને અંત કોઈ ચોક્કસ નિયમને આધીન છે. આ નિયમ જે તે સ્વરૂપની અભિવ્યક્તિ માટે નિર્ણાયક ભૂમિકા પૂરી પાડે છે, (International folkloristic page-83) આ દ્દષ્ટિએ વિચારીએ તો કથાગીતનો આરંભ-અંત અને લોકકથાના આરંભ-અંતના નિયમોથી ભિન્ન છે. કથાગીતનો આરંભ કોઈ પણ પ્રાક્કથન વિના સાવ અચાનક, અડધી કથાએ કે અડધા પ્રસંગથી શરૂ થાય છે.

અને એવી જ રીતે કથાના સમાપક તંતુ સાથે જોડાયા વિના જ તેનો ઉભડક રીતે અંત આવે છે. તેની અસર મોટિફ-મોટિફ વચ્ચેના આંતર સંબંધો અને તેની ગૂંથણી પર પડે છે જેમ કે સધરા જેસંગ (મું તો ઢોલે રમું, અમૃત પટેલ, પૃ-૯૮) કથાગીતનો અંત શાપનિવારણના પ્રયત્નના મોટિફથી આવે છે. શાપનિવરણ થયો ક નહી તેનું પરિણામ દર્શાવતો મોટિફ નથી તેથી શાપનિવરણના પ્રયત્ન અને શાપ નિવારણના પ્રયત્નોનું પરિણામ એવા બે મોટિફ વચ્ચે રહેલા કાર્યકારણના સંબંધો પ્રાપ્ત થતા નથી. આમ કથાગીતના ઉભડક આરંભ અંતનો પ્રભાવ બંધારણીય ઘટક એવા મોટિફની ગૂંથણી, તેના આંતર સંબંધો અને તેના સ્વરૂપ પર પડે છે. એક કે ઓછા મોટિફથી ગૂંથાયેલી સાદી લોકકથા કરતા પણ કથાગીતનું બંધારણ તેની આરંભ-અંતની ભિન્નતાને કારણે અલગ પડે છે.

કથાગીતમાં ગીતની જેમ એક જ પંક્તિ થોડા વૈવિધ્ય સાથે ભાવ કે ઊર્મિને ઘૂંટે છે. આ ઊર્મિ સાથે કથા જોડાયેલી હોવાથી જુદી જુદી પંક્તિઓમાં થોડા વૈવિધ્ય સાથે કથાનો તંતુ પણ આવર્તન પામે છે. પરિણામે લોકોકથાના મોટિફ કરતા કથાગીત મોટિફ આ દૃષ્ટિએ પણ અલગ પડે છે. લોકકથાનો મોટિફ વાક્યે આવર્તન પામતો નથી. કથાગીતમાં પંક્તિએ પંક્તિએ મોટિફનો અમુક અંશ પરિવર્તન વિના નિરૂપાય છે અને અમુક અંશ પરિવર્તન સાથે નિરૂપાય છે જેમ કે, હવે છોડાઈ (મું તો ઢોલે રમું, અમૃત પટેલ, પૃ-૧૧૦) કથાગીતમાં -

ફૂલોબઈનો સસરો કાગળ મોકલ જી રે,  
વઉં મારાં, પોણી નાં જ્જો રે  
લશ્કર પડ્યાં સ બાદરખોનનાં જી રે,  
ફૂલોંના જેઠ મોંણહ મોકલ જી રે,  
વઉં મારાં પોણી નાં જ્જો રે,  
લશ્કર પડ્યાં સ બાદરખોનનાં જી રે,

આ કથાગીતમાં અમુકસ્થળે ન જવું તેવી મનાઈનો મોટિફ પ્રયોજાયો છે. તેની પાછળ રહેલું કાર્યપ્રયોજન (motivation) સ્ત્રીની સલામતી અંગેનું છે. મનાઈ કરનાર પાત્રો બદલાતાં, પંક્તિમાં પરિવર્તન પામે છે. તેથી કહી શકાય કે Allomotif (ઉપકાર્યઘટક) બદલાય છે. પણ motifeme (કાર્યઘટક) બદલાતો નથી. આવું એક કથાગીતોમાં મળે છે. તેથી કથાગીતના મોટિફની એ વિશેષતા છે તેમ કહી શકાય.

કથાગીતમાં ગીતની જેમ સમાન્તર પંક્તિની યોજના હોય છે. આવી સમાન્તર પંક્તિઓમાં બે ભિન્ન મોટિફ પ્રતીકાત્મક અભિવ્યક્તિ પામ્યા હોય તેવાં દૃષ્ટાંતો પણ મળે. જેમ કે,

રાજા હરિચંદને આંગણે પીપળી રોજ સાંજે પડયે સુકાય જાય
રાજા હરિચંદને આંગળે પીપળી રોજ સાંજે પડયે લીલી જાય

( મું તો ઢોલે રમું, અમૃત પટેલ, પૃ-૯૩)

આ કથાગીતમાં રાજા હરિચંદના જીવનની ચઢતી - પડતીના બે ભિન્ન મોટિફ પ્રયોજાયાં છે. તેની અભિવ્યક્તિ ઊર્મિગીત જેવી સમાંતર પંક્તિઓમાં લીલી-સૂકી જેવાં બે વિરોધી વિશેષણો અને પીપળીના પ્રતીક દ્વારા થઈ છે.

તેવી જ રીતે કથાગીતમાં સંવાદ અને ક્રિયા પણ કથા નિરૂપણમાં મહત્વનો ભાગ ભજવે છે. જસમા ઓડણી માં શોધ નો મોટિફ પાત્રોના સંવાદ અને ક્રિયા દ્વારા પામી શકાય છે. જસમાની શોધ માટે સિદ્ધરાજે દૂતને મોકલ્યો છે. દૂત અનેક પાત્રોને જસમાના ઘર અંગે પૂછે છે જેમ કે,

ગાયો ચારતા ગોવાળ, હો રાવજી
દેખાડો જસમા બઈના ઓરડા, જસમા ઓડણી રે
હું એ ના જાણું બારોટા, હો રાવજી
હાજેરો જઈ ઘર પુસ, જસમા ઓડણી રે

ચોરે બેઠા ચારણભાટ, હો રાવજી
દેખાડો જસમા બઈના ઓરડા, જસમા ઓડણી રે
હું એ ના જાણું બારોટ, હો રાવજી
હાજેરો જઈ ઘર પુસ, જસમાં ઓડણી રે

**(મું તો ઢોલે રમું, અમૃત પટેલ, પૃ-૧૦૧)**

આમ અનેક પાત્રોને દૂત પૂછે છે, સ્ત્રી લોલૂપ રાજાની મનઃસ્થિતિ જાણતાં પાત્રો જસમાનું ઘર બતાવે નહી, અંતે બાળક ભોળાભાવે જસમાના ઘરનું વર્ણન કરે છે. અને શોધ પૂર્ણ થાય છે આમ, શોધની ક્રિયા સંવાદાત્મક રીતિમાં અભિવ્યક્તિ થઈ છે.

ઉત્તર ગુજરાતનાં આ કથાગીતોના અનેક પાઠાંતર સંપાદક અમૃત પટેલે આ પુસ્તકમાં સંપાદિત કર્યાં છે. કલાંતરે ઉત્તર ગુજરાતની પ્રજાએ તેમાં પોતીકાં ઉમેરણ કે બાદબાકી કરી છે. તેથી એક સરખાં કથાનક ધરાવતાં કથનકોમાં પાઠભેદે મોટિફ ભેદ જોવા મળે છે. જેમ કે સમેડા ગોદાવોમાં એક પાઠમાં સ્વપ્રદર્શન દ્વારા ભવિષ્યકથન નો મોટિફ છે, જ્યારે બીજા પાઠમાં જ્યોતિષવિદ્યા દ્વારા ભવિષ્યકથન નો મોટિફ મળે છે. આવાં અનેક દ્દષ્ટાંતો પ્રાપ્ત થાય છે.

મોટિફ કથાના (smallest narrative unit) લઘુત્તમ એકમ તરીકે કાર્ય કરે છે. કથનશૈલી (narrative style) સાથેના તેના સંબંધની વિચારણા વિવાદાસ્પદ છે. લોકવિદ્યાના કેટલાક તજજ્ઞોએ મોટિફને કથાનું અંતરંગ તત્વ અને કથનશૈલીને બહિરંગ તત્વ માન્યું છે. પણ મોટિફની વિચારણા કરતી વખતે શૈલી સાથે તેનો કેવો સંબંધ છે. તે વિચારવું અનિવાર્ય છે. બંને વચ્ચે દ્વૈત હોવાનું માનવું ભૂલ ભરેલું લાગે છે.કથા એકમથી (Narrative unit) એવા મોટિફ અને કથાશૈલી (Narrative style) વચ્ચે કેવું અદ્વૈત છે. તેનાં અનેક દ્દષ્ટાંતો ઉત્તર ગુજરાતનાં આ કથાગીતોમાંથી સાંપડે છે. સ્ટીથ થોમ્પ્સને તેની મોટિફ ઈન્ડેક્ષમાં Z વર્ગમાં વર્ગીકૃત કર્યો છે. તેવા ફોર્મ્યુલા (formula) ના અનેક મોટિફ

આ કથાગીતોમાંથી પ્રાપ્ત થાય છે. ફોર્મ્યુલાના મોટિફ કથાગીતની અભિવ્યક્તિરીતી કે શૈલી સાથે સ્પષ્ટપણે સંકળાયેલા છે. આવાં થોડાં દૃષ્ટાંતો જોઈએ. ‘રૂપિયો દેખાડો’ માં વહુથી ઝારી તૂટી જતાં સાસુ કહે કટકા દેખાડ વહુ કહે કટકા વાડા માં છે, સાસુ કહે વાડા દેખાડ, વહું કહે વાડ નદી તાણી ગઈ, સાસુ કહે નદી દેખાડ, વહું કહે નદી સમુદ્ર ગઈ-આમ સ્ટીથ થોમ્પસને Z-17 ક્રમાંકે વર્ગીકૃત કરેલો ફોર્મ્યુલાનો મોટિફ છે. ઊંચા ટીબ જીરૂ (મુ તો ઢોલે રમું, અમૃત પટેલ, પૃ- ૧૭૦)માં વહુએ સાડલો સૂકવ્યો, સાડલો કાગડો લઈ ગયો, કાગડો પકડવા ગઈ, સોય જડી, સોયથી કોથળો સીવી સાસુને પુરી તેને તે ફેંકે છે. Z-17 Rounds મોટિફ પ્રયોજાયો છે. ફોર્મ્યુલા મોટિફ સિવાય પણ મોટિફ અને શૈલી વચ્ચેની આંતર સંવાદિતા જોવા મળે છે. સમેડા ગોદાવો માં શર્મિષ્ઠા તળાવમાં દંપતિનું બલિદાન આપવામાં આવે તો જ પાણી આવે તેવું ભવિષ્ટકથન થાય છે. અહીં માનવ બલિદાન નો મોટિફ છે. આ બલિદાનના મોટિફ સાથે બલિદાનની ક્રિયાની અભિવ્યક્તિ રીતી કેટલી સઘન રીતે જોડાયેલી છે તે આ કથાગીતની પંક્તિઓ દ્વારા જોઈએ.

પેલા પગતારિયા જઈ પગ મેલ્યો,
ઘૂંટણ સમાણાં નીર, સમેડા શીદ ન ગોદાવો,
બીજા પગતારિય જઈ પગ મેલ્યો,
ઢીંચણ સમાણાં નીર, સમેડા શીદ ન ગોદાવો,
ત્રીજા પગતારિય જઈ પગ મેલ્યો
કેડ સમાણાં નીર, સમેડા શીદ ન ગોદાવો,
ચોથા પગતારિય જઈ પગ મેલ્યો
છાતી સમાણાં નીર, સમેડા શીદ ન ગોદાવો,
પાંચમા પગતારિયા જઈ પગ મેલ્યો
ચોટીએ સમાણાં નીર, સમેડા શીદ ન ગોદાવો
છઠ્ઠા પગતારિય જઈ પગ મેલ્યો

છલકી ઉઠ્યા સ નીર, સમેડા શીદ ન ગોદાવો
સાતમા પગતારિયા જઈ પગ મેલ્યો
ઉભરાઈ હેડયાં સ નીર, સમેડા શીદ ન ગોદાવો

અહીં બલિદાન મોટિફ અને બલિદાનની ક્રિયાની અભિવ્યક્તિ રીતિને એકબીજાથી છુટા પાડવા અશક્ય છે. શૈલી અહીં બહિરંગ તત્વ નથી. મોટિફ સાથે કર્ણના કનક-કુંડળની જેમ અભિન્ન રૂપે જોડાયેલી છે.

કથાગીતમાં ભાવોની અભિવ્યક્તિ પણ થાય છે. કેટલાંક કથાગીતોમાં પાત્ર પોતાની ઊર્મિને રજૂ કરતી વખતે કલ્પના કે વિચારોને અભિવ્યક્ત કરે છે ત્યાં મોટિફ હોવાનો ભ્રમ ઊભો થાય પણ વાસ્તવમાં તે કૃતિમાં મોટિફ પ્રયોજાયલો ન હોય. મોર માર્યો કથાગીતમાં દિયરે મોર માર્યો તેથી રાજાએ તેને કેદ કર્યો. ભાભી દિયર પ્રત્યેની લાગણીને કારણે પોતાના ભાવો વ્યક્ત કરતાં કહે છે.-

મેલું મેલું કોટયોની હોંસડીઓ રે
હોંસડી મેલીન દિયોર જેલ છોડાવું રે
મેલું મેલું હાથોના ચૂડીલા રે
ચૂડલા મેલીન દિયોર જેલ છોડાવું રે
મેલું મેલું પગોની ઝોંઝરીઓ રે
ઝોંઝરી મેલીન દિયોર જેલ છોડાવું રે

અહીં પક્ષી હત્યાની સજારૂપે કેદ નો મોટિફ પણ કેદની મુક્તિનો મોટિફ નથી. કેદમાંથી મુક્ત કરવાની માત્ર ઝંખના ૨ રજૂ થઈ છે. મોટિફ તો કાર્યઘટક તરીકે પ્રયોજાયો હોય તો જ કથામાં અસ્તિત્વ ધરાવે છે. તેમ કહી શકાય. તેથી કથાગીતોમાંથી મોટિફની તારવણી કરવામાં ક્યારેક આ કારણોસર ભૂલ થવાની શક્યતા રહે છે.

કથાગીતનું વિષયવસ્તુ સમાજ, સંસ્કૃતિ, ઈતિહાસ, ધર્મ વગેરેના સંદર્ભો સાથે જોડાયેલું હોય છે. તેથી મોટિફના પ્રયોજન સાથે સામાજિક, સાંસ્કૃતિક, ઐતિહાસિક, રાજકીય, ધાર્મિક સંદર્ભો જોડાયા વિના રહેતા નથી. ઉત્તર ગુજરાતનાં કથાગીતોમાં પૌરાણિક વિષયવસ્તુવાળા કથાગીતો જેવાં કે સીતા ત્યાગ, માધેવજી, ભીલા રાણી, લીલા ગિરધારી રે વગેરે મળે છે. તેમાં પૌરાણિક મોટિફ (mythical motif)ની સાથે આ પ્રજાએ પોતાના સમય સ્થળના સંદર્ભોને જોડી દીધા હોવાથી આ પ્રજાના પોતીકા સામાજિક-સાંસ્કૃતિક સંદર્ભો ધરાવતાં મોટિફ મળે છે. સાસુ સાથેના ગૃહકંકાસને કારણે સીતા ત્યાગનો નવો સામાજિક સંદર્ભ ધરાવતો મોટિફ મળે છે. તેવી રીતે સામાજિક કથાગીતોમાં નારીવાદી લોકવિદ્યાના અભિગમથી નારીવાદી મોટિફનો અભ્યાસ કરી શકાય તેવા મોટિફ પ્રયોજાયા છે. જે સ્ત્રીની સામાજિક પરિસ્થિતિનો પરિચય આપે તેવા જેમકે, શીલ રક્ષતી નારી, અપહરણ, શીલ શંકાને કારણે પત્ની ત્યાગ, યુદ્ધમાં જીતે તેની નારી મનાઈ : પતિ સામે ઉગ્ર થઈને બોલવું નહી, ચોરીછૂપીની ખાતી સ્ત્રીને સજા, સામાજિક આબરૂના ડરથી બેનની હત્યા કરતો ભાઈ, પુરુષવેશે સૈનિક બનતી સ્ત્રી, જાતીય કસોટી વગેરે મોટિફસનો અભ્યાસ નારીવાદી અભિગમથી કરી શકાય તેટલા વિપુલ પ્રમાણમાં આ કથાગીતોમાંથી પ્રાપ્ત થાય છે. જે સ્ત્રીની સામાજિક સ્થિતિનું પણ ચિત્રણ કરે છે. આ કથાગીતોના મોટિફનો મનોવૈજ્ઞાનિક અભિગતથી પણ અભ્યાસ કરી શકાય તેમ છે. લીલા એ ગિરધારીમાં નાગદમન ના મોટિફ સાથે કાર્યસોંપણીનો મોટિફ આ પ્રજાએ જોડી દીધો છે કંસ કૃષ્ણને કમળના વેલા લાવવાનું કામ સોંપે છે. આ કામ અશક્ય નથી, તેમાં કોઈ ચમત્કારી કે દૈવી શક્તિને કામે લગાડવાની જરૂર નથી તો પ્રશ્ન થાય કે કંસ શા માટે કૃષ્ણને આ કામ સોંપ્યું. આ કામ તે તેના ચાકરો પાસે પણ કરાવી શકતો હોત પણ નાગદમણના મોટિફ સાથે જોડાયેલ કાર્ય સોંપણી ના આ મોટિફને સ્વીસ મનોવિજ્ઞાનની યુંગની આર્કિટાઈપલ થિઓરીની દૃષ્ટિથી તપાસીએ તો આ મોટિફ કંસના સામુહિક અવચેતનમાં પડેલ કૃષ્ણની

હત્યા કરવાની દમિત ઈચ્છાનો શેડો આર્કિટાઈપ છે. ખુદ નાગ પણ કંસની કૃષ્ણની હત્યા અંગની દમિત ઈચ્છાનો શેડો આર્કિટાઈપ છે. પણ કૃષ્ણના અવચેતનમાં પડેલા સ્વ-આદિરૂપ (self archetpe) ને કારણે નાગ (શેડો) પર તે વિજય પ્રાપ્ત કરે છે. આમ, મોટિફને મનોવૈજ્ઞાનિક અભિગમથી પણ તપાસી શકાય છે. અહીં તો માત્ર તેનો સહેજ નિર્દેશ જ કરેલો છે.

કથાગીતોમાં પ્રયોજાયેલાં મોટિફનું પૃથક્કરણ કરવાથી પણ તેના સ્વરૂપનો પરિચય પ્રાપ્ત કરી શકાય છે. આ કથાગીતોમાં સામાજિક, ઐતિહાસિક સંદર્ભોને વિશેષ પ્રગટ કરતા હોવાથી તેમાં અદ્દભૂત પરીકથાની જેમ જાદુઈ ચમત્કારના મોટિફ ઝાઝા નથી. આદિવાસી વિસ્તારમાંથી પ્રાપ્ત કરાયેલા ન હોવાથી તેમાં કુળચિહ્ન સંલગ્ન (ટોટેમ) મોટિફ પણ પ્રાપ્ત થતાં નથી. કથાગીતોનું વિષયવસ્તુ બહુધા સામાજિક, દંતકથાત્મક, ઐતિહાસિક કે પૌરાણિક હોવાને કારણે બોધાત્મક કે હાસ્ય-ચતુરાઈને લાગતાં મોટિફ ઝાઝાં પ્રાપ્ત થતાં નથી. આમ છતાં સ્ટીથ થોમ્પસનની મોટિફ ઈન્ડેક્ષને આધારે તેનું વર્ગીકરણ કરતાં જણાય છે કે તેમાં પ્રકારની દ્દષ્ટિએ ઘણું વૈવિધ્ય છે. ઘણા એવા મોટિફ પણ પ્રાપ્ત થાય છે.જેનો સમાવેશ મોટિફ ઈન્ડેક્ષમાં પણ થયો નથી. જેમ કે મૂળ પૌરાણિક કથાનો ધરતીમાં સમાઈ જવું મોટિફ સીતાત્યાગનાં કથાગીતોમાં મળે છે. પણ ધરતીમાં સમાઈ જતી સીતાના ચોટલાને રામ પકડે, તેમના સ્પર્શથી ચોટલો દર્ભમાં પરિવર્તન પામે આ મોટિફ ઈન્ડેક્ષમાં પ્રાપ્ત થતો નથી. Transformation : Hair to other object નો મોટિફ મળે, D 451.5.4 Transformation Hair to firest (Irish tale) તેમજ D 497.4.2 Transformation : grass to beard નો મોટિફ (યહૂદી વાર્તા) માં મળે પણ Transformation : Hair to grass મોટિફ પ્રાપ્ત થતો નથી.

વન કેરો મોરલો માં સુંદર મોર પ્રત્યે મોહિત પત્નીની ઈર્ષ્યા કરતા પતિ નો મોટિફ પણ મોટિફ ઈન્ડેક્ષમાં નથી. આ મોટિફ સાથે સામ્ય ધરાવતા હરણ પ્રત્યે મોહિત પત્નીની

ઈર્ષ્યા કરતા પતિ નો મોટિફ (T 257 5.1) અને કોયલના સૂર સાંભળવા જાગી જતી પત્નીને કારણે ઈર્ષ્યાથી કોયલની હત્યા કરતા પતિનો મોટિફ (T 257.5) મળે છે. પણ ઈર્ષાને કારણે મોરની હત્યા કરતા પતિનો મોટિફ ઈન્ડેક્ષમાં નોંધયેલો નથી.

ડૉ. અમૃત પટેલ સંપાદિત ગુજરાતી ભાષાના પ્રથમ રાસડા સંગ્રહ મું તો ઢોલે રમું (લોકોખ્યાન અને રાસડા)માં સંપાદિત થયેલા કથાગીતોમાં આવતાં અનેક મોટિફનું પૃથક્કરણ નીચે મુજબ છે.

(સંદર્ભ : અમૃત પટેલ વ્યક્તિત્વ અને વાઙ્મય, પૃ. ૧૦૫ થી ૧૨૯)

● **અદ્દભૂત સંશોધન ગ્રંથ : મું તો ઢોલે રમું**

ઉત્તર ગુજરાતને કેન્દ્રમાં રાખીને લોકવિદ્યાક્ષેત્રે કહી શકાય તેવું ઊંચુ ગુણવતાસભર ક્ષેત્રકાર્ય કરનાર ડૉ. અમૃત પટેલ વૈજ્ઞાનિક ઢબે કામ કરનાર સંશોધકોમાંના એક છે. તેમણે લોકવિદ્યાના વિવિધ પાસાઓનો પોતાની આગવી સૂઝ-સમજથી અભ્યાસ કરીને વિવિધ ઉત્તમ સ્વતંત્ર સંગ્રહો આપ્યા છે. જેવા કે ચંપાની કળીઓમાં કસ્તુરી, સરસ્વતીને કાંઠે, કંકુ રે વયું, મેંદી લાલ ગુલાબ, મું તો ઢોલે રમું, ઝમરખ દીવડો વગેરે આ ઉપરાંત પણ બીજા ઘણા બધા સંગ્રહો મળ્યા છે. અને મળતા રહેશે.

ઉત્તર ગુજરાતના રાસડા અને લોકાખ્યાનો ને સમાવતો પ્રસ્તુત સંશોધન સંપાદન ગ્રંથ મું તો ઢોલે રમું ગુજરાત સાહિત્ય અકાદમી દ્વારા પુરસ્કૃત થયેલ કથાગીતો ક્ષેત્રે શુદ્ધ અને શાસ્ત્રીય સંપાદન બની રહે છે. લોકસાહિત્યમાં સૌ પ્રથમ જ આપણને આવો સ્વતંત્ર કથાગીત સંગ્રહ સાંપડે છે. રાસડા એ લોકસાહિત્યમાં મહત્વનું સ્થાન ધરાવે છે. તે પ્રમાણમાં લાંબા છે. એક પછી એક ઘટના આવ્યે જ જાય છે. તેમાં કોઈ સતી-શૂરવીર પ્રેમી કે ભક્તની ઐતિહાસિક, સામાજિક કે ધાર્મિક દંતકથાત્મક કથાગીત રૂપે આલેખાય છે. આ રાસડા ગોળ કુંડાળે સ્ત્રીઓ કે સ્ત્રી-પુરુષો સાથે ગાય છે. દરેક દેશ પ્રદેશના લોકજીવનમાં લોકવિદ્યા જ વિશિષ્ટ સ્થાન ધરાવે છે. એથી ડૉ. કૃષ્ણદેવ ઉપાધ્યાયે લોકસાહિત્ય કી ભૂમિકા ગ્રંથ નોંધ્યું

છે. તેમ લોકસાહિત્યમાં ધર્મ, સમાજ તથા નીતિરીતિ સંબંધી બહુમૂલ્ય સામગ્રી ભરી પડી છે. સાથો- સાથ સ્થાનિક ઈતિહાસ તથા ભૂગોળ સંબંધી સામગ્રી પણ પ્રાપ્ત થાય છે. આમ ભૌગોલિક પરિસ્થિતિઓ જ લોકસાહિત્યને ઘડવામાં મહત્વનો ભાગ ભજવે છે. અહીં સંશોધક જ્યાં જન્મ્યા છે, ઉછર્યા છે તે પોતાનું જ જન્મજાત માદરે વતન મક્તુપુર પૂરતું જ મર્યાદિત ક્ષેત્રકાર્ય આરંભી ત્યાંના લોકજીવનને એ પ્રકૃતિ, ધરતીને કથાગીતો દ્વારા ઉજાગર કરી બતાવ્યું છે. પ્રસ્તુત પ્રદેશના ભૂપૃષ્ઠ, પ્રકૃતિ અને લોકોથી સુપરિચિત હોવાને લીધે માહિતીદાતાઓ સાથે ઓતપ્રોત થઈ, અંગત નિકટતાથી પોતાપણું દાખવીને સંશોધકશ્રીએ પોતાની તીક્ષ્ણ નિરીક્ષણ દૃષ્ટિથી આ સંપાદન કાર્ય, લય-લહેકા એ બધું જ શબ્દો દ્વારા વ્યક્ત થઈને નોંધાયું છે.

સિદ્ધપુર તાલુકાના મક્તુપુર ગામનું ગેય લોકસાહિત્ય - સંપાદન અને અધ્યયન વિષય ઉપર સતત ચાર વર્ષથી ક્ષેત્રકાર્ય આરંભી અવિરત કાર્ય કરતાં કરતાં ખાસ કરીને કડવા પાટીદાર સમાજના ગીતોને જુદા જુદા સમયે અને ઉત્સવ, પ્રસંગે ગવાતાં લોકગીતોને તેના મૂળ વાતાવરણમાં ટેપરેકર્ડ પર ઝીલી લીધાં છે. ટેપ થયેલી માહિતી મૂળ માહિતીદાતાની ભાષા જળવાય તે રીતે તે ગીતોને કાગળ પર ઉતારી લીધાં છે. આ ગીતો પુસ્તકો અને સામયિકોમાં જઈને ૧૨૦૦ જેટલાં ગીતો થવા જાય છે. તેમના વિષયને અનુરૂપ ગીતો વર્ગીકૃત કરીને અહીં મૂક્યાં છે.

પ્રસ્તુત સંપાદન મક્તુપુર પ્રદેશ પૂરતું જ ક્ષેત્રકાર્ય કરી લોકાખ્યાનો અને રાસડાઓ મૂક્યા છે. માહિતીદાતાઓ તરીકે ફક્ત સ્ત્રીઓ જ રહેવા પામી છે. ખાસ કરીને ઘરના કામકાજ પરવારી સાંજના સમયે નવરાશની પળોમાં પાંચ-સાત કે દસ-બારના ટોળામાં સ્ત્રીજૂથો ભેગાં મળીને ગીતો ગાય છે. સંશોધકશ્રીએ નોંધ્યું છે તેમ આવી નાના મોટા જૂથોમાં વહેંચાયેલી ટોળીઓ ગામમાં કે નજીક ગામની પાદરે ગીતોની રમઝટ ઉડાડે છે. આજ ગીતો ગોકુળ-આઠમ કે ગોર્યો દરમ્યાન તાળીઓ કે ઢોલના નાદે દસ-પંદર દિવસ સુધી ગવાય છે.

આવા લોકાખ્યાન કે રાસડાઓને સ્ત્રીઓ પ્રસંગોનુસાર ચોમસુ ગોંણો કે ગોકુળ આઠમના ગોંણોં તરીકે ઓળખાવે છે. કડવા પાટીદારનો ૭૯ ગીતો, રબારીઓનાં ૨૫ ગીતો ઠાકોર રાવળ અને રાજપૂતમાં ૧૩ ગીતોને સંપાદિત કર્યા છે. સંશોધકશ્રીનો મુખ્ય હેતુ સંપાદનનો જ રહેવા પામ્યો છે.

ક્ષેત્રકાર્ય પદ્ધતિ, મુલાકાત પદ્ધતિ અને પ્રશ્નાવલિ પદ્ધતિનો ઉપયોગ કરીને આવું શુદ્ધ અને શાસ્ત્રીય સંપાદન કરવું ઘણું કઠીન કામ છે. તે અહીં સિદ્ધ કરી બતાવ્યું છે. ગીતોના મૂળ ઉચ્ચારોને પકડી, ગીતમાં આવતા વિશિષ્ટ શબ્દપ્રયોગોને અલગ તારવી જુદી નોંધો બનાવી ઉમદા કાર્ય કર્યું છે. પ્રાદેશિકતાની અસર આ ગીતો પર ગાઢ રીતે વર્તાયેલી છે. પ્રજાના જીવનનાં મૂળ મૂલ્યો એમની રહેણી-કરણી રીતરિવાજ અને માન્યતાઓમાં પ્રગટ થાય છે. લોકજીવનના અનેક વહેમો, શુકન-અપશુકન, જપ પૂજા સંતાન ખાતર બાધા-આખડી, વૃક્ષ પૂજા, નાગપૂજા વગેરેના ઉલ્લેખો દ્વારા સમાજનું સાચું ચિત્ર જોવા -જાણવા મળે છે. ટૂંકમાં સમાજજીવનનું ઊર્મિજન્ય વાસ્તવ આ સંગ્રહમાં ભર્યું પડ્યું છે.

પ્રથમ પ્રકરણ કાર્યક્ષેત્ર પરિચયથી પુસ્તકનો થતો પ્રારંભ ગ્રંથરચનાનો યશોદાયી ખંડ બની રહે છે. જેમાં મક્તુપુરનો ઈતિહાસ ભૌગોલિક, સામાજિક અને સાંસ્કૃતિક સંદર્ભ પ્રગટ કરી વિસ્તૃત છણાવટ કરી સ્ત્રીઓની સ્થિતિનો વાસ્તવિક પરિચય કરાવ્યો છે. ગામના પ્રાચીન વારસાને જાણવા ખોદકામાંથી મળી આવતી પ્રાચિન વસ્તુઓ કે પછી શીલાલેખ પરથી કે બારોટના ચોપડેથી સંવત ૧૦૧૩માં ગામ વસ્યાની વાત કરી સંવત ૧૨૧૫ માં ખોદાયેલી વાવ શુરાતણીયા વાવની નોંધ કરી છે. ગામના તળાવ, ઉનાળો, ટોળીબંધ વાતચીત, ગપછપ ભૂતેળા અને એ ભૂતેળા દ્વારા સર્જાયેલ પ્રસંગનું હૂબહૂ આલેખન કરી લોકમાન્યતા દ્વારા આખો તળપદો પ્રાકૃતિક પરિવેશ ખડો કર્યો છે. લોકોના પહેરવેશ, રહેણી-કરણી, રાચરચીલું, ભૂત-પ્રેત, ગામના દેવસ્થાને ઉજવાતા ઉત્સવો, વેરાઈમાતા અને સધી માતા પરની દઢ શ્રદ્ધા, દશેરાના દિવસે ધારાવાડી દેવોનો વિશિષ્ટ રીતે ઉજવાતો

તહેવાર, ઉજાણી, ભાત ઉપાડવાના દિવસથી ખેતરમાં ભાત ખવાયની માન્યતા, વરસાદનો વર્તારો, સામાજિક સાંસ્કૃતિક સંદર્ભ પર્વો, ઉત્સવપ્રસંગે ગવાતાં ગીતો વગેરે બાબતો વણીને લોકજીવનનો ઈતિહાસ ખડો કર્યો છે.

પ્રસ્તુત ગ્રંથરચનામાં સંપાદિત કરેલાં આવાં અભ્યાસપૂર્ણ કથાગીતોને સંશોધકશ્રીએ પોતાની સૂક્ષ્મ વિવેકબુદ્ધિથી બે વિભાગમાં વહેંચ્યા છે. પ્રથમ વિભાગ લોકાખ્યાનમાં આઠ કૃતિઓ મુકી છે. જ્યારે બીજા વિભાગમાં કથાગીતોને સાત પેટા પ્રકારોમાં મૂકી આપ્યાં છે. પ્રસ્તુત ગીતોનું અલગ અલગ વર્ગીકરણ સરળ બનાવવા કાર્ડ પદ્ધતિ લોકવિદ્યાના સંદર્ભગ્રંથો, ડિક્ષનરીઓ, જુદા-જુદા ટેપરેકર્ડર, કેમેરા, બારોટના ચોપડા, ગ્રંથાલય પદ્ધતિનો ઉપયોગ કરીને માર્ગમાં આવતી મુશ્કેલીઓ ટાળવાનો યથાર્થ પ્રયત્ન કર્યો છે. વિષય ગીતનું સ્વરૂપ, ઢાળ વગેરેનો અલગથી નિર્દેશ કરી ધાર્મિક સામાજિક અને સાંસ્કૃતિક ઉત્સવોને નજીકથી નિહાળીને ગીતોની આગવી લાક્ષણિકતાઓ તારવી બતાવી છે.

લૌકિક આખ્યાન અને શિષ્ટ આખ્યાનથી લોકાખ્યાન કેવી રીતે જૂદું પડે છે. તે તેમજ માણભટ્ટોના મુખેથી સાંભળીને સ્ત્રીઓએ પોતાના રાસડાઓમાં પોતાના સમાજજીવનની બાબતોને કેવી સહજતાથી વણી લીધી છે. તે લોકાખ્યાનની આઠ કૃતિઓમાં પ્રગટ થાય છે.

લોકમાન્યતાઓ, શુકન-અપશુકન, અંધશ્રદ્ધા અને ચમત્કારિક ઘટનાઓથી અભર પૌરાણિક લોકાખ્યાન અહિલોચન ત્રણ ખંડોમાં વહેંચાયેલું છે. જેમાં અભિમન્યુના પૂર્વજન્મથી માંડી તેના જન્મથી મૃત્યુ સુધીની કથા મળે છે. ઓતરાને લગ્નમાં જ મળતા વૈધવ્યના શાપને લઈ ઓતરાના જીવનજીવતાના અભરખા અધુરા રહી જાય છે.

મોંમા કંસનો જાજો વંશ રે, બાળા રાજા રે
મને પાટા બાંધીને પરણાવી રે બાળા રાજા રે
મને ચોરીમાં રંડાવી રે, બાળા રાજા રે

મૂળકથાથી લોકકલ્પના કંઈક જુદી જ રીતે અહીં વ્યક્ત થાય છે. સંશોધકશ્રીએ પોતાની આગવી સૂઝથી પ્રસ્તુત લોકાખ્યાનના સાત ખંડો પાડી વિગતે ચર્ચા કરી છે. બાળા રાજા રે ટેક પંક્તિથી સમગ્ર ગીતનો દોર ગૂંથાયો છે. કરુણ ભાવની અભિવ્યક્તિ સમગ્ર ગીતને નાટ્યાત્મકતા અર્પે છે. આજ ગીતનું પાઠાંતર મારીને રથડા ખેલ માં ઓતરા સાથોસાથ તેના શોર્યના પરચાનો પરિચય પણ સાંપડે છે.

લાવો હથિયાર સજૂ મારી કેડે રે, બાળા રાજા રે

કરુ કૌરવનો સહાર રે, બાળા રાજા રે,

અમર રાખડી માં માતૃહૃદયની સંવેદના પ્રગટ થાય છે.

તારા પિતા ગયા પાતાળ

તેની કોણ લેશે સંભાળ

મારા લાડકવાયા દીચરા

હજૂય ન કરજો જૂદ્ધ

ધ્રુવ પંક્તિ સૂચક બની રહે છે.

કાચા સૂતરનો તરાગડો માં રામાયણકથાને સંપેક્ષમાં મૂકાઈ છે. સીતાહરણ અને લંકાદહનના પ્રસંગને પ્રગટ કરતું આખ્યાન, સીતાને લંકામાંથી પાછી મેળવવા રામને કામ પાર પાડવા હનુમાનનું તૈયાર થવું.

રોંમી તે પોન બીડાં ફેરવ્યાં રે
કોઈ સે બળિયો વીર
લખમણ બાળા જતી રે

હનુમાન પાનનું બીડું ઝડપે છે વાનરોના મુખ કાળા કેમ છે તે લોકમાન્યતા લોકાખ્યાનના અંતમાં છે.

દરિયામાં પૂછડું હોલવું રે
ત્યાં થયાં હાથમુખ કાળાં
લખમણ બાળા જતી રે

રોમે મઢી બનાવી, સમરું બજરંગી, કુંવરબાઈનું મામેરું માં લોકકથાની કથન શૈલી અભ્યાસની દૃષ્ટિએ મહત્વની બની રહે છે.

બીજા વિભાગમાં જે કથાગીતો મળે છે તેમાં પૌરાણિક વસ્તુથી સભર વિવિધ પાઠાંતરયુક્ત ૧૯ રાસડાઓ સંગ્રહાયા છે. રાંમૈયા રાંમ અને રામ વિવાહમાં વનમાં તરસ્યા થતા રામ લક્ષ્મણનું વાવ પર પાણી પીવા જવું ત્યાં પનિહારિ સાથે પ્રેમ થતાં લગ્નોત્સવ રચાય છે. પ્રથમ ગીતમાં રામ કે લક્ષ્મણના લગ્નએ સિદ્ધ થતું નથી. પાઠાંતરમાં રામના લગ્નનું સૂચન છે. કુદરતનાં તત્વોની રમણીયતાનું દર્શન આ ગીતમાં થાય છે.

ધરતીના ઢાળ્યા બાજોઠીઆ રોંમ મૈયારાં
સીદડાના માંડવા રોપીઆ રોંમ મૈયારાં
આભલાનો બોંધ્યો ચંદરવો રોંમ મૈયારાં
મકરોળીના મેંઢળ બાંધીયા રોંમ મૈયારાં

અહીં લોકકલ્પના ભવ્ય રીતે ખડી થાય છે. સોના જેડી રૂપા દડો અને સીતા ત્યાગ માં રામ અને માતા વચ્ચે તેમજ લક્ષ્મણ અને સીતા વચ્ચેનો સંવાદ છે. રાસડાને અંતે લોકમાન્યતા કેવી દૃઢ રીતે વણાઈ ગઈ છે તે અહીં પ્રગટ થાય છે.

ધરતી ફાટી ચીરા થઇ રે, સીતા ભોંય સમાણાં
ઘોડે ચઢી રામજી ગયા રે, સીતા નો ચોટલો ઝાલ્યો
ચોટલો ઊખડ્યો ન ડાભ હસ્યો, સીતા ભોંયમાં સમાણાં
દાતેડા હરી ડાભડો ના વાઢશો, સીતાનાં શરીખ સોલાસી

દાતરડાથી ડાભ વઢાતો નથી પરંતુ જમીન માંથી તેને ઉખાડવોજ પડે છે. તે લોકમાન્યતા ર્દઢ બની છે.આમેય ધાર્મિક કર્મકાંડની વિધિમાં જમીન માંથી ઉખાડેલ દર્ભજ કામ આવે છે. ઇંઢોણી સવા લાખની અને કાંઠે ઊભો કાનજી રાધા કૃષ્ણ અને સીતા ભેગા કલ્પીને ગવાતુ ગીત છે. કૃષ્ણ-નાગ સાથેના સંવાદને પ્રગટ કરતું લીલાએ ગિરધારી માં નાગ

નાથ્યાના પ્રસંગનું વર્ણન મળે છે. કોઈ ઉતારો કાળો નાગ માં નાગપૂજાનું મહત્વ રહેલું છે. ઈશ્વર અને મનુષ્ય વચ્ચેના ભાવને ખડું કરતું માધેવજી માં શિવભક્તિ આલેખાઈ છે. પાર્વતીના ભીલડી રૂપનું સળંગ રોચક કથાનક ભીલ-રાણી અને ભોળા માધેવજી માં મળે છે. લોકસાહિત્ય માળાના મણકામાં આ ગીતના અનેક પાઠાંતરો સાંપડે છે. પુરાણકથાની મૂળભૂત કથાને મળતું હરિશ્ચંદ્ર ઉપદેશાત્મક દૃષ્ટાંતગીત બની રહે છે. રાજા હરિચંદની વેળા પડી અને રાજા હરિચંદની વેળા વળી માં ચડતી પડતીનું વિરોધાભાસી દૃશ્ય ખડું થાય છે.

જન સમાજના વિશિષ્ટ બનાવોને લઈને રચાયેલાં ગીતોથી સભર દંતકથાત્મક રાસડાઓ શ્રદ્ધાથી એવા તો વણાઈ ગયા છે કે લોકહૃદય ક્યારેય ભૂલી શકે તેમ નથી. પરંપરાથી જ ગુજરાતભરમાં પાટણ સહસ્રલિંગ તળાવ, જસમા ઓડાણ અને સિદ્ધરાજ લોકહૈયે વસેલાં છે. તે પ્રગટ કરતાં જસમા ઓડણી અને જસ્મા માટી થોડી ઉપાડ એક જ પ્રસંગ પરનું સંવાદાત્મકતાથી સભર આસ્વાદમય ગીત બની રહે છે. ગુજરાતના મલકે મલકે આ પાઠાંતરો મળે છે. સધરો જેસંગ અને અંબે માના બીજ ગીતમાં અંબેમાના અપાયેલ વડલાને જેસંગે (સિદ્ધરાજે) વાઢતાં બહુચરમાતાના તરફથી મળતા શાપનું આલેખન છે. મીરાંના જન્મ, ઉછેર, ભક્તિ, લગ્નની વિગતોને પ્રસંગોનુસાર ભાવોને પ્રગટ કરતા જેલમ રાઠોડની દીકરી અને મીરાંબાઈના લોકકલ્પના સભર અનેક પાઠાંતરો મળે છે. હિન્દુ-મુસ્લિમના પ્રેમ સંબંધોને વર્ણવતું ગુજરી ગીત મુસ્લિમ આક્રમણે વખતે જે સામાજિક સ્થિતિ પ્રવર્તતી હતી, તે બતાવે છે.

સાહસ અને શૌર્યને પ્રગટ કરતી વીરરસથી છલકાતી ઈતિહાસ પ્રસિદ્ધ કથાઓને પ્રગટ કરતાં ‘ઐતિહાસિક રાસડાઓ’ અનોખા બની રહેવા પામે છે. બહાદુરી પૂર્વક સામનો કરી વીરગતિ પામનાર બહારવટિયાઓની જીવનગાથા સાથે યશગાથા વર્ણવતા બે રાસડા મીરાખોંનનો રાહડો અને તલાજીનો રાહડો તુરી, ઢાઢી અને ભરથરી

દ્વારા ગવાતા આ રાસડાઓમાં સવિગત વિસ્તૃત માહિતી મળે છે. તલાજીના રાસડાના આરંભે જે ખુમારી પ્રગટે છે. તે જોઈએ તો -

હે બાર ઘોડે જેમ તલોજી
બાર ઘોડે તલોજી દરબાર
તેર ઘોડે હુણહોરના ઠાકોર
ઝાલવાવાળું રે કુણ દરબાર
ઘોડી કૂદે નવ ખંડ ખત્રી
ભલે ને આવે નોંમ મેવાસી

આગળ સીધેસીધી રજૂઆત છે એક દશ્ય પછી તરત જ બીજું રજૂ થાય છે. મીરખાંનના રાસડામાં તેણે લૂંટેલા ગામોની યાદી અને પરાક્રમોની વિગત સાંપડે છે.

અંધશ્રદ્ધાવાળા રાસડા અર્થમાં લોકમાન્યતાના રાસડા બની રહે છે. જળ સમાધિ લેનાર વર-વહુ લોકજીવનમાં કેવાં અમર થઈ ગયાં તે સમેડા ખોદાવો અને પાઠાંતર સમેડા શીદને ખોદાવો માં મળે છે. વડનગરના શર્મિષ્ઠા તળાવ સાથે જોડાયેલ આ દંતકથાત્મક રાસડામાં આજે સુખ ખાતર ગામનો પટેલ પોતાના દીકરા અને વહુનું બલિદાન ચઢાવે છે, તેનું વર્ણન મળે છે. ત્યાંજ વ્હાલપની વેદના, દાંપત્યની વ્હાલપ વ્યક્ત થાય છે. ચમત્કારિકતાનું દર્શન કરાવતો રાસડો ઓરડે અજવાળું મળે છે. જેમાં સાધુ મળતાં વહુનું કંઠી બંધાવવું, સાસરેથી વહુને કાઢી મૂકવી, સાધુના પગલાં પડતા ત્યાં સોનું થઈ જવું, વહુને બોલાવવી વગેરે ઘટનાથી સભર આ ગીતમાં ઉત્તમ વર્ણન મળે છે. તો ભૂવા ધૂણતાં ધૂણતાં જે રેંહડી રૂપે ગાય છે. તે ગીત દીવડે દર્શન માં કૂવાનું પાણી ઊંચુ આવવું જેવી ચમત્કારિકતાનાં દર્શન થાય છે. સગુણા ગીતમાં પિયર આવતાં બેન માર્ગમાં લૂટાતાં તેની વારે ચઢતા રામાપીરની અદભૂતતાનાં દર્શન થાય છે.

કલ્પનાત્મક રાસડા માં ચંદાનારી માં દિયર ભોજાઈની હળવી મજાક મશ્કરી થઈ છે. ભાભીનું મેહેણું દિયર ભાગીને જંપે છે. તે બતાવ્યું છે. પુત્રહીન વૃદ્ધ ઠાકોર સાતસાત દીકરીએ પણ વાંઝિયો સમજી નિરૂપાય બની રહે છે, ત્યારે વૃદ્ધ પિતાની મુંઝવણ દેખીને દીકરી પણ વીરતા દાખવી શત્રુનો સામનો કરવા પુરુષ વેશે શસ્ત્રો સજી યુદ્ધે ચડે છે. પરંતુ છેલ્લે સ્ત્રીની સાચી પરખ કેવી રીતે થઈ જાય છે, તે પ્રસંગ ને વર્ણવતું ગીત તેજમલ ઠાકોર મળે છે.

પ્રણય વિષયક રાસડામાં પૌરાણિક સામાજિક વસ્તુથી સભર ગીતો સાંપડે છે. પ્રસ્તુત ગીતોમાં પનિહારીઓ અને કૃષ્ણ વચ્ચેની વનલીલા, રાજકુમાર, રાજકુમારીનાં વનમાં થતાં લગ્ન, કૂવા કાંઠે વણઝારા પર મુગ્ધ થતી નારી, લવારણ કોમની સ્ત્રી અને રાજાનો પ્રણયરાગ, ગોવિંદજી અનેકણબણ વચ્ચેનો લગ્નસંબંધ, રાજપૂત-પનિહારી વચ્ચેનો પ્રણય, પ્રિયતમના વિરહની વેદના નારી હૃદયને કેવી કોરી ખાય છે વગેરે પ્રસંગનું વર્ણન કરતાં ગીતો મળે છે. રાણીના પંખી - પશુ પ્રેમને વ્યક્ત કરતો રાસડો વન કેરો મોરલો તેનું પાઠાંતર કમખે લખાવું મોરલો માં નારી હૃદયને વાચા મળેલ છે. રાણી નણંદ આગળ મોરને વીરા કરતાં રૂપે કામણગારો કહે છે. નણંદ ભોજાઈની મોર સાથે રમવાની ઘેર આવી વાત કરે છે. રાજા મોરને મારવા જાય છે.

મારજો મારજો હરણ ન શેંકારાં રે
ટાળીને મેલો વન કેરો મોરલો રે

મોરને મારી રાજા પ્રશ્ચાતાપ કરતાં રાણીને મનાવવા પ્રયત્ન કરે છે. પરંતુ રાણી કહે છે કે,

તારા ચૂડીલા તારી બેનીને સોવરાય રે
માર ન મોરલા ન ઘણોં સેટાં પડયાં

ઉત્તર રૂપે રાણીના શબ્દો હૃદયવિદારક બની રહે છે. ઢાળ, ભાવ અને ભાષાથી સભર ગીત આસ્વાદ્ય બની રહે છે. આવાં અન્ય ગીતોના પાઠાંતર સંદર્ભે રાજાના મોર પ્રેમ વિશે અને રાણીના મોર દ્વેષની લોકવાર્તા માહિતી દાતા પાસેથી મૂકી આપી છે. ત્યાં સંશોધકશ્રીની પ્રમાણભૂતતાની ચકાસણીનાં દર્શન થાય છે.

સામાજિક તથા અન્ય પ્રણયેતર વિષયના રાસડા લોકહૃદય પર સવિશેષ સ્થાન ધરાવે છે. ઉત્તર ગુજરાત અને કાઠિયાવાડ વચ્ચેના સામાજિક લગ્ન સંબંધોને પ્રગટ કરતું કાઠિયાણી ગીત, તો ગમ્મતગીત કે રમત ગીતોને મળતું આવતું ઊંચા ટીબ જીરૂ અને ચંપો વાવ્યો મળે છે. આણાના પ્રસંગને આલેખતુ મોહનમાળા ઉપરાંત પતિ-પત્નીનો ગૃહકંકાશ, બહેન અને ભાઈ વચ્ચેનો સંવાદ રાણો રાઠોડ અને સોનબાઈ માં મળે છે. અષાઢનો પહેલો વરસાદ થતાં સ્ત્રીઓ માથે ભાત ઉપાડી ખેતરમાં સમૂહ ભોજન લે છે, તે પ્રગટ કરતાં ત્રણ ગીતો આસ્વાદ્ય બની રહે છે. રાધા ગોરી ઢળી પડયા, બગલા ઊંડી ચાલ્યા, વાગે ઝીણી વાંસળી માં સમાજ જીવનનું સાચું ચિત્ર ખડું થાય છે. ઝરમર ઝાંઝરી, સુંદર શામળયા અને મહેસાણાની મેથી માં ધ્રુવપંક્તિઓ ઢાળ અને લયની રીતે હૃદયને સ્પર્શી જાય તેવી છે. છ ખંડોમાં વહેંચાયેલુ રંગ લોભણી નું પાઠાંતર નવલા પરૂણા ગીતમાં મહિયરમાં માતા અને દીકરી વચ્ચે અને સાસરે વહુ-સાસુ વચ્ચેની સંવાદાત્મકતા રચાય છે. આ ઉપરાંત સમાજ જીવનનું પ્રતિબિંબ પાડતા અન્ય ગીતોમાં માનવ હૈયા પર પ્રકૃતિના વિવિધ અંશો અને અંગોનો પ્રભાવ પડતો રહ્યો છે. માનવજીવનને પૂરક બને એ રીતે પ્રકૃતિગીત તરીકે અલાયદું ગીત પણ પ્રસ્તુત પ્રદેશની વિશેષતા બની રહે છે. લય અને અંત્યાનુપ્રાસને કારણે આ ગીતો સવિશેષ લોકહૃદય પર સવિશેષ સ્થાન ધરાવે છે.

આ રીતે પ્રદેશની પ્રજાના સંસ્કારનો પરિચય અને તેમના વ્યવહાર, આદર-આતિથ્ય, ધર્મ, માન્યતાઓ, ઉત્સવો, પશુપ્રેમ, ગૃહરચના, આભૂષણો વગેરેમાં વ્યક્ત થાય છે. આરંભે આવતો તળપદો પરિવશે, નૈસિર્ગકતા, સુગેયતા, લોકાનુભૂતિની અભિવ્યક્તિ

વગેરે દ્વારા પ્રસ્તુત પ્રદેશની લોકસંસ્કૃતિનો પ્રગટ ચહેરો સહેજ સરળ લોકબોલીમાં રચાયેલાં કથાગીતોમાં સાંપડે છે. આવાં વીરત્વ, પ્રણય અને કારુણ્ય સભર ગીતોએ પ્રજાનું જીવન જીવવા તથા જીરવવાનું બળ પૂરું પાડયું છે. ટૂંકમાં સમાજ જીવનનું પ્રતિબિબં ખડું કરીને પ્રજાના લોક હૃદયનો પરિચય મળે છે.

છેલ્લે આ ગ્રંથરચનામાં સોળ પરિશિષ્ટો મૂકીને સંશોધકશ્રીએ માહિતી દાતા વિશેની માહિતી, સંદર્ભ સાહિત્ય, લોકબોલીની શબ્દસૂચિ, મુલાકાતો અને માહિતી દાતાઓની નોંધો, સહાયકો, હસ્તપ્રતની ફોટોકોપી મૂકી આપતાં આખુંય સંશોધન સંપાદન શાસ્ત્રીય બની રહેવા પામે છે. આવા ઐતિહાસિક, સામાજિક, સાંસ્કૃતિક દૃષ્ટિથી થયેલા સંશોધનો ભાગ્યેજ પ્રાપ્ત થાય છે.

આ ગુજરાતી લોકસાહિત્યનો અદ્‌ભૂત - ન ભૂતો ન ભવિષ્યતિ - સંશોધન ગ્રંથ છે. મહામૂલ્યવાન આભૂષણ છે.

(સંદર્ભ : અમૃત પટેલ : વ્યક્તિત્વ અને વાઙ્‌મય, ડૉ. મયંકભાઈ એમ. જોષી, પૃ. ૧૩૦ થી ૧૩૮)

ગુજરાતના અન્ય વિસ્તારોની જેમ ઉત્તર ગુજરાત પાસે તેની પોતીકી સમૃદ્ધ પરંપરા ધરાવતું લોકસાહિત્ય છે. આ ક્ષેત્રે સંશોધન-સંપાદન પણ ઘણું થયું છે. પ્રસ્તુત શોધપત્રમાં ઉત્તર ગુજરાતનાં કથાગીતોના મોટિફનો સ્વરૂપગત સંદર્ભગત અભ્યાસ કરવાનો ઉપક્રમ છે.

કથાગીતોના મોટિફ વિશે વિચારણા કરતાં પહેલાં કથાગીતના સ્વરૂપને પારખીએ તો જ મોટિફનો સ્વરૂપગત અભ્યાસ કરી શકાય. કથાગીત વિશે કહી શકાય કે કથાના અંશોવાળું ગીત તે કથાગીત અથવા કથાગીત એ એવું ગીત છે કે જેમાં કથા કહેવાય. પણ તેમાં કથાનો આછો પાતળો તંતુ ઊર્મિ સાથે વણાઈને પ્રગટ થતો હોય છે. લોકગીત કરતાં તેની લંબાઈ થોડી વધુ હોય છે. પરલક્ષિતાનું તત્વ તેનું મહત્વનું લક્ષણ છે. અંગ્રેજીમાં તેના માટે બેલેડ (Ballad) કે નેરેટીવ સોન્ગ (Narrative song) સંજ્ઞા પ્રયોજવામાં આવે છે. તેના ત્રણ પ્રકાર છે. ૧. લોકકથાગીત, ૨. લોકપ્રિય કથાગીત, ૩. શિષ્ટસાહિતિક

કથાગીત. ઉત્તર ગુજરાતનાં કથાગીતોનો સમાવેશ પ્રથમ પ્રકારમાં કરી શકાય. આવાં લોકગીતોમાં સંવાદ અને ક્રિયા દ્વારા કથા અભિવ્યક્ત થાય છે. કથાનાં પાત્રોનું ચરિત્રચિત્રણ કરવાનો તેમાં ઝાઝો પ્રયાસ થતો નથી. તેમાં એકાદ પ્રસંગનું આલેખન હોય છે. પણ કથાપ્રસંગ કે કથાના અંશો ઊર્મિથી રસાયેલા હોય છે.

પ્રસ્તુત શોધપત્રમાં ઉત્તર ગુજરાતનાં કથાગીતોનો અભ્યાસ કરવા ગુજરાતી લોકસાહિત્યના સીમાંસ્તંભ રૂપ ઐતિહાસિક એવા એકમાત્ર કથાગીતોના સંપાદક ડૉ. અમૃત પટેલ સંગ્રહિત મું તો ઢોલે રમું (દ્વિતીય આવૃતિ, પાર્શ્ર પ્રકાશન, ૨૦૦૯)નો આધાર લઈ ૧૦૭ કથાગીતોમાંથી ૨૫૦થી વધુ મોટિફ તારવવાનો નમ્ર પ્રયાસ કર્યો છે. આ આખો લેખ ડૉ. અમૃત પટેલ સંપાદિત મું તો ઢોલે રમું નામના કથાગીતોના સંપાદન ઉપર જ આધારિત છે. અન્ય કોઈએ સંશોધકે આ પ્રકારનું સંપાદન કર્યું પણ નથી. હવે મોટિફ વિશે વિચારણા કરતા પહેલા મોટિફ એટલે શું તે જાણવું પણ જરૂરી છે. મોટિફ કથાનો એવો નાનામાં નાનો કોશ છે કે જેમાંથી અંકુર ફુટી કથાનો વિકાસ થાય તેથી તેને ઉદ્દભૂત કોશ (Germinative cell) કહ્યો છે. કથન વ્યાકરણ (Narrative grammer) સંદર્ભે રશિયન સ્વરૂપવાદી તોમાસ્કી અને વેસેલોવ્સ્કીએ ૨૦મી સદીની શરૂઆતમાં કથાના લઘુત્તમ બંધારણીય એકમ તરીકે આ સંજ્ઞા પ્રયોજેલી. આ સંજ્ઞા પ્રેરક, પ્રવર્તક, ચાલક, હેતુ, પ્રયોજન, નિયામક જેવી અર્થચ્છાયાઓ પ્રગટ કરે છે. સાહિત્યમાં મોટિફ લેઈટ મોટિફ (leitmotif) ના સમાનાર્થે પ્રયોજાય છે. Leitmotif એટલે સતત આવર્તન પામતો વિચાર કે વસ્તુ. પ્રત્યેક કલામાં મોટિફને વસ્તુગત તત્વ (thematic element) તરીકે સ્વીકારવામાં આવ્યો છે. પણ તે કથાવસ્તુ નથી પણ કથાવસ્તુને ઘડનાર લઘુત્તમ કથન એકમ (small narrative unit) છે. તેમાં આવર્તન ક્ષમતાનો ગુણ હોવાથી તે પરંપરાનો ભાગ બની શકે છે. કથામાં ઓછામાં ઓછો એક મોટિફ તો હોય જ. એક કે એક કરતાં વધુ મોટિફ એક જ સંદર્ભમાં બંધાય છે. ત્યારે કલાકૃતિનું સર્જન થાય છે. સમગ્ર કૃતિમાં તે સહઅસ્તિત્વ ધરાવે છે. છતાં તેનું આગવું

અસ્તિત્વ હોય છે. તેનાથી કથામાં વળાંક આવે છે. સ્ટીથ થોમ્પસને તેની વ્યાખ્યા આપતાં જણાવ્યું છે કે પાત્ર, પરિસ્થિતિ, પદાર્થ અસાધારણ કે ચમકૃતિજન્ય હોય ત્યારે મોટિફ બને છે. (The Folktales, 81) વ્લાદિમીર પ્રોપ અનુસાર પાત્ર, પરિસ્થિતિ કે પદાર્થ અસાધારણ હોય પણ કથામાં તેનું કાર્ય ન હોય તો તે મોટિફ બની શકે નહી. તેમણે મોર્ફોલોજી ઓવ ફોકટેલ્સ (Morpholoy of folktales) ૧૯૨૮ માં રૂપઘટનાત્મક ભાષાવિજ્ઞાનની પરિભાષા પ્રયોજીને all motif (ઉપકાર્યઘટક) અને Motifeme (કાર્યઘટક) સંજ્ઞા પ્રયોજી છે.

મોટિફના પર્યાય તરીકે ગુજરાતીમાં આધારબીજ, કથાઘટક, કથાબીજ, ઘટકાંશ, ઘટકાતત્વ, કથા પ્રયોજન, કથા પ્રયુક્તિ, કથા કરામત, વસ્તુવળુ, ચણિયારું જેવા પ્રર્યાસો પ્રયોજાયા છે.

મોટિફનો અભ્યાસ કથાગીત સંદર્ભે કરવાનો હોય તો કથાગીતની સ્વરૂપગત વિશેષતા મર્યાદાઓનો પ્રભાવ મોટિફ પર પડ્યો છે કે નહી તે પણ અભ્યાસનો વિષય બને. વળી કથાગીતમાં માત્ર સાહિત્યકલા જ નહી સંગીત જેવી અન્ય કલાઓ પણ જોડાયેલી છે. સંગીતના લઘુત્તમ બંધારણીય એકમ એવા લયઘટકો કે સૂરઘટકો સંગીતના મોટિફ બને પણ શોધપત્રમાં સંગીતના નહી કથાના બંધારણીય એકમ એવા મોટિફનો અભ્યાસ કરવાનો ઉપક્રમ છે.

કથાગીતમાં લોકકથાની જેમ ચોક્કસ આદિ, અંત, મધ્ય હોય એવો કથાનો ક્રમિક વિકાસ થતો નથી. તેમાં આખી કથાનું નહી પણ એકાદ પ્રસંગ અને પ્રસંગસાથે જોડાયેલ ભાવસંવેદનાનું આલેખન હોય છે. આ પ્રસંગ મૂળકથાના આરંભનો મધ્યનો અથવા તો અંતનો પણ હોય શકે. તેથી લોકકથામાં જેમ એક ઉદ્દભવ બીજમાંથી વૃક્ષની જેમ કથા પાંગરે તેમ કથાગીતમાં બનતું નથી. લોકકથામાં જેમ મોટિફની સુવ્યવસ્થિત ગૂંથણીનો મોટિફ-મોટિફ વચ્ચેના આંતર સંબંધોનો, સમગ્ર કથાના motive (રહસ્ય) અને (Motivation)

(કાર્યપ્રયોજન)નો અભ્યાસ કરી શકાય તેમ કથાગીતમાં શક્ય બનતું નથી. આધારે પરસ્પર ગૂથાઈને અખંડ કથાનો અનુભવ કરાવવા નથી. આમ છતાં આ આછાપાતળા કથાતંતુઓ દ્વારા પણ મોટિફનો અભ્યાસ કરી શકાય છે. જેમ કે,

અંબે માઈ આલ્યાં બીજ ક મોરી માતા
સોના કદાળીએ થાણાં ગોદયાં મારી માતા
પાંદે પાંદે દીવા બળેલી મોરી માતા
ડાળે ડાળે દેવી રમેલી મોરી માતા
એ રે વલ્લો જેસંગ વાઢ્યો મોરી માતા
પહેલો ન ટસકો મેલ્યો મોરી માતા
ઊડી સ લોઈની સેર મોરી માતા
અંબે માઈ સરાપ બોલ્યાં મોરી માતા
જેસંગ રહેજે વાંજીઓલી, મોરી માતા
જેસંગની મા હોળાખોળા પાથરલી માતા
પાટણમાં જઈ સધરે રાણકી વાય ગોદાયી જો
ત્રણસો ન સાહીઠ મેલ્યા પાવઠા હો જી રે
પાટણમાં જઈને સધરે રમકડાં મુલવાયાં જો
સોરુડાં વિના સમકડે કૂણ રમે હો જી રે

આ કથાગીતમાં દેવી દ્વારા અપાયેલા બીજમાંથી ઊગેલા વડલાને સધરાએ કાપી નાખ્યો, પરિણામે દેવીએ નિસંતાનપણાનો શાપ આપ્યો. શાપનિવારણ અર્થે સધરાએ રાણકી વાવ બનાવવા જેવાં કાર્યો કર્યાં. આવા આછા પાતળા કથાતંતુઓ મળે છે. તેના આધારે પવિત્ર વૃક્ષ, ચમત્કારિક વૃક્ષ કાપતા લોહીની સેર નીકળવી, દેવી શાપઃ નિસંતાનપણાનો, શાપનિવરણના પ્રયાસ, જેવા મોટિફને તારવી શકાય. જો કે આ કથાગીતમાંનો પ્રસંગ થોડો વિસ્તૃત રીતે આલેખાયો છે. પણ ક્યારેક તો કથાનો તંતુ એટલો

પાતળો હોય કે માત્ર એક જ મોટિફ મળે. જેમ કે ગોવિંદજી ઘોડે ચડ્યા (મું તો ઢોલે રમું અંત પટેલ, પૃ- ૧૧૪)માં પત્નીના અપહરણનો મોટિફ આલેખાય વિના જ પત્નીની પ્રાપ્તિ માટેનો પ્રતિજ્ઞા નો એક જ મોટિફ સમગ્ર કથાગીતમાં નિરૂપાયો છે. આમ, કથાગીતમાં લોકકથાની જેમ અનેક મોટિફની ગૂંથણીથી થતી સંકુલ રચનાનો અનુભવ ક્યારેક થાય છે.

એલેક્ષ ઓલ્સિક કહે છે તેમ કોઈ પણ કલાસ્વરૂપનો આરંભ અને અંત કોઈ ચોક્કસ નિયમને આધીન છે. આ નિયમ જે તે સ્વરૂપની અભિવ્યક્તિ માટે નિર્ણાયક ભૂમિકા પૂરી પાડે છે, (International folkloristic page 83) આ દૃષ્ટિએ વિચારીએ તો કથાગીતનો આરંભ-અંત અને લોકકથાના આરંભ-અંતના નિયમોથી ભિન્ન છે. કથાગીતનો આરંભ કોઈ પણ પ્રાક્કથન વિના સાવ અચાનક, અડધી કથાએ કે અડધા પ્રસંગથી શરૂ થાય છે. અને એવી જ રીતે કથાના સમાપક તંતુ સાથે જોડાયા વિના જ તેનો ઉભડક રીતે અંત આવે છે. તેની અસર મોટિફ-મોટિફ વચ્ચેના આંતર સંબંધો અને તેની ગૂંથણી પર પડે છે જેમ કે સધરા જેસંગ (મું તો ઢોલે રમું, અમૃત પટેલ, પૃ-૯૮) કથાગીતનો અંત શાપનિવારણના પ્રયત્નના મોટિફથી આવે છે. શાપનિવરણ થયો ક નહી તેનું પરિણામ દર્શાવતો મોટિફ નથી તેથી શાપનિવરણના પ્રયત્ન અને શાપ નિવારણના પ્રયત્નોનું પરિણામ એવા બે મોટિફ વચ્ચે રહેલા કાર્યકારણના સંબંધો પ્રાપ્ત થતા નથી. આમ કથાગીતના ઉભડક આરંભ અંતનો પ્રભાવ બંધારણીય ઘટક એવા મોટિફની ગૂંથણી, તેના આંતર સંબંધો અને તેના સ્વરૂપ પર પડે છે. એક કે ઓછા મોટિફથી ગૂંથાયેલી સાદી લોકકથા કરતા પણ કથાગીતનું બંધારણ તેની આરંભ-અંતની ભિન્નતાને કારણે અલગ પડે છે.

કથાગીતમાં ગીતની જેમ એક જ પંક્તિ થોડા વૈવિધ્ય સાથે ભાવ કે ઊર્મિને ઘૂંટે છે. આ ઊર્મિ સાથે કથા જોડાયેલી હોવાથી જુદી જુદી પંક્તિઓમાં થોડા વૈવિધ્ય સાથે કથાનો તંતુ પણ આવર્તન પામે છે. પરિણામે લોકોકથાના મોટિફ કરતા કથાગીત મોટિફ આ દૃષ્ટિએ પણ અલગ પડે છે. લોકકથાનો મોટિફ વાક્યે આવર્તન પામતો નથી. કથાગીતમાં પંક્તિએ

પંક્તિએ મોટિફનો અમુક અંશ પરિવર્તન વિના નિરૂપાય છે અને અમુક અંશ પરિવર્તન સાથે નિરૂપાય છે જેમ કે, હવે છોડાઈ (મું તો ઢોલે રમું, અમૃત પટેલ, પૃ-૧૧૦) કથાગીતમાં -

ફૂલોબઈનો સસરો કાગળ મોકલ જી રે,
વઉં મારાં, પોણી નાં જ્જો રે
લશ્કર પડ્યાં સ બાદરખોનનાં જી રે,
ફૂલોંના જેઠ મોંણહ મોકલ જી રે,
વઉં મારાં પોણી નાં જ્જો રે,
લશ્કર પડ્યાં સ બાદરખોનનાં જી રે,

આ કથાગીતમાં અમુકસ્થળે ન જવું તેવી મનાઈનો મોટિફ પ્રયોજાયો છે. તેની પાછળ રહેલું કાર્યપ્રયોજન (Motivation) સ્ત્રીની સલામતી અંગેનું છે. મનાઈ કરનાર પાત્રો બદલાતાં, પંક્તિમાં પરિવર્તન પામે છે. તેથી કહી શકાય કે allomotif (ઉપકાર્યઘટક) બદલાય છે. પણ motifeme (કાર્યઘટક) બદલાતો નથી. આવું એક કથાગીતોમાં મળે છે. તેથી કથાગીતના મોટિફની એ વિશેષતા છે તેમ કહી શકાય.

કથાગીતમાં ગીતની જેમ સમાન્તર પંક્તિની યોજના હોય છે. આવી સમાન્તર પંક્તિઓમાં બે ભિન્ન મોટિફ પ્રતીકાત્મક અભિવ્યક્તિ પામ્યા હોય તેવાં દૃષ્ટાંતો પણ મળે. જેમ કે,

રાજા હરિચંદને આંગણે પીપળી રોજ સાંજે પડયે સુકાય જાય
રાજા હરિચંદને આંગળે પીપળી રોજ સાંજે પડયે લીલી જાય

( મું તો ઢોલે રમું, અમૃત પટેલ, પૃ-૯૩)

આ કથાગીતમાં રાજા હરિચંદના જીવનની ચઢતી - પડતીના બે ભિન્ન મોટિફ પ્રયોજાયાં છે. તેની અભિવ્યક્તિ ઊર્મિગીત જેવી સમાંતર પંક્તિઓમાં લીલી-સૂકી જેવાં બે વિરોધી વિશેષણો અને પીપળીના પ્રતીક દ્વારા થઈ છે.

તેવી જ રીતે કથાગીતમાં સંવાદ અને ક્રિયા પણ કથા નિરૂપણમાં મહત્વનો ભાગ ભજવે છે. જસમા ઓડણી માં શોધ નો મોટિફ પાત્રોના સંવાદ અને ક્રિયા દ્વારા પામી શકાય છે. જસમાની શોધ માટે સિદ્ધરાજે દૂતને મોકલ્યો છે. દૂત અનેક પાત્રોને જસમાના ઘર અંગે પૂછે છે જેમ કે,

ગાયો ચારતા ગોવાળ, હો રાવજી
દેખાડો જસમા બઈના ઓરડા, જસમા ઓડણી રે
હું એ ના જાણું બારોટા, હો રાવજી
હાજેરો જઈ ઘર પુસ, જસમા ઓડણી રે
ચોરે બેઠા ચારણભાટ, હો રાવજી
દેખાડો જસમા બઈના ઓરડા, જસમા ઓડણી રે
હું એ ના જાણું બારોટ, હો રાવજી
હાજેરો જઈ ઘર પુસ, જસમાં ઓડણી રે

(મું તો ઢોલે રમું, અમૃત પટેલ, પૃ-૧૦૧)

આમ અનેક પાત્રોને દૂત પૂછે છે, સ્ત્રી લોલૂપ રાજાની મનઃસ્થિતિ જાણતાં પાત્રો જસમાનું ઘર બતાવે નહી, અંતે બાળક ભોળાભાવે જસમાના ઘરનું વર્ણન કરે છે. અને શોધ પૂર્ણ થાય છે આમ, શોધની ક્રિયા સંવાદાત્મક રીતિમાં અભિવ્યક્તિ થઈ છે.

ઉત્તર ગુજરાતનાં આ કથાગીતોના અનેક પાઠાંતર સંપાદક અમૃત પટેલે આ પુસ્તકમાં સંપાદિત કર્યાં છે. કલાંતરે ઉત્તર ગુજરાતની પ્રજાએ તેમાં પોતીકાં ઉમેરણ કે બાદબાકી કરી છે. તેથી એક સરખાં કથાનક ધરાવતાં કથનકોમાં પાઠભેદે મોટિફ ભેદ જોવા

મળે છે. જેમ કે સમેડા ગોદાવોમાં એક પાઠમાં સ્વપ્રદર્શન દ્વારા ભવિષ્યકથન નો મોટિફ છે, જ્યારે બીજા પાઠમાં જ્યોતિષવિદ્યા દ્વારા ભવિષ્યકથન નો મોટિફ મળે છે. આવાં અનેક દ્દષ્ટાંતો પ્રાપ્ત થાય છે.

મોટિફ કથાના (Smallest narrative unit) લઘુત્તમ એકમ તરીકે કાર્ય કરે છે. કથનશૈલી (narrative style) સાથેના તેના સંબંધની વિચારણા વિવાદાસ્પદ છે. લોકવિદ્યાના કેટલાક તજજ્ઞોએ મોટિફને કથાનું અંતરંગ તત્વ અને કથનશૈલીને બહિરંગ તત્વ માન્યું છે. પણ મોટિફની વિચારણા કરતી વખતે શૈલી સાથે તેનો કેવો સંબંધ છે. તે વિચારવું અનિવાર્ય છે. બંને વચ્ચે દ્વૈત હોવાનું માનવું ભૂલ ભરેલું લાગે છે.કથા એકમથી (Narrative unit) એવા મોટિફ અને કથાશૈલી (Narrative stile) વચ્ચે કેવું અદ્વૈત છે. તેનાં અનેક દ્દષ્ટાંતો ઉત્તર ગુજરાતનાં આ કથાગીતોમાંથી સાંપડે છે. સ્ટીથ થોમ્પ્સને તેની મોટિફ ઈન્ડેક્ષમાં Z વર્ગમાં વર્ગીકૃત કર્યો છે. તેવા ફોર્મ્યુલા (formula) ના અનેક મોટિફ આ કથાગીતોમાંથી પ્રાપ્ત થાય છે. ફોર્મ્યુલાના મોટિફ કથાગીતની અભિવ્યક્તિરીતી કે શૈલી સાથે સ્પષ્ટપણે સંકળાયેલા છે. આવાં થોડાં દ્દષ્ટાંતો જોઈએ. રૂપિયો દેખાડો માં વહુથી ઝારી તૂટી જતાં સાસુ કહે કટકા દેખાડ વહુ કહે કટકા વાડા માં છે, સાસુ કહે વાડા દેખાડ, વહું કહે વાડ નદી તાણી ગઈ, સાસુ કહે નદી દેખાડ, વહું કહે નદી સમુદ્ર ગઈ-આમ સ્ટીથ થોમ્પસને Z-17 ક્રમાંકે વર્ગીકૃત કરેલો ફોર્મ્યુલાનો મોટિફ છે. ઊંચા ટીબ જીરૂ (મુ તો ઢોલે રમું, અમૃત પટેલ, પૃ- ૧૭૦)માં વહુએ સાડલો સૂકવ્યો, સાડલો કાગડો લઈ ગયો, કાગડો પકડવા ગઈ, સોય જડી, સોયથી કોથળો સીવી સાસુને પુરી તેને તે ફેંકે છે. Z-17 Rounds મોટિફ પ્રયોજાયો છે. ફોર્મ્યુલા મોટિફ સિવાય પણ મોટિફ અને શૈલી વચ્ચેની આંતર સંવાદિતા જોવા મળે છે. સમેડા ગોદાવો માં શર્મિષ્ઠા તળાવમાં દંપતિનું બલિદાન આપવામાં આવે તો જ પાણી આવે તેવું ભવિષ્ટકથન થાય છે. અહીં માનવ બલિદાન નો મોટિફ છે. આ

બલિદાનના મોટિફ સાથે બલિદાનની ક્રિયાની અભિવ્યક્તિ રીતી કેટલી સઘન રીતે જોડાયેલી છે તે આ કથાગીતની પંક્તિઓ દ્વારા જોઈએ.

પેલા પગતારિયા જઈ પગ મેલ્યો,
ઘૂંટણ સમાણાં નીર, સમેડા શીદ ન ગોદાવો,
બીજા પગતારિય જઈ પગ મેલ્યો,
ઢીંચણ સમાણાં નીર, સમેડા શીદ ન ગોદાવો,
ત્રીજા પગતારિય જઈ પગ મેલ્યો
કેડ સમાણાં નીર, સમેડા શીદ ન ગોદાવો,
ચોથા પગતારિય જઈ પગ મેલ્યો
છાતી સમાણાં નીર, સમેડા શીદ ન ગોદાવો,
પાંચમા પગતારિયા જઈ પગ મેલ્યો
ચોટીએ સમાણાં નીર, સમેડા શીદ ન ગોદાવો
છઠ્ઠા પગતારિય જઈ પગ મેલ્યો
છલકી ઉઠ્યા સ નીર, સમેડા શીદ ન ગોદાવો
સાતમા પગતારિયા જઈ પગ મેલ્યો
ઉભરાઈ હેડયાં સ નીર, સમેડા શીદ ન ગોદાવો

અહીં બલિદાન મોટિફ અને બલિદાનની ક્રિયાની અભિવ્યક્તિ રીતિને એકબીજાથી છુટા પાડવા અશક્ય છે. શૈલી અહીં બહિરંગ તત્વ નથી. મોટિફ સાથે કર્ણના કનક-કુંડળની જેમ અભિન્ન રૂપે જોડાયેલી છે.

કથાગીતમાં ભાવોની અભિવ્યક્તિ પણ થાય છે. કેટલાંક કથાગીતોમાં પાત્ર પોતાની ઊર્મિને રજૂ કરતી વખતે કલ્પના કે વિચારોને અભિવ્યક્ત કરે છે ત્યાં મોટિફ હોવાનો ભ્રમ ઊભો થાય પણ વાસ્તવમાં તે કૃતિમાં મોટિફ પ્રયોજાયલો ન હોય. મોર માર્યો કથાગીતમાં

દિયરે મોર માર્યો તેથી રાજાએ તેને કેદ કર્યો. ભાભી દિયર પ્રત્યેની લાગણીને કારણે પોતાના ભાવો વ્યક્ત કરતાં કહે છે.-

મેલું મેલું કોટયોની હોંસડીઓ રે
હોંસડી મેલીન દિયોર જેલ છોડાવું રે
મેલું મેલું હાથોના ચૂડીલા રે
ચૂડલા મેલીન દિયોર જેલ છોડાવું રે
મેલું મેલું પગોની ઝોંઝરીઓ રે
ઝોંઝરી મેલીન દિયોર જેલ છોડાવું રે

અહીં પક્ષી હત્યાની સજારૂપે કેદ નો મોટિફ પણ કેદની મુક્તિનો મોટિફ નથી. કેદમાંથી મુક્ત કરવાની માત્ર ઝંખના ૨ રજૂ થઈ છે. મોટિફ તો કાર્યઘટક તરીકે પ્રયોજાયો હોય તો જ કથામાં અસ્તિત્વ ધરાવે છે. તેમ કહી શકાય. તેથી કથાગીતોમાંથી મોટિફની તારવણી કરવામાં ક્યારેક આ કારણોસર ભૂલ થવાની શક્યતા રહે છે.

કથાગીતનું વિષયવસ્તુ સમાજ, સંસ્કૃતિ, ઈતિહાસ, ધર્મ વગેરેના સંદર્ભો સાથે જોડાયેલું હોય છે. તેથી મોટિફના પ્રયોજન સાથે સામાજિક, સાંસ્કૃતિક, ઐતિહાસિક, રાજકીય, ધાર્મિક સંદર્ભો જોડાયા વિના રહેતા નથી. ઉત્તર ગુજરાતનાં કથાગીતોમાં પૌરાણિક વિષયવસ્તુવાળા કથાગીતો જેવાં કે સીતા ત્યાગ, માધેવજી, ભીલા રાણી, લીલા ગિરધારી રે વગેરે મળે છે. તેમાં પૌરાણિક મોટિફ (Mythical motif) ની સાથે આ પ્રજાએ પોતાના સમય સ્થળના સંદર્ભોને જોડી દીધા હોવાથી આ પ્રજાના પોતીકા સામાજિક-સાંસ્કૃતિક સંદર્ભો ધરાવતાં મોટિફ મળે છે. સાસુ સાથેના ગૃહકંકાસને કારણે સીતા ત્યાગનો નવો સામાજિક સંદર્ભ ધરાવતો મોટિફ મળે છે. તેવી રીતે સામાજિક કથાગીતોમાં નારીવાદી લોકવિદ્યાના અભિગમથી નારીવાદી મોટિફનો અભ્યાસ કરી શકાય તેવા મોટિફ પ્રયોજાયા છે. જે સ્ત્રીની સામાજિક પરિસ્થિતિનો પરિચય આપે તેવા જેમકે, શીલ રક્ષતી નારી,

અપહરણ, શીલ શંકાને કારણે પત્ની ત્યાગ, યુદ્ધમાં જીતે તેની નારી મનાઈ : પતિ સામે ઉગ્ર થઈને બોલવું નહી, ચોરીછૂપીની ખાતી સ્ત્રીને સજા, સામાજિક આબરૂના ડરથી બેનની હત્યા કરતો ભાઈ, પુરુષવેશે સૈનિક બનતી સ્ત્રી, જાતીય કસોટી વગેરે મોટિફસનો અભ્યાસ નારીવાદી અભિગમથી કરી શકાય તેટલા વિપુલ પ્રમાણમાં આ કથાગીતોમાંથી પ્રાપ્ત થાય છે. જે સ્ત્રીની સામાજિક સ્થિતિનું પણ ચિત્રણ કરે છે. આ કથાગીતોના મોટિફનો મનોવૈજ્ઞાનિક અભિગતથી પણ અભ્યાસ કરી શકાય તેમ છે. લીલા એ ગિરધારીમાં નાગદમન ના મોટિફ સાથે કાર્યસોંપણીનો મોટિફ આ પ્રજાએ જોડી દીધો છે કંસ કૃષ્ણને કમળના વેલા લાવવાનું કામ સોંપે છે. આ કામ અશક્ય નથી, તેમાં કોઈ ચમત્કારી કે દૈવી શક્તિને કામે લગાડવાની જરૂર નથી તો પ્રશ્ન થાય કે કંસ શા માટે કૃષ્ણને આ કામ સોંપ્યું. આ કામ તે તેના  ચાકરો પાસે પણ કરાવી શકતો હોત પણ નાગદમણના મોટિફ સાથે જોડાયેલ કાર્ય સોંપણી ના આ મોટિફને સ્વીસ મનોવિજ્ઞાનની યુંગની આર્કિટાઈપલ થિઓરીની દૃષ્ટિથી તપાસીએ તો આ મોટિફ કંસના સામુહિક અવચેતનમાં પડેલ કૃષ્ણની હત્યા કરવાની દમિત ઈચ્છાનો શેડો આર્કિટાઈપ છે. ખુદ નાગ પણ કંસની કૃષ્ણની હત્યા અંગની દમિત ઈચ્છાનો શેડો આર્કિટાઈપ છે. પણ કૃષ્ણના અવચેતનમાં પડેલા સ્વ-આદિરૂપ (self archetype) ને કારણે નાગ (શેડો) પર તે વિજય પ્રાપ્ત કરે છે. આમ, મોટિફને મનોવૈજ્ઞાનિક અભિગમથી પણ તપાસી શકાય છે. અહીં તો માત્ર તેનો સહેજ નિર્દેશ જ કરેલો છે.

કથાગીતોમાં પ્રયોજાયેલાં મોટિફનું પૃથક્કરણ કરવાથી પણ તેના સ્વરૂપનો પરિચય પ્રાપ્ત કરી શકાય છે. આ કથાગીતોમાં સામાજિક, ઐતિહાસિક સંદર્ભોને વિશેષ પ્રગટ કરતા હોવાથી તેમાં અદ્દભૂત પરીકથાની જેમ જાદુઈ ચમત્કારના મોટિફ ઝાઝા નથી. આદિવાસી વિસ્તારમાંથી પ્રાપ્ત કરાયેલા ન હોવાથી તેમાં કુળચિહ્ન સંલગ્ન (ટોટેમ) મોટિફ પણ પ્રાપ્ત થતાં નથી. કથાગીતોનું વિષયવસ્તુ બહુધા સામાજિક, દંતકથાત્મક, ઐતિહાસિક કે

પૌરાણિક હોવાને કારણે બોધાત્મક કે હાસ્ય-ચતુરાઈને લાગતાં મોટિફ ઝાઝાં પ્રાપ્ત થતાં નથી. આમ છતાં સ્ટીથ થોમ્પસનની મોટિફ ઈન્ડેક્ષને આધારે તેનું વર્ગીકરણ કરતાં જણાય છે કે તેમાં પ્રકારની દ્દષ્ટિએ ઘણું વૈવિધ્ય છે. ઘણા એવા મોટિફ પણ પ્રાપ્ત થાય છે.જેનો સમાવેશ મોટિફ ઈન્ડેક્ષમાં પણ થયો નથી. જેમ કે મૂળ પૌરાણિક કથાનો ધરતીમાં સમાઈ જવું મોટિફ સીતાત્યાગનાં કથાગીતોમાં મળે છે. પણ ધરતીમાં સમાઈ જતી સીતાના ચોટલાને રામ પકડે, તેમના સ્પર્શથી ચોટલો દર્ભમાં પરિવર્તન પામે આ મોટિફ ઈન્ડેક્ષમાં પ્રાપ્ત થતો નથી. Transformation : Hair to other object નો મોટિફ મળે, D 451.5.4 Transformation hier to first (Irish tale) તેમજ D 497.4.2 Transformation : grass to beard નો મોટિફ (યહૂદી વાર્તા) માં મળે પણ Transformation : Hair to grass મોટિફ પ્રાપ્ત થતો નથી.

વન કેરો મોરલો માં સુંદર મોર પ્રત્યે મોહિત પત્નીની ઈર્ષ્યા કરતા પતિ નો મોટિફ (T 257.5.1) અને કોયલના સૂર સાંભળવા જાગી જતી પત્નીને કારણે ઈર્ષ્યાથી કોયલની હત્યા કરતા પતિનો મોટિફ (T 257.5) મળે છે. પણ ઈર્ષાને કારણે મોરની હત્યા કરતા પતિનો મોટિફ ઈન્ડેક્ષમાં નોંધયેલો નથી.

ડૉ. અમૃત પટેલ સંપાદિત ગુજરાતી ભાષાના પ્રથમ રાસડા સંગ્રહ મું તો ઢોલે રમું (લોકોખ્યાન અને રાસડા)માં સંપાદિત થયેલા કથાગીતોમાં આવતાં અનેક મોટિફનું પૃથક્કરણ અલગ અલગ રીતે કરવામાં આવ્યું છે.

(સંદર્ભ : અમૃત પટેલ વ્યક્તિત્વ અને વાઙ્મય, ડૉ. પિનાકીન પંડ્યા, પૃ. ૧૦૫ થી ૧૧૪)

ઉત્તર ગુજરાતને કેન્દ્રમાં રાખીને લોકવિદ્યાક્ષેત્રે કહી શકાય તેવું ઊંચુ ગુણવતાસભર ક્ષેત્રકાર્ય કરનાર ડૉ. અમૃત પટેલ વૈજ્ઞાનિક ઢબે કામ કરનાર સંશોધકોમાંના એક છે. તેમણે લોકવિદ્યાના વિવિધ પાસાઓનો પોતાની આગવી સૂઝ-સમજથી અભ્યાસ કરીને વિવિધ ઉત્તમ સ્વતંત્ર સંગ્રહો આપ્યા છે. જેવા કે ચંપાની કળીઓમાં કસ્તુરી, સરસ્વતીને કાંઠે, કંકુ રે

વર્યું, મેંદી લાલ ગુલાબ, મું તો ઢોલે રમું, ઝમરખ દીવડો વગેરે આ ઉપરાંત પણ બીજા ઘણા બધા સંગ્રહો મળ્યા છે. અને મળતા રહેશે.

ઉત્તર ગુજરાતના રાસડા અને લોકાખ્યાનો ને સમાવતો પ્રસ્તુત સંશોધન સંપાદન ગ્રંથ મું તો ઢોલે રમું ગુજરાત સાહિત્ય અકાદમી દ્વારા પુરસ્કૃત થયેલ કથાગીતો ક્ષેત્રે શુદ્ધ અને શાસ્ત્રીય સંપાદન બની રહે છે. લોકસાહિત્યમાં સૌ પ્રથમ જ આપણને આવો સ્વતંત્ર કથાગીત સંગ્રહ સાંપડે છે. રાસડા એ લોકસાહિત્યમાં મહત્વનું સ્થાન ધરાવે છે. તે પ્રમાણમાં લાંબા છે. એક પછી એક ઘટના આવ્યે જ જાય છે. તેમાં કોઈ સતી-શૂરવીર પ્રેમી કે ભક્તની ઐતિહાસિક, સામાજિક કે ધાર્મિક દંતકથાત્મક કથાગીત રૂપે આલેખાય છે. આ રાસડા ગોળ કુંડાળે સ્ત્રીઓ કે સ્ત્રી-પુરુષો સાથે ગાય છે. દરેક દેશ પ્રદેશના લોકજીવનમાં લોકવિદ્યા જ વિશિષ્ટ સ્થાન ધરાવે છે. એથી ડૉ. કૃષ્ણદેવ ઉપાધ્યાયે લોકસાહિત્ય કી ભૂમિકા ગ્રંથ નોંધ્યું છે. તેમ લોકસાહિત્યમાં ધર્મ, સમાજ તથા નીતિરીતિ સંબંધી બહુમૂલ્ય સામગ્રી ભરી પડી છે. સાથો- સાથ સ્થાનિક ઈતિહાસ તથા ભૂગોળ સંબંધી સામગ્રી પણ પ્રાપ્ત થાય છે. આમ ભૌગોલિક પરિસ્થિતિઓ જ લોકસાહિત્યને ઘડવામાં મહત્વનો ભાગ ભજવે છે. અહીં સંશોધક જ્યાં જન્મ્યા છે, ઉછર્યા છે તે પોતાનું જ જન્મજાત માદરે વતન મક્તુપુર પૂરતું જ મર્યાદિત ક્ષેત્રકાર્ય આરંભી ત્યાંના લોકજીવનને એ પ્રકૃતિ, ધરતીને કથાગીતો દ્વારા ઉજાગર કરી બતાવ્યું છે. પ્રસ્તુત પ્રદેશના ભૂપૃષ્ઠ, પ્રકૃતિ અને લોકોથી સુપરિચિત હોવાને લીધે માહિતીદાતાઓ સાથે ઓતપ્રોત થઈ, અંગત નિકટતાથી પોતાપણું દાખવીને સંશોધકશ્રીએ પોતાની તીક્ષ્ણ નિરીક્ષણ દ્દષ્ટિથી આ સંપાદન કાર્ય, લય-લહેકા એ બધું જ શબ્દો દ્વારા વ્યક્ત થઈને નોંધાયું છે.

સિદ્ધપુર તાલુકાના મક્તુપુર ગામનું ગેય લોકસાહિત્ય - સંપાદન અને અધ્યયન વિષય ઉપર સતત ચાર વર્ષથી ક્ષેત્રકાર્ય આરંભી અવિરત કાર્ય કરતાં કરતાં ખાસ કરીને કડવા પાટીદાર સમાજના ગીતોને જુદા જુદા સમયે અને ઉત્સવ, પ્રસંગે ગવાતાં લોકગીતોને

તેના મૂળ વાતાવરણમાં ટેપરેકર્ડ પર ઝીલી લીધાં છે. ટેપ થયેલી માહિતી મૂળ માહિતીદાતાની ભાષા જળવાય તે રીતે તે ગીતોને કાગળ પર ઉતારી લીધાં છે. આ ગીતો પુસ્તકો અને સામયિકોમાં જઈને ૧૨૦૦ જેટલાં ગીતો થવા જાય છે. તેમના વિષયને અનુરૂપ ગીતો વર્ગીકૃત કરીને અહીં મૂક્યાં છે.

પ્રસ્તુત સંપાદન મક્તુપુર પ્રદેશ પૂરતું જ ક્ષેત્રકાર્ય કરી લોકાખ્યાનો અને રાસડાઓ મૂક્યા છે. માહિતીદાતાઓ તરીકે ફક્ત સ્ત્રીઓ જ રહેવા પામી છે. ખાસ કરીને ઘરના કામકાજ પરવારી સાંજના સમયે નવરાશની પળોમાં પાંચ-સાત કે દસ-બારના ટોળામાં સ્ત્રીજૂથો ભેગાં મળીને ગીતો ગાય છે. સંશોધકશ્રીએ નોંધ્યું છે તેમ આવી નાના મોટા જૂથોમાં વહેંચાયેલી ટોળીઓ ગામમાં કે નજીક ગામની પાદરે ગીતોની રમઝટ ઉડાડે છે. આજ ગીતો ગોકુળ-આઠમ કે ગોર્યો દરમ્યાન તાળીઓ કે ઢોલના નાદે દસ-પંદર દિવસ સુધી ગવાય છે. આવા લોકાખ્યાન કે રાસડાઓને સ્ત્રીઓ પ્રસંગોનુસાર ચોમસુ ગોંણો કે ગોકુળ આઠમના ગોંણોં તરીકે ઓળખાવે છે. કડવા પાટીદારનો ૭૯ ગીતો, રબારીઓનાં ૨૫ ગીતો ઠાકોર રાવળ અને રાજપૂતમાં ૧૩ ગીતોને સંપાદિત કર્યા છે. સંશોધકશ્રીનો મુખ્ય હેતુ સંપાદનનો જ રહેવા પામ્યો છે.

ક્ષેત્રકાર્ય પદ્ધતિ, મુલાકાત પદ્ધતિ અને પ્રશ્નાવલિ પદ્ધતિનો ઉપયોગ કરીને આવું શુદ્ધ અને શાસ્ત્રીય સંપાદન કરવું ઘણું કઠીન કામ છે. તે અહીં સિદ્ધ કરી બતાવ્યું છે. ગીતોના મૂળ ઉચ્ચારોને પકડી, ગીતમાં આવતા વિશિષ્ટ શબ્દપ્રયોગોને અલગ તારવી જુદી નોંધો બનાવી ઉમદા કાર્ય કર્યું છે. પ્રાદેશિકતાની અસર આ ગીતો પર ગાઢ રીતે વર્તાયેલી છે. પ્રજાના જીવનનાં મૂળ મૂલ્યો એમની રહેણી-કરણી રીતરિવાજ અને માન્યતાઓમાં પ્રગટ થાય છે. લોકજીવનના અનેક વહેમો, શુકન-અપશુકન, જપ પૂજા સંતાન ખાતર બાધા-આખડી, વૃક્ષ પૂજા, નાગપૂજા વગેરેના ઉલ્લેખો દ્વારા સમાજનું સાચું ચિત્ર જોવા -જાણવા મળે છે. ટૂંકમાં સમાજજીવનનું ઊર્મિજન્ય વાસ્તવ આ સંગ્રહમાં ભર્યું પડ્યું છે.

પ્રથમ પ્રકરણ કાર્યક્ષેત્ર પરિચયથી પુસ્તકનો થતો પ્રારંભ ગ્રંથરચનાનો યશોદાયી ખંડ બની રહે છે. જેમાં મક્તુપુરનો ઈતિહાસ ભૌગોલિક, સામાજિક અને સાંસ્કૃતિક સંદર્ભ પ્રગટ કરી વિસ્તૃત છણાવટ કરી સ્ત્રીઓની સ્થિતિનો વાસ્તવિક પરિચય કરાવ્યો છે. ગામના પ્રાચીન વારસાને જાણવા ખોદકામાંથી મળી આવતી પ્રાચિન વસ્તુઓ કે પછી શીલાલેખ પરથી કે બારોટના ચોપડેથી સંવત ૧૦૧૩માં ગામ વસ્યાની વાત કરી સંવત ૧૨૧૫ માં ખોદાયેલી વાવ શુરાતણીયા વાવની નોંધ કરી છે. ગામના તળાવ, ઉનાળો, ટોળીબંધ વાતચીત, ગપછપ ભૂતેળા અને એ ભૂતેળા દ્વારા સર્જાયેલ પ્રસંગનું હૂબહૂ આલેખન કરી લોકમાન્યતા દ્વારા આખો તળપદો પ્રાકૃતિક પરિવેશ ખડો કર્યો છે. લોકોના પહેરવેશ, રહેણી-કરણી, રાચરચીલું, ભૂત-પ્રેત, ગામના દેવસ્થાને ઉજવાતા ઉત્સવો, વેરાઈમાતા અને સધી માતા પરની દઢ શ્રદ્ધા, દશેરાના દિવસે ધારાવાડી દેવોનો વિશિષ્ટ રીતે ઉજવાતો તહેવાર, ઉજાણી, ભાત ઉપાડવાના દિવસથી ખેતરમાં ભાત ખવાયની માન્યતા, વરસાદનો વર્તારો, સામાજિક સાંસ્કૃતિક સંદર્ભ પર્વો, ઉત્સવપ્રસંગે ગવાતાં ગીતો વગેરે બાબતો વણીને લોકજીવનનો ઈતિહાસ ખડો કર્યો છે.

પ્રસ્તુત ગ્રંથરચનામાં સંપાદિત કરેલાં આવાં અભ્યાસપૂર્ણ કથાગીતોને સંશોધકશ્રીએ પોતાની સૂક્ષ્મ વિવેકબુદ્ધિથી બે વિભાગમાં વહેંચ્યા છે. પ્રથમ વિભાગ લોકાખ્યાનમાં આઠ કૃતિઓ મુકી છે. જ્યારે બીજા વિભાગમાં કથાગીતોને સાત પેટા પ્રકારોમાં મૂકી આપ્યાં છે. પ્રસ્તુત ગીતોનું અલગ અલગ વર્ગીકરણ સરળ બનાવવા કાર્ડ પદ્ધતિ લોકવિદ્યાના સંદર્ભગ્રંથો, ડિક્ષનરીઓ, જુદા-જુદા ટેપરેકર્ડર, કેમેરા, બારોટના ચોપડા, ગ્રંથાલય પદ્ધતિનો ઉપયોગ કરીને માર્ગમાં આવતી મુશ્કેલીઓ ટાળવાનો યથાર્થ પ્રયત્ન કર્યો છે. વિષય ગીતનું સ્વરૂપ, ઢાળ વગેરેનો અલગથી નિર્દેશ કરી ધાર્મિક સામાજિક અને સાંસ્કૃતિક ઉત્સવોને નજીકથી નિહાળીને ગીતોની આગવી લાક્ષણિકતાઓ તારવી બતાવી છે.

લૌકિક આખ્યાન અને શિષ્ટ આખ્યાનથી લોકાખ્યાન કેવી રીતે જૂદું પડે છે. તે તેમજ માણભટ્ટોના મુખેથી સાંભળીને સ્ત્રીઓએ પોતાના રાસડાઓમાં પોતાના સમાજજીવનની બાબતોને કેવી સહજતાથી વણી લીધી છે. તે લોકાખ્યાનની આઠ કૃતિઓમાં પ્રગટ થાય છે.

લોકમાન્યતાઓ, શુકન-અપશુકન, અંધશ્રદ્ધા અને ચમત્કારિક ઘટનાઓથી અભર પૌરાણિક લોકાખ્યાન અહિલોચન ત્રણ ખંડોમાં વહેંચાયેલું છે. જેમાં અભિમન્યુના પૂર્વજન્મથી માંડી તેના જન્મથી મૃત્યુ સુધીની કથા મળે છે. ઓતરાને લગ્નમાં જ મળતા વૈધવ્યના શાપને લઈ ઓતરાના જીવનજીવતાના અભરખા અધુરા રહી જાય છે.

મોંમા કંસનો જાજો વંશ રે, બાળા રાજા રે
મને પાટા બાંધીને પરણાવી રે બાળા રાજા રે
મને ચોરીમાં રંડાવી રે, બાળા રાજા રે

મૂળકથાથી લોકકલ્પના કંઈક જુદી જ રીતે અહીં વ્યક્ત થાય છે. સંશોધકશ્રીએ પોતાની આગવી સૂઝથી પ્રસ્તુત લોકાખ્યાનના સાત ખંડો પાડી વિગતે ચર્ચા કરી છે. બાળા રાજા રે ટેક પંક્તિથી સમગ્ર ગીતનો દોર ગૂંથાયો છે. કરુણ ભાવની અભિવ્યક્તિ સમગ્ર ગીતને નાટ્યાત્મકતા અર્પે છે. આજ ગીતનું પાઠાંતર મારીને રથડા ખેલ માં ઓતરા સાથોસાથ તેના શોર્યના પરચાનો પરિચય પણ સાંપડે છે.

લાવો હથિયાર સજૂ મારી કેડે રે, બાળા રાજા રે
કરુ કૌરવનો સહાર રે, બાળા રાજા રે,
અમર રાખડી માં માતૃહૃદયની સંવેદના પ્રગટ થાય છે.
તારા પિતા ગયા પાતાળ
તેની કોણ લેશે સંભાળ
મારા લાડકવાયા દીચરા
હજૂય ન કરજો જૂદ્ધ

ધ્રુવ પંક્તિ સૂચક બની રહે છે.

કાચા સૂતરનો તરાગડો માં રામાયણકથાને સંપેક્ષમાં મૂકાઈ છે. સીતાહરણ અને લંકાદહનના પ્રસંગને પ્રગટ કરતું આખ્યાન, સીતાને લંકામાંથી પાછી મેળવવા રામને કામ પાર પાડવા હનુમાનનું તૈયાર થવું.

રોંમી તે પોન બીડાં ફેરવ્યાં રે
કોઈ સે બળિયો વીર
લખમણ બાળા જતી રે

હનુમાન પાનનું બીડું ઝડપે છે વાનરોના મુખ કાળા કેમ છે તે લોકમાન્યતા લોકાખ્યાનના અંતમાં છે.

દરિયામાં પૂછડું હોલવું રે
ત્યાં થયાં હાથમુખ કાળાં
લખમણ બાળા જતી રે

રોમે મઢી બનાવી, સમરું બજરંગી, કુંવરબાઈનું મામેરું માં લોકકથાની કથન શૈલી અભ્યાસની દૃષ્ટિએ મહત્વની બની રહે છે.

બીજા વિભાગમાં જે કથાગીતો મળે છે તેમાં પૌરાણિક વસ્તુથી સભર વિવિધ પાઠાંતરયુક્ત ૧૯ રાસડાઓ સંગ્રહાયા છે. રાંમૈયા રાંમ અને રામ વિવાહમાં વનમાં તરસ્યા થતા રામ લક્ષ્મણનું વાવ પર પાણી પીવા જવું ત્યાં પનિહારિ સાથે પ્રેમ થતાં લગ્નોત્સવ રચાય છે. પ્રથમ ગીતમાં રામ કે લક્ષ્મણના લગ્નએ સિદ્ધ થતું નથી. પાઠાંતરમાં રામના લગ્નનું સૂચન છે. કુદરતનાં તત્વોની રમણીયતાનું દર્શન આ ગીતમાં થાય છે.

ધરતીના ઢાળ્યા બાજોઠીઆ રોંમ મૈયારાં
સીદડાના માંડવા રોપીઆ રોંમ મૈયારાં

આભલાનો બોંધ્યો ચંદરવો રોંમ મૈયારાં
મકરોળીના મેંઢળ બાંધીયા રોંમ મૈયારાં

અહીં લોકકલ્પના ભવ્ય રીતે ખડી થાય છે. સોના જેડી રૂપા દડો અને સીતા ત્યાગ માં રામ અને માતા વચ્ચે તેમજ લક્ષ્મણ અને સીતા વચ્ચેનો સંવાદ છે. રાસડાને અંતે લોકમાન્યતા કેવી દૃઢ રીતે વણાઈ ગઈ છે તે અહીં પ્રગટ થાય છે.

ધરતી ફાટી ચીરા થઇ રે, સીતા ભોંય સમાણાં
ઘોડે ચઢી રામજી ગયા રે, સીતા નો ચોટલો ઝાલ્યો
ચોટલો ઊખડ્યો ન ડાભ હસ્યો, સીતા ભોંયમાં સમાણાં
દાતેડા હરી ડાભડો ના વાઢશો, સીતાનાં શરીખ સોલાસી

દાતરડાથી ડાભ વઢાતો નથી પરંતુ જમીન માંથી તેને ઉખાડવોજ પડે છે. તે લોકમાન્યતા ર્દઢ બની છે.આમેય ધાર્મિક કર્મકાંડની વિધિમાં જમીન માંથી ઉખાડેલ દર્ભજ કામ આવે છે. ઇંઢોણી સવા લાખની અને કાંઠે ઊભો કાનજી રાધા કૃષ્ણ અને સીતા ભેગા કલ્પીને ગવાતુ ગીત છે. કૃષ્ણ-નાગ સાથેના સંવાદને પ્રગટ કરતું લીલાએ ગિરધારી માં નાગ નાથ્યાના પ્રસંગનું વર્ણન મળે છે. કોઈ ઉતારો કાળો નાગ માં નાગપૂજાનું મહત્વ રહેલું છે. ઈશ્વર અને મનુષ્ય વચ્ચેના ભાવને ખડું કરતું માધેવજી માં શિવભક્તિ આલેખાઈ છે. પાર્વતીના ભીલડી રૂપનું સળંગ રોચક કથાનક ભીલ-રાણી અને ભોળા માધેવજી માં મળે છે. લોકસાહિત્ય માળાના મણકામાં આ ગીતના અનેક પાઠાંતરો સાંપડે છે. પુરાણકથાની મૂળભૂત કથાને મળતું હરિશ્ચંદ્ર ઉપદેશાત્મક દૃષ્ટાંતગીત બની રહે છે. રાજા હરિચંદની વેળા પડી અને રાજા હરિચંદની વેળા વળી માં ચડતી પડતીનું વિરોધાભાસી દૃશ્ય ખડું થાય છે.

જન સમાજના વિશિષ્ટ બનાવોને લઈને રચાયેલાં ગીતોથી સભર દંતકથાત્મક રાસડાઓ શ્રધ્ધાથી એવા તો વણાઈ ગયા છે કે લોકહ્દદય ક્યારેય ભૂલી શકે તેમ નથી. પરંપરાથી જ ગુજરાતભરમાં પાટણ સહસ્ત્રલિંગ તળાવ, જસમા ઓડાણ અને સિદ્ધરાજ લોકહૈયે વસેલાં છે. તે પ્રગટ કરતાં જસમા ઓડણી અને જસ્મા માટી થોડી ઉપાડ એક જ પ્રસંગ પરનું સંવાદાત્મકતાથી સભર આસ્વાદમય ગીત બની રહે છે. ગુજરાતના મલકે મલકે

આ પાઠાંતરો મળે છે. સધરો જેસંગ અને અંબે માના બીજ ગીતમાં અંબેમાના અપાયેલ વડલાને જેસંગે (સિદ્ધરાજે) વાઢતાં બહુચરમાતાના તરફથી મળતા શાપનું આલેખન છે. મીરાંના જન્મ, ઉછેર, ભક્તિ, લગ્નની વિગતોને પ્રસંગોનુસાર ભાવોને પ્રગટ કરતા જેલમ રાઠોડની દીકરી અને મીરાંબાઈના લોકકલ્પના સભર અનેક પાઠાંતરો મળે છે. હિન્દુ-મુસ્લિમના પ્રેમ સંબંધોને વર્ણવતું ગુજરી ગીત મુસ્લિમ આક્રમણે વખતે જે સામાજિક સ્થિતિ પ્રવર્તતી હતી, તે બતાવે છે.

(સંદર્ભ : અમૃત પટેલ વ્યક્તિત્વ અને વાઙ્મય, ડૉ. મયંકભાઈ એમ. જોષી, પૃ. ૧૩૦ થી ૧૩૮)

## ૨.૪ ઝમરખ દીવડો :

સંપાદક દ્વારા ગ્રંથસ્થ થયેલ ‘ઝમરખ દીવડો’ ગ્રંથમાં લોકગીતના ભાગ તરીકે ઉત્તર ગુજરાતના લગ્નગીતોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. આ લગ્નગીતો વિશેની માહિતી ક્યાંથી અને કેવી રીતે પ્રાપ્ત થઈ તેની સંદર્ભ નોંધ પ્રત્યેક ગીતની નીચે મૂકી આપી છે. આ ઉપરાંત પ્રત્યેક ગીતના માહિતીદાતાના નામ, ઠામ, ઉંમર અને અભ્યાસની વિગતો પાછળ પરિશિષ્ટમાં આપી છે.

‘ઝમરખ દીવડો’ ગ્રંથમાં સંપાદકે લગ્નગીતોનું વર્ગીકરણ વિષય આધારિત નહિ પણ પ્રસંગ આધારે કર્યું છે. જે પ્રસંગે ગીતો ગવાતા હોય તે પ્રસંગના ગીતોને એક એકમમાં મૂકયા છે. જેમકે લગ્નોત્સવનો પ્રથમ પ્રસંગ ગણેશ સ્થાપનનો છે. તો ગણેશ સ્થાપનનાં ગીતો મૂકયા છે. દ્વિતીય પ્રસંગ લગ્ન લખવાનો છે. તો બીજા ક્રમે લગ્ન ગીતો મૂકયાં છે. ત્રીજો પ્રસંગ લગ્ન વધાવવાનો છે તો ત્રીજા ક્રમે લગ્ન વધાવવાનાં ગીતો, ચોથા પ્રસંગ ખાણમાટી લેવા જવાનો પ્રસંગ હોય છે તો તે પ્રસંગ સંબંધીત ગીતો મૂકાયાં છે. આમ, લગ્નોત્સવ ની પ્રત્યેક વિધિના ક્રમાનુસાર ગીતોની ગોઠવણ કરી છે. ટૂંકમાં જે-જે પ્રસંગ ગવાતાં ગીતોને અનુક્રમે પ્રસંગોપાત મૂકી આપ્યાં છે.

આમ, ખાસ કરીને ઉત્તર ગુજરાતના ઊંઝા અને તેની આસપાસના કડવા પાટીદાર સમાજમાં લગ્ન પ્રસંગે ગવાતા ગીતોનું સંશોધન-સંપાદન પ્રસ્તુત ગ્રંથમાં કર્યું છે.

➢ **કડવા પાટીદાર લગ્નગીતો :**

ઉત્તર ગુજરાતના કડવા પાટીદારોમાં ગવાતાં લગ્નગીતો અને અન્ય જ્ઞાતિઓમાં ગવાતા લગ્નગીતોમાં ખાસ ઝાઝું અંતર નથી. પરંતુ કેટલાક ચોક્કસ ગીતો વિશે જરૂર જણાય ત્યાં માહિતી આપી છે. આ લગ્નગીતો કડવા પાટીદાર જ્ઞાતિના છે. જેમકે, આ લગ્નગીતમાં આ જ્ઞાતિની એક હજાર વર્ષ જૂની બંધુકા વિવાહની લગ્ન પરંપરાની ઓળખ છતી થાય છે.

‘માડીના ચાંદલિયો ઉગ્યોને અઈહયો આથમી
માડીના ચ્યોં લગણ જોવું તમારી વાટ રે.’

આ જ્ઞાતિ ખેતી કરનારી કૃષ્ક જાતિ છે. અખાત્રીજના દિવસો દરમ્યાન આ જ્ઞાતિમાં ખેતીનું કામકાજ ન હોવાથી પુષ્કળ અનુકૂળતા હતી. તેના પરંપરાગત લગ્નો વૈશાખ મહિનામાં અને મોટેભાગે અખાત્રીજના દિવસે થતા હતા.

આ લગ્નગીત ‘બંધુકા વિવાહ’ ની તિથિ અને સમયની ગવાહી પૂરે છે. આ જ્ઞાતિમાં ‘અખાત્રીજ’ નું મહત્વ અતિવિશેષ છે. કેટલાક ગામોમાં આ દિવસે ‘હળોતરા’ (હળમેતરા)નું મુર્હૂત કરવામાં આવતું. વાણિયા પાસે જઈ લેવડ-દેવડના હિસાબો કરવામાં આવતા. જે ગામોમાં જૂની પરંપરા જળવાઈ રહી છે ત્યાં આ દિવસે પાણિયારે દીવો કરી ઘરમાં લાપસી આજે પણ કરવામાં આવે છે. આ જ્ઞાતિમાં આ દિવસનું મૂલ્ય પરંપરાગત રીતે ખૂબ જ છે. ચોક્કસ પ્રમાણો દ્વારા દરેક જ્ઞાતિના આવા કેટલાક વિશિષ્ટ લગ્નગીતો જુદા તારવી શકાય તેમ છે. અહીં સંપાદકે ખૂબ જ ઝીણવટપૂર્વક કડવા પાટીદારના લગ્નગીતોનું સંશોધન કાર્ય હાથ ધરી પાર પાડયું છે. જે વાત નીચેની માહિતી દ્વારા સમજાય છે.

પાટીદારોના લગ્નગીતોમાં પિતા જેવા જવાબદાર પાત્રને કયાંય સ્થાન નથી? એ ઘટના નોંધપાત્ર છે. મધ્યકાળથી તે હમણાં સુધીના લોકજીવનની તાસીર જ એવી હતી કે પિતા તો આજીવિકા અર્થે ખેતર, ચાકરીએ, વ્યવસાય અર્થે ઘર બહાર રહેતો હોય. જયારે દાદા-દાદી બાળ ઉછેર સામાજિક વટ-વહેવાર અને રીત રિવાજોના પ્રસંગોમાં અગ્રેસર રહેતા. તેથી આ જ્ઞાતિનાં લગ્નગીતોમાં દાદા-દાદી માતા-કાકા-કાકી પુષ્કળ પ્રમાણમાં ગવાયાં છે. જયારે પિતાનો નામોલ્લેખ કરતું એક પણ ગીત મળ્યું નથી. કેમ કે -

''કંકુ છાંટી કંકોતરી મોકલો,
મોંયે લખજો માડી જાયા વીરો રે',
મેં મહાજગ માંડીઓ.
ઈમના દાદા આયાનં દાદી આવશીં
મારા આયા આયા માડી જાયા વીરા રે....''

આવા પ્રત્યેક ગીતમાં દાદા-દાદી, માતા, કાકા-કાકી, મામા-મામીને ઉલ્લેખીને ગવાયાં છે. પણ પિતાના પાત્રનો કયાંય ઉલ્લેખ મળતો નથી.

આ જ્ઞાતિમાંથી કૃષિ પેદાશના ઉલ્લેખવાળા પચ્ચીસથી ત્રીસ જેટલા લગ્ન ગીતો મળી આવે છે. જે એક નોંધપાત્ર ઘટના છે.

''લીલી તુવેર સૂકી તુવેર તેના બાંધ્યા ભારા રે
રેશમી રૂમાલવાળા.''

જે તે જ્ઞાતિનો વ્યવસાય તેના લગ્નગીતોમાં પડઘાય તે સ્વાભાવિક છે.

આમ, સમગ્ર રીતે જોતાં 'ઝમરખ દીવડો' નામક ગ્રંથમાં સંપાદકે ઉત્તર ગુજરાતના કડવા પાટીદારોમાં ગવાતાં લગ્નગીતો પર ખૂબ જ ઝીણવટપૂર્વકનું સંશોધન કાર્ય કર્યું છે.

જેમાં કડવા પાટીદાર ના યુવક-યુવતીના સગપણ-ચાંલ્લાથી લઈને સીમંત ભરવાના ગીતોનું આલેખન કરવામાં આવ્યું છે. જેનાં કેટલાંક ઉદાહરણો નીચે મુજબ જોઈ શકાય છે.

➢ **ઝમરખ દીવડો**

**૧. સગપણ - ચાંલ્લા પ્રસંગે ગવાતા ગીતો**

**૧. મોતી રે જડિયા,**

મગ વીણતાં મોતી રે જડિયા
મોતીમાંના હીરલા રે જડિયા
હીરલા સરીખા મારા ચમનભાઈ રે,
ચમનભાઈ તો મારા મેડીએ બેઠા

◆ **મગ વીણતા**

અડદ વીણતાં મહેરો રે જોડયા
પેરો પેલા મણીદાં વેવાઈ રે
મણીદા વેવઈ તો છાપરે રે બેઠા,
ચમનભાઈ એ ઈમનં તાંણી રે લીધા

◆ **મગ વીણતાં**

આવો વેવઈઓ સગા રે થઈએ,
સગા રે થઈએ ને સગપણ કરીએ,
દળ ખાજાંની જાંનો જમાડીએ,
પંચમાં પૂછાતા રે થઈએ

◆ **મગ વીણતાં**

અમારા ચમનભઈને સૌ લોક જોંણે,
મણીદા વેવઈને કોઈ જન્મ્યા ન જોંણી

- સગપણ - ચાંલ્લા સમયે આ ગીત ગવાતું. પહેલાના સમયમાં દીકરા-દીકરી એક બીજાને જોઈલે પછી સગપણ - ચાંલ્લો થતો ન્હોતો. બન્ને ઘરના વડીલ દાદા-ભા કે કુટુંબના આગેવાનો એક-બીજાના દીકરા-દીકરી જોઈને સગપણ ચાંલ્લો કરતા હતા.
- એક વેવાઈ મોતી જેવો તો બીજા મહોર જેવો. મગ વીણતાં મોતી જડે, અડદ વિણતાં મ્હોર જડે. આ ગીતનો વિષય ખેતીકામને લગતા છે. જાનને ખાજાં વાનગી લાંબા સમય સુધી ખાઈ શકાતી, બગડતી નહીં., ખાજા ઉપર ખોબો ખાંડ અને ઉપર વાડીમાંથી ગરમ ઘી રેડાતું હતું.
- એક વેવાઈ મોતી જેવો તો બીજો સોના મહોર જેવો.

**૨. ગણેશ સ્થાપનાનાં ગીતો**

**૩. બેસાડ્યા ગણેશ**

પાસલી પસીતીં બેસાડયા ગણેશ ક,
બારહડ બેઠી પૂતળી રે.
પૂતળી સ કયા બઈ ઘેર નાર ક,
તળકે બેઠી તપ કર રે.
ગૌરીના પરણ્યા કડલાં ઘડાવો ક,
મોટાંના માંડવ માલવું રે.
માંડવ માલશી સાજન લોકો ક,
સમરથ મળશે સાસરી રે.
સાજનિયા સં ભરતભાઈના માંમા ક,
ચડયા ઘોડે આવશી રે.
ઘોડીલાં ન બાંધજો ઘોડાની ઘોડવાલ ક,
ધોરીડા ન બાંધ જો ઓરડે રે.
ઘોડીલાં ન નીરજો નાગરવેલ ક,

ઘોરીડાં ન નીરજો ચેંબળી રે.
ઘોડાંન પાજો ગંગાજમનુના નરી ક,
ઘોરીડા ન પાજો દૂધળાં રે.

- પસીતી = પછીને, બારહક = બાર સાખ (બારણાની), ચેંબળી = કમલપરું કે ચાસકિયો, જુવારના પ્રકારનું ચોસઠ દિવસે પાકનારું ધાન્ય. જે વધારે પ્રમાણમાં વાવવાથી તેની 'ચાર' બળદ સારી રીતે ખાય છે.

આજે કેટલાંક જાતિ સમૂહોમાં ગણેશ સ્થાપન ઓરડામાં થાય છે તો મોટાભાગની જ્ઞાતિઓમાં ગણેશસ્થાપન પરસાડ કે પ્રથમ ઓરડામાં થાય છે. અહીં ગણેશસ્થાપન અરોડામાં કર્યું છે. બારણની સાખ ઉપર મુકાયેલી પૂતળી તે સ્ત્રી બાર સદ્ગુણોના પ્રતિક સમી છે. બારહક એટલે ઘરમાં લાકડાના પાટડા મૂકીને ઉપરનો માળ બનાવવામાં આવે છે તે લાકડાના પાટડા ઉ.ગુ.માં બારસાખને સ્થાને બારહક શબ્દ વપરાય છે. ઉ.ગુ. ના તમામ પરંપરાગત મકાનોનાં બારણાંની ઉપરની સાખે સ્ત્રી આકૃતિ કંડરાય છે. જે રિદ્ધિ-સિદ્ધિના પ્રતીક સમી ગણાય છે. બારહક શબ્દ ઉપરથી 'બારોટ' એમ થયું. સ્ત્રીમાં પણ બાર પ્રકારની હઠ છે. તો શાખ એટલે આબરૂ, પ્રતિષ્ઠા આમ ઘરની શોભા) આવી ગુણિયલ સ્ત્રી (પૂતળી) ફલાણાની ઘરવાળી છે. જે તડકે બેસી તપશ્ચર્યા કરે છે. કડલા માટે ! અહીં હઠ લઈને બેઠી છે. 'પરણ્યા તું મને કડલા ઘડાવી દે.' મારે મોટાના માંડવે મહાલવાનું છે. માંડવે સાજન મહાજન મહાલતા હોય અને મારે આભુષણો ન હોય તે કેમ ચાલે. આપના સાજનિયા ચડયા ઘોડે. (સમૃદ્ધિના પ્રતીક સમા) આવવાના છે. અહીં સ્ત્રી પોતાની દીકરી પરણાવે છે અને પોતાના માટે પણ આભુષણો ઘડાવે છે !! છેલ્લી ત્રણ પંક્તિઓમાં ઘોડા ને ઘોરિડાની સારસંભાળ કેવી રીતે લેવાશે તેનું શબ્દચિત્ર છે.

**૪. મારા ગણેશ દુંદાળા**

ગણેશ કીં મું તો ભોંયે ના બેહું

બેસો ઘૂઘરીયાળા બાજોઠે,
મારા ગણેશ દુંદાળા.
ગણેશ કીં મું તો ઉઘાડો ના બેહું,
ઓઢો લીલાગજનો મશરૂ,
મારા ગણેશ દુંદાળા.
ગણેશ કીં મું તો ભૂખ્યો ના બેહું
જમો સુવાળી રે લાપસી,
મારા ગણેશ દુંદાળા
ગણેશ કીં મું તો મોળું ના જમું,
બેસો ગોળ કેરા રવે,
મારા ગણેશ દુંદાળા.
ગણેશ કીં મું તો લુખો ના જમું.
બેસો ઘી કેરા ઘાડવે
મારા ગણેશ દુંદાળા

- દેવ-માનવ વચ્ચેની વાતચીત. ગાનારા દેવ-દેવીઓને પોતાના જેવા કલ્પી પોતાના જેવા માનવભાવોવાળા જ કલ્પે છે. માટે લોકગીતોમાં આવતા દેવી-દેવતાઓ સાધારણ ‘જન’ સમા જ કંડારાયા છે.
- ગણેશ આસન, વસ્ત્ર ભોજન વગેરે માનવી પાસે માગે છે. ભોજન પણ કેવું ? તો ગીતમાં ગવાયું છે તેવું.
- લગ્નોત્સવની પ્રથમ વિધિ ગણેશસ્થાપન છે.

**૫. બારહડ બેડી પૂતળી**

પાછલી પછીર્તી બેહાડયા ગણેશકં,
બાહડઠ બેઠી પૂતળી રે.

પૂતળી સં મગનભાઈ ઘેર નાર કં,
હસીલળી માગે બેહણું રે.
બેહણ મેલો ઘુઘરીયાળા બાજોઠ કં,
તરબાયે બેસી તપ કર રે.
ભઈ પોળીડા પોળડિયાં ઉજેડકં,
માર જાવું સમરથ શેરમાં રે.
પાછલી.
ભઈ ગાંધીડા હાટડિયા ઉજેડકં,
માર ઓરવી એલચી રે.
પાછલી.
મખવાસીયા સં ગંગાબઈના વીરંડં,
મખવાસીયા વીરલા મુખવાસ કરશીં રે.
પાછલી.

- તરબાયો = ખેડૂતે પોતાનું દાન ઉપણવા માટે હાથે ઘડેલું ત્રણ લાકડાના ગોળ પાયાવાળું, ત્રણથી ચાર ફૂટ ઊંચુ સ્ટુલ.

**૬. લગ્ન લખવાનાં ગીતો**

- **સોના ખડિયા**

સોના ખડિયા મંગાવો, રૂપા લેખન મંગાવો.
બેનના માંડવળા હેઠ કંકુતરીઓ લખાવો.
બેનના દાદાનં લખજો, બેનની માતાનં લખજો.
બેનનાં લોભનંતા ફૈબાનં, ઘણું ઘણું લખજો.
બેનના દાદા તે આયા, બેનની માતા રે આપ્યાં.
બેનનાં લોભનતા ફૈબા તો હજુએ ન આયાં
સોના ખડિયા.

બેનના કાકાને લખજો, બેનની કાકીને લખજો.

બેનના લોભંતા ફૈબાને ઘણું ઘણું લખજો.

બેનના કાકા તે આયા, બેનની કાકી તે આયાં

બેનના લોભનતા ફૈબા તો હજુએ ન આયાં.

સોના ખડિયા.

➢ **લગ્નના શુભારંભનું પ્રથમ ગીત :**

- પાટીદારોમાં લગ્ન લખવાની વિધિ જ લગ્નમાં આદ્યસ્વાન ભોગવે છે.
- આ વિધિ પહેલા માટીના 'રામપાત્ર' - પૈણાયા માં જવેરા (જવ ને ઘઉં) વાવવાની વિધિ થાય છે. પાંચ કોડિયામાં કે કેટલાક કિસ્સામાં વધારે કોડિયામાં જવેરા વવાય છે. પાંચનો અંક હિન્દુ પરંપરામાં શુભ મનાયો છે. વળી, 'પાંચ પરમેશ્વર'ની ઉક્તિ લોકમાનસમાં ઘર કરી ગયેલ હોઈ પાંચ કોડિયામાં 'જવેરા' વવાય છે. કુટુંબમાં પાંચ કરતાં વધારે ઘર હોય તો જેટલા ઘર એટલા કોડિયામાં જવેરા વવાય છે.
- 'સોના ખડિયા મંગાવો....' એ પંક્તિ લગ્નની મંગલતા અને ભવ્યતાને પોષે છે. આ પંક્તિ વારંવાર આવર્તન પામી માંગલિકતાના ભાવોને ઘૂંટીને વાતાવરણને સમજી અને હળવું ફૂલ બનાવી મૂકે છે.

**૭. લગન બાજોઠિયા**

લગન બાજોઠિયાનં સૂતારે ઘડિયા,

કુંવારી કન્યાએ કાગળ લખી રે મોકલિયા.

'વેલે બેસીને વેલા આવો વરાજા'.

'હું કેમ આવું દાસીની છોડી,

આગળ દરિયા-સમુંદર ભરિયા.'

'સમુંદર વચ્ચે વહાણ ચલાવો,

વહાણે બેસીનં વેલા આવો વરરાજા.'

ખાખરિયા વડ હેઠળ છોડયો છે ઘોડો.
છોડયો છે ઘોડોનં ભર્યો રે અંબાડી.
અંબાડી ભરતાં લાડકડીએ દીઠો.
દાદા હો દાદા એ વર જોજો.
એ વર જોજોને એ ઘર જોજો.
લવિંગ સરીખો રઈવર લાડકો જોજો,
પાન સરીખો રઈવર પાતળો જોજો.
સોપારી એ વર વેપારી જોજો.
ખારેક એ વર પારેખ જોજો.
પોણી ભરતી પોણિયારી વખાણે રે.
એ તો મારી સહિયારો વખાતે રે.

- આરંભની દશ પંક્તિમાં ચિત્ર અલગ છે, તો અંતની આઠ પંક્તિમાં મનનો માણીગર કેવો હોય તેનું ચિત્ર છે. 'કેડે પાતળિયો' ને 'મુખે શ્યોમળિયો' હોવો જોઈએ. લોકગીતોમાં મોટેભાગે આમ જ ગવાયો છે. કૃષ્ણ સરીખો પણ અહીં તો લવિંગ સરીખો લાડકો અને પાન સરીખો પાતળો ગવાયો છે. અહીં લવિંગ સરીખો લાડકો એ નોંધપાત્ર છે. લવિંગ એ લોકગીતોમાં વ્યાપક રીતે ગવાયું છે. એકલા મક્તુપુર ગામમાંથી લવિંગ ગવાયું હોય તેવા ૧૪ જેટલા ગીતો મળ્યાં છે.
- ગીતનાં પ્રથમ ચિત્રમાં કન્યાનું પ્રેમઈજન છે. તું મને મળવા આવ ને માર્ગમાં આવતી મુશ્કેલી આ પ્રમાણે દૂર કરજે તે સલાહ પણ છે.

**૮. લગ્ન વધાવવાનાં ગીતો :**

- **માંડવો રઢિયાળો**

મારો માંડવો રઢિયાળો
લીલી પાંદડીએ સોવચવો મારારાજ. મારો.

લીલી પીળી માંડવાની છાંય મારારાજ.

લાડે કોડે ગીતાબેન પરણાવો મારારાજ. મારો.

બેનને દાદા જોઈએ તો છોટાભાને તેડાવો મારારાજ.

લાડેકોડે ગીતાબેન પરણાવો મારારાજ. મારો.

બેનને માતા જોઈએ તો પસીમાને તેડાવો મારારાજ.

લાડેકોડે ભત્રીજી પરણાવો મારારાજ. મારો.

બેનને કાકી જોઈએ તો પુષ્પાવહુને તેડાવો મારારાજ.

લાડેકાડે ભત્રીજી પરણાવો મારારાજ. મારો.

- આ પ્રમાણે ભાઈ-ભાભી, ફોઈ-ફૂવા વગેરે નામો મૂકીને ગાઈ શકાય છે.
- દાદા, માતા, કાકા-કાકી, સર્વેએ સાથે મળી લાડકોડથી કન્યાએ પરણાવવી જોઈએ તે ભાવ ગવાયો છે.
- ભાવવાહી વિલંબિત ઢાળે ગીત ગવાય છે.

**૯. કંકુડાની પોઠો**

આઈ આઈ કંકુડાંની પાઠો,

કે ઢળી માર, મકતુપુર ગોમના ગોદરે

હોશે હોશે ઈશ્વરભા વેવારિયા,

એ કંકુડાં લગનમાં જોવશી

આઈ આઈ.

આઈ આઈ ખારેકોની પોઠો,

કે ઢળી માર, મકતુપુર ગોમના ગોદરે.

હોશે હોશે રતનમા વેવારિયા,

એ ખોરેકો લગનમાં જોવશી આઈ આઈ.

આઈ આઈ ચોખલીયાની પોઠો,

કે ઢળી માર, મકતુપુર ગોમના ગોદરે.

હોશે હોશે ચંદુભઈ વેવારિયા,

એ ચોખલિયા લગનમાં જોવશી. આઈ આઈ.

- જયારે માર્ગ વાહન વ્યવહાર માટે રોડ નહોતો ત્યારે વણજારા પોઠો ઉપર ચીજવસ્તુઓ આ ગામથી પેલે ગામ પહોંચાડતા ને વેચતા તેનું ચિત્ર અહીં છે.
- મંગલપ્રસંગને માટે આવશ્યક માંગલિક દ્રવ્યો ‘ચીજભાવ’ પોઠો ભરીને ગામને ગોંદરે વેચાવા આવ્યા છે. તેની ખરીદી કરવાનું સૂચન છે.
- ભા (દાદા કે પિતાના મોટાભાઈ માટે વપરાતો માનવાચક શબ્દ તે ભા) માતા, ભાઈને કંકુ, ખારેક અને ચોખા જેવી માંગલિક વસ્તુઓ ખરીદી લગનની તૈયારી કરવાની વિનંતી કે ભલામણ કરાઈ છે.

**૧૦. પાંચ પડા**

પાંચ પડા રે મેં તો મોતીડે બંધાવ્યા રે.

પેલો પડો રે મેં તો જોષી ઘેર મોકલ્યો રે

લઈ રે જોષીડા વીરા જોહલિયા જોઈ આલે રે.

પૈલાસં વાસુદેવકનંદ,

પૂનમ કેરો ચંદ,

દિવા કેરો સેજ,

મોતી કેરી લુમ્બક,

જળાંહળાં અજવાળાં રે.

બીજો પડો રે મેં તો દોશી ઘેર મોકલાયો રે.

ભઈ રે ડોશીડા વીરા મોળિયા લઈ લેલો આયે રે.

પૈણસં વાસુદેવકનંદ

પુનમ કેરો ચાંદ,

દિવા કેરી સેજ,
મોતી કેરી લુમ્બક,
જળાંહળાં અજવાળાં રે.
ત્રીજો પડો રે મેં તો મણિયારી ઘેર મોકલ્યા રે.
ભઈ રે મણિયારો વીરા ચૂડલા લઈ વેલો આયે રે.
પૈણસં વાસુદેવકાનંદ,
પૂનમ કેરો ચાંદ,
દિવા કેરી સેજ,
મોતી કેરી લુમ્બક,
જળાંહળાં અજવાળાં રે.
ચોથો પડો સોની ઘેર, સોની ટુંપિયા લાવે.
પાંચમો પડો ખેરાદી ઘેર, ખેરાદી ટીલડી કે
ચુંદડી લઈને આવે.
પૈણસં વાસુદવકનંદ
પુનમ કેરો ચાંદ,
દિવા કેરી સેજ,
મોતી કેરી લુમ્બક,
જળાંહળાં અજવાળાં રે.

- આ પંક્તિ દ્રુતગતિએ ગવાય છે. આ ગીતમાં આ પંક્તિઓને બાદ કરતાં બીજી પંક્તિઓ મધ્યમ ગતિએ ગવાય છે. તેથી વારેવારે થતા ઢાળ પલટાથી ગીત કર્ણપ્રિય લાગે છે. વાસુદેવનો પુત્ર કૃષ્ણ પરણી રહો છે. પૂનમબા ચંદ્ર જેવું તેજ છે. અહીં વરરાજા કૃષ્ણ સરીખા ગવાયા છે. તે કન્યા દીવાની રાગ જેવી ઉજ્જવળ ને પ્રકાશિત

છે. સાચા મોતીની લુમ્બ જેવી છે. ઘરને જળહળતું કરી મૂકે તેવી છે. આદર્શ વર-કન્યા અહીં પરણી રહાં છે.

## ૧૧. કંકુડાનો ભારો

કરો મારે કંકુડાંનો ભારો
મોંઘો હશે કને મૂલવ્યો
મૂલવે મારા મગનભા વેવારિયા
દીકરા મહેશભાઈને કાજે
કરો મારે કંકુડાંનો
કરો મારે ચોખલિયાનો ભારો.
લચ્યો મારા મારગડાંની સેજે.
મૂલવે મારા માધોભા વેવારિયા
દીકરા મહેશભાઈને કાજે.
કરો મારે કંકુડાંનો.
કરો મારે નાળિયેરીનો ભારો
લચી મારા મારગડાંની સેજે.
મૂલવે મારા બાજોભા વેવારિયા
દીકરા મહેશભાઈને કાજે કરો.
કરો મારે કંકુડાંનો.

- આ પ્રમાણે શીંગોડા, ખારેક વગેરે માંગલિક દ્રવ્યોના નામ જોડી ગીત ગવાય છે.
- કંદુક, ચોખા, નાળિયેરી, શીંગોડા, ખારેક, ટોપરા જેવી હિન્દુ પરંપરા મુજબની માંગલિક વસ્તુઓ ઘરના વડીલો દ્વારા ખરીદવા જવાનું ચિત્ર.

## ૧૨ સોનાનો ચૂડો

પહેલા સવાસણ મારાં કાંન્તાવહું રે,
હાથે સોનાનો ચૂડો.

ખભે ઘૂઘરિયાળી ઘાટડી રે,

રોણી લગન લઘાવે.

બીજા સવાસણ મારાં અમથીવહું રે,

હાથે સોનાનો ચૂડો.

ખભે ઘુઘરિયાળી ઘાટડી રે,

રોણી લગન આવે.

**૧૩. માટી લેવા જવાના ગીતો**

- **સરોવર પાળ**

ઊંચી નેંચી સરોવરીયા પાળ,

નણદલ ભોજઈ પાણી ચર્યા મારારાજ

બેડાં મેલ્યાં સરોવરીયા પાળ,

ઈંઢોંણી વળગાડી આંબા ડાળખે મારારાજ.

ભોજઈ મારાં ઘેલું ના બોલ,

અમારે જાવું રે સહિયર સાથમા મારારાજ.

ઘેલી નાગદલ ઘેલું ના બોલ,

તમારી ડેળીલી સહિયર સાસરે મારારાજ.

માતા અમારાં બેડીલાં ઉતરાવ,

માથા દુખને હૈયાર ધગધગખે મારારાજ.

દીરી તમનં કને દીધી ગાળ,

કઈ રે મેવાસણ મેણા બોલિયા મારારાજ.

માતા અમનં નથી દીધી ગાળ,

મોટી ભોજાઈ મેણા બોલિયા મારારાજ.

દાદા ભજો દેશ - પરદેશ

અમારા હેળીલા લાયક ખોળજો મારારાજ.

દીકરી જોયા દેશ - પરદેશ

તમારા હેળીલા લાયક કશોય ના જાયા મારારાજ.

- **રાતી ચણોકડી**

રાતી રે રાતી ચણોકડી રે,

રાતી પારેવાની આંખ,

પારેવું કિને રે ઉડાડિયું રે.

કયા ભા મારા ગોમના ગરાસિયા રે

પાઘડીમાં રાખે છે ફૂલ,

પારેવું કિને રે ઉડાડિયું રે. રાતી તે.

કાંતિલા મારા ગાંમના ગરાસિયા રે,

પાઘડીમાં રાખે છે ફૂલ,

પારેવું કિને રે ઉડાડિયું રે. રાતી તે.

કયા મા મારા ગોમના ગરાસિયણ રે,

ડાભડીમાં રાખે છે ફૂલ,

પારેવનું કિનેરે ઉડાડિયું રે. રાતી તે.

કયો ભઈ મારા ગોમના ગરાસિયા રે.

ખિસ્સામાં રાખે છે ફૂલ,

પારેવનું કિનેરે ઉડાડિયું રે. રાતી તે.

અંબારામભાઈ મારા ગોમના ગરાસિયા રે,

ખિસ્સામાં રાખે છે ફૂલ,

પારેવનું કિનેરે ઉડાડિયું રે. રાતી તે.

કઈ વહું માર ગોમની ગરાસિયણ રે,

ચોટલામાં રાખે છે ફૂલ,

પારેવનું કિનેરે ઉડાડિયું રે. રાતી તે.

- **ખાંણા માટી ખોદાવો**

    થોડી થોડી ખાંણ માટે ખોદાવો ઈમના પેહુજી
    ઝાઝી ખોદો લેંપણી રે.
    થોડા થોડા જમઈડા તેડાવો ઈમના પેહુજી,
    ઝાઝા તેડાવો દીકરા રે.
    જમઈડા તો રમીજમી જાણી ઈમાના પેહુજી,
    દીકરે તો રંગ રેશે રે. થોડી થોડી.
    થોડી થોડી દીકરીઓ તેડાવો ઈમના પેહુજી,
    ઝાઝી તેડો વહુવારુ રે.
    દીકરીઓતો રમીજની મશી ઈમના પેહુજી,
    વહુવારું તો રંગ રહેશે રે. થોડી થોડી.

- ધ્રુવપંક્તિ ચોટદાર ને વેધક છે.
- આખું ગીત નાયિકા પોતાના પેહુને કરે છે, ‘હે પેહુજી (હે પતિદેવ) ! તમે ખાણની માટી થોડી ખોદાવો ને ઝાઝી લીંપણી માટી ખોદાવજો. આપણે ઘેર સગાવહાલા એટલા આવશે કે આપણું લીંપણ લઈ જશે - આંગણું ને ઘર ઘસાઈ જશે.’ તે સમયે ઘરમાં ટાઈલ્સ, પત્થર કે પ્લાસ્ટર નહોતા ત્યારે આ ગીત ગવાતું ને આજે પણ ગવાય છે !!
- પ્રસંગને દિપાવવો હોય તો ઝાઝા દીકરી ને ઝાઝી વહુવારું તેડાવો જે પ્રસંગને અનુરૂપ કામકાજ કરશે જેથી રંગ રહેશે. દીકરા ને વહુવરોની ઉપસ્થિતિ પ્રસંગને દિપાવશે. જયારે જમાઈ ને દીકરીઓ તો રમીજમી જશે તે ઉપરથી શીખ (દક્ષિણા) આપવી પડશે. માનવસહજ લોભવૃત્તિ અહીં ગવાઈ છે.
- **માંડવ રોપિયો**

    બાર બાર ગઉ માંડવો રોપિયો રે,

તેર તેર ઘઉં તેની છાંય,

વાડી રોપાવું સવા લાખની રે.

કયો ભઈ દાતણિયાં દાતણ ડોળશી રે,

પિત્તળ લોટા કઈ વહુને હાથ,

વાડી રોપાવું સવા લાખની રે.

બાર બાર.

મહેશભાઈ દાતણિયાં દાતણ ડોળશી રે,

પિત્તળ લોટા કઈ વહુને હાથ,

વાડી રોપાવું સવા લાખની રે.

કયો ભઈ ઝીલણિયાં ઝીલણ ઝીલશી રે,

તાંબા કુંડીઓ કઈ વહનુ હાથ,

વાડી રોપાવું સવા લાખની રે.

બાર બાર.

કયો ભઈ મુખવાસિયા મુખવાસ કરશી રે.

લવિંગ સોપારી કઈ વહુને હાથ,

વાડી રોપાવું સવા લાખની રે.

બાર બાર.

કયો ભઈ પોઢણિયાં પોઢણ પોઢશી રે,

સાગ સીસમના ઢોલિયા કઈ વહુને હાથ,

વાડી રોપાવું સવા લાખની રે.

બાર બાર.

- ગીતનો ઉઘાડ ઉત્તમ છે. લગ્ન મંડપની ભવ્યતા કેવી ? બાર બાર ગઉં સુધી મંડપ રોપાયો છે ને તેની છાંય તેર તેર ગાઉ સુધી પથરાયેલી છે. જાનૈયાને હરવા ફરવા સવા લાખની વાડી રોપાવી છે.

- દામ્પત્ય જીવનની મધુરતા કેમ કરતા વધે તે અહીં ગવાયું છે. કન્યાને આ રીતે દામ્પત્ય જીવનમાં પ્રસન્નતા ભરી દેવાની શીખ અપાઈ છે. પતિનો પડ્યો બોલ ઉપાડી લેવો તે જ હિન્દુ નારીનું જીવન હશે ?
- ઢાળ મધુર ને પ્રસન્ન કરી મૂકે તેવો છે.
- **ઊંચી મેડી**

ઊંચી ઊંચી મેડી ઉગમણા દરવાજા,
મોતીનાં તોરણ બાંધીયા રે.
ચોકમાં ચંપલિયો, ટોડે નાગરવેલ,
મોલોમાં મરવો રોપિયો રે.
ઊંચી ઊંચી મેડી ઉગમણા દરવાજા,
ચિયા રે મગનભાના ઓરડા રે.
ઊંચી ઊંચી.
ઊંચી ઊંચી મેડી ઉગમણા દરવાજા
ચિયારે લક્ષ્મીમાના ઓરડા રે. ઊંચી ઊંચી

- આ ગીત લગ્નોત્સવના વિવિધ પ્રસંગોએ ગવાય છે. ગોતરજ ઉપડાતી વખતે, માટી ખાણે થી માટી લઈને આવતા, કન્યા વળાવીને પાછા ફરતી વખતે, મંડપ વધાવવા જતી વખતે એમ વિવિધ પ્રસંગે ગવાય છે.
- આવાં ગીતોને કારણે ગામમાં ગીતો ગાતી ગાતી જતી - આવતી સ્ત્રીઓનાં ગીતો સાંભળી, લોકોને ખબર પડી જાતી કે કોને ઘેર, કોનો અને કયાં લગ્નોત્સવ છે.
- જેના ઘેર લગ્નોત્સવ છે તેનું ઘર કયાં આવ્યું ? તો જયાં ઊંચી મેડી હોય, ઉગમણો દરવાજો હોય, મોતીના તોરણ બાંધ્યા હોય, ચોકમાં ચંપો વાવ્યો હોય, ઘરના ટોડલે નાગરવેલ હોય, મહેલમાં મરવો રોપેલો હોય ત્યાં તેનું ઘર આવ્યું છે. ધ્રુવકડીમાંનું ચિત્રાંકન સુંદર છે, મંડનમિશ્રના ઘરને મળતું આવતું આ વર્ણન છે તે નોંધપાત્ર છે.

## ૧૪. ગ્રહશાંતિના ગીતો

- **કઢિયલ દૂધ**

ખેંડી મેંડી ગાવડી રે, એનં કઢીયેલાં દૂધ,
વાલસ તમે સોહાવા જી રે,
દૂધ કટોરાં છારવો રે, કાન્તાવહુને આવે ઊંઘ
વાલમ તમે સોહાવા જી રે,
દૂધ મલાડાં પી ગયા રે, અમૃતભાઈને ચડી રિસ,
વાલમ તમે સોહાવા જી રે,
મગનભાઈએ જાલ્યો ચોટલો રે, કાન્તાવઉ ઝાલ્યાં કાંન,
વાલમ તમે સોહાયા જી રે,
મૂકો મારો ચોટલો રે, નેક તૂટસી તમારા કાંન,
વાલમ તમે સોહાવા જી રે,
નઈ મૂકું તારો ચોટલો રે, ભલે તૂટે મારા કાંન,
વાલમ તમે સોહાવા જી રે,
કાન્તાવઉએ લીધું સૂપડું રે, અમૃતભાઈએ લીધી ઈશ,
વાલમ તમે સોહાવા જી રે.
સુપડું તો પડી ગયું રે, પેલી ઈસ પડાવે ચીસ,
વાલમ તમે સોહાવા જી રે.
ખેંડી મેંડી ગાવડી રે, એનાં કઢીયેલાં દૂધ,
વાલમ તમે સોહાવા જી રે.

- ધ્રુવપંક્તિ સમજાતી નથી ! એમાં સ્મૃતિદોષ થયો હોય તેમ લાગે છે.
- લોકગીતમાં આવતી ગાય, ભેંસ કે બળદનું ચિત્ર આવું જ હોય. 'ખેંડીઓ મેંડીએ બે બળદિયાં', 'લી મેનાં ઝરમરિયું' મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં જે રીતે તૈયાર પદાવલિયો ને વર્ણનોના તૈયાર ચોખઠાં હતાં તેમ જ લોકગીતોમાં પણ આવા તૈયાર

ચોખઠાં જોવા મળે છે. લોકગીતોમાં ઘર પૂછવાનું વર્ણન, ઘરનું વર્ણન, મૃત્યુનું વર્ણન લગભગ બધા જ ગીતોમાં એક સરખું જોવા મળે છે. - નિયત શાબ્દીને સિદ્ધાંત.

- દામ્પત્ય જીવન કેમ કરતાં નંદવાય છે, તરડાય છે કે તૂટે છે. તેનું ઉદાહરણ અહીં ગવાયું છે. વાતનું વતેસર ન કરવાની શીખ ગવાઈ છે.
- **વીંછી ચડ્યો કમાડ**

વેંચી ચડ્યો રે કમાડ વેંચી વેંતનો રે.
વેંચી કરડ્યો સવિતાવહુને વેંચી વેંતનો રે.
મારા ગોવિંદભાઈ તે ઓખા ખોખા પાથરં રે.
તમનં સૂપડું આપું ભર
મારી રોતી રાખો નાર,
વેંચી વેંતનો રે. વેંચી.
વેંચી કઈડયો લખમીવહુને વેંચી વેંતનો રે.
મારા મણીભઈ તે ઓખાખોખા પાથરં રે.
તમનં સૂપડું આપું ખાંડ,
મારી રોતી રાખો રાંડ,
વેંચી વેંતનો રે. વેંચી.
વેંચી કઈડયો રમીલાવઉને વેંચી વેંતનો રે.
મારા મગનભાઈ તે ઓખાખોખા પાથરં રે.
તમનં ખોળો આલું ધાંણી,
મારી રો તો રાખો રોણી,
વેંચી વેંતનો રે. વેંચી.

- કુટુંબના અન્ય યુગલોના નામ દઈને ગીત આગળ ગવાય છે.

- વિંછી, કાચબો ને મોર આ પ્રતીકો લોકગીતોમાં ખૂબ ગવાયા છે. વિંછી અહીં પ્રેમનું પ્રતીક છે.
- અનેક યુગલોના પ્રેમાલાપનું ચિત્રાંકન છે.
- લગનપ્રસંગે કુટુંબના તમામ યુગલો, સ્નેહીઓને આમ ગાઈ ગાઈને મહત્વ આપવા આવાં ગીતો ગવાય છે.

**૧૫. લગ્નોત્સવ દરમ્યાન દરરોજ રાત્રે ગવાતાં ગીતો**

- **પાંચ દીવા**

પાંચ દીવા રેં મેં તો માંડવળે અજવાળ્યા રે.
પેલો દીવો રેં મેં તો ઓરડે અજવાળ્યો રે.
ઓરડિયોમાં લક્ષ્મીજીના વાહા રે.
પાંચ દીવા.
બીજો દીવો રે મેં તો પાંણિયા રે અજવાળ્યો રે.
પાંણિયારે તો જળદેવતાના વાહા રે.
પાંચ દીવા.
ત્રીજો દીવો રે મેં તો ઉંબરે અજવાળ્યો રે.
ઉંબરે તો ગણપતિના વાહા રે. પાંચ દીવા.
પાંચમો દીવો રે મેં તો માંડવળે અજવાળ્યો રે.
માંડવળે તો વરકન્યાના વિવા રે. પાંચ દિવા.

- લગ્નપ્રસંગે પાંચ દીવડા પ્રગટાવ્યા છે. પ્રથમ દષ્ટિએ પાંચ અલગ અલગ જગ્યા ઓરડો, પાણિયારું, ઉંબરો, રસોડું ને ચોરીએ જળહળ જળહળ થતા દીવડા મૂકયાનું દશ્ય છે. થોડી ઝીણવટથી જોતાં ઘરમાંથી બહાર આવતી નવોઢા - કન્યાનું ચિત્ર છે. આપણી પરંપરા મુજબ નવોઢા કે કન્યાનું બેંસણું તો ઓરડે જ હોય. ઓરડામાંથી એ કેમ ને કેવી રીતે, બહાર માંડવામાં વરરાજા પાસે આવે છે તેનું અહીં ચિત્ર છે.

નવોઢા કે કન્યાને ઘરની લક્ષ્મી ગણી છે. ધન કે લક્ષ્મીને પણ ઓરડે ઊંડી મૂકીને નવોઢાની માફક જ જાળવવામાં આવે છે.

- પ્રથમ દીવડો, ઓરડે અજવાળ્યો છે. ઓરડે લક્ષ્મીજીનો વાસ છે. આ દીવડો આર્થિક સમૃદ્ધિ ને સ્વં પ્રકાશિત સુકન્યાનું સૂચન કરે છે. બીજો દીવડો પાણિયારે મુકયો છે ત્યાં જળદેવતાનો વાસ છે. જળ એ પવિત્રતા ને સજીવતાનું સૂચન કરે છે. અહીં ઘર ને કન્યાની પવિત્રતાનું સૂચન છે. ત્રીજો દીવડો ઉંબરે મુકાયો છે. ત્યાં ગણપતિનો વાસ છે. તે બુદ્ધિચાતુર્યનો દેવ છે. વળી ઉંબરો તો ઘરની મર્યાદા ગણાય. આ ઘર અને કન્યા બુદ્ધિચાતુર્યવાળુ ને સમાજની મર્યાદા પાળનારું છે. ચોથો દીવડો રસોડે મુકાયો છે. ત્યાં અન્નદેવતાનો વાસ છે. આ ઘર આતિથ્ય ભાવનાવાળું છે તેનું સૂચન કરે છે. તો પાંચમો દીવડો ચોરીમાં મુકાયો છે. ત્યાં વરકન્યાના વિવાહ છે. અહીં દીવા જેવી કન્યાથી માંડવો જળહળી ઊઠયો છે. ઘણાં લોકગીતોને લગ્નગીતોમાં જબરજસ્ત ઊંડાણ જોવા મળે છે.

- **સાંઢણી આવી**

સાંઢળી આઈ સાંમા રાજની (૨)
ઉતારો દરિયા પાર રે. (૨)
એને નીરજો નાગરવેલ.
ત્રીભોવનભા તમારા રાજમાં, (૨)
સોનીડે માંડયા હાટ રે... (૨)
ટુંપિયા વસાવો ભારે મૂલના ...(૨)
કનુભાઈ પેર્યા જોગ રે.... (૨)
સાંઢળી આઈ.
તળશીલા તમારા રાજમાં....(૨)
ડોશીડે માંડયો હાટ રે... (૨)

મોળિયા વસાવો ભારે મૂલના.. (૨)
કનુભઈ બાંધ્યા જોગ રે....
(૨) સાંઢળી આઈ.
ગણેશભાઈ તમારા રાજમાં.... (૨)
માળીડે માંડ્યા હાટ રે... (૨)
ગજરા વસાવો ભારે મૂલના....(૨)
કનુભઈ પરણ્યા જોગ રે....
(૨) સાંઢળી આઈ.

- લગ્નની મોસમમાં એક ગામથી બીજે ગામ પોતાની વસ્તુઓ ખપાવવા ફરતો સોનીડો, ડોશીડો ને માળીડો ગામને પાદર વહેતી નદીને પેલે કાંઠે હાટ માંડે છે. આ ખેપે ફરતા વેપારીઓને અને તેમના જાનવરોને પણ લોકો માનપાન આપે છે. જાળવે છે. તેમની સાંઢોને (ઊંટોને) નાગરવેલ નીરે છે !
- આ ગીતા મધ્યકાલીન સમાજ જીવનનું પ્રતિબિંબ પાડે છે. આજે આ પ્રકારની વ્યવસ્થા રહી નથી, પણ ગીતો જળવાયાં છે. લાઈટ આવી પણ ગોખલા હજુ નથી ગયા. તેમ આ ગીતો જળવાયાં છે. પરંપરા બદલતાં ગીતો પણ જરૂર બદલાવાનાં.
- ફલાણા ફલાણા ભા તમે વેચવા આવેલી વસ્તુઓ ખરીદી લાવો તેનું સૂચન છે.
- **પાઠાન્તર :**
  - સાંઢળી આઈ સમી સાંજની, ઉતારો દરિયા પાર રે
  - ઉતારો દરિયા પાર રે, ઈન નીરજો નાગરવેલ.
- **પગારણજી**

એક ગુણો માટી નંખાવો, પેહુંડાજી,
આજ મારે પગરણજી.
ઓરડા થેપાવો ને ઓસરી લેપાવો,

પરહાડે આંકળી પડાવો પેહુડાજી.
આજ મારે પગરણજી. એક.
સાસુ સંદેશે ને નણદલ કાગળીયે,
દેરાણાં - જેઠાણાંને આપ તેડવા જાઓ પેહુડાજી.
આજ મારે પગરણજી. એક.
સાસુ ખાઈ જશે ને નણદલ લઈ જશે.
દેરાંણા - જેઠાંણાનું કાલ પાસુ આવે પેહુડાજી
આજ મારે પગરણજી. એક.

- હે પહુડા (હે પતિ) આપણે ત્યાં લગન જેવો માંગલિક અવસર છે માટે તમે ગુણો ભરીને માટી નંખાવો, ઓરડાની દીવાલો થેપાવીએ, ઓસરી લિંપાવીએ, પરસાળમાં આંકડીઓની ભાત પડાવીએ. હરખઘેલી નાયિકાના મુખમાં ગીત છે.
- સાસુ-નણંદને કાગળ લખો ને દેરાણી-જેઠાણીને આપણે ખુદ તેડવા જઈ એમાંની માનવસહજ લોભવૃત્તિ દેખાય છે. સાસુ-વહુ ને નણંદ-ભોજાઈના કજિયા - કંકાસનું પ્રતિબિંબ પડે છે. આ બેલડીઓ પરંપરાથી વડછડ કરતી આવી છે.

**૧૬. વરઘોડાનાં ગીતો**

- **ચંચળ ઘોડી**

ચંચળ ઘોડી ચાલતી, મથુરામાંથી આવી,
ઘોડીના પગે ઘૂઘરા, નખે મેંદી મેલાવો.
ઘોડે ચડીને કુંવર વન ગ્યાતા, વનમાં કન્યા
રે દીઠી. ચંચળ.
કન્યા છે કાચનું પૂતળું, કન્યા બાળ કુંવારી,
ઘોડે ચડીને કુંવર ઘેર આવ્યા, કુંવર રિસાઈને બેઠા.
દાદાએ કુંવરને પૂછીયું, કુંવર શીદને રિસાણાય.

ચંચળ.

ઘોડી ચડીને અમે વન જ્યાતા, વનમાં કન્યાએ દીઠી.

કન્યા છે કાચનું પૂતળું, કન્યા બાળ કુંવારી,

કન્યાના દાદાને રીઝવો, ઊંચા મંડપ રોપાવો.

ચંચળ.

મંડપ ચડીને કન્યા જોઈ વળ્યાં, જાનો કઈ બાજુ આવ

આવે ઊંઝા શેરના ગોંદરે, ઉડે અબીલ ગુલાલ.

આગળ કન્યાના સસરા, પાછળ દિયર ને જેઠ.

ચંચળ.

વચમાં વરરાજાની વેલડી, ઉડે અબીલ ગુલાલ.

- ધ્રુવપંક્તિ ચોટદાર છે. મથુરા તે કૃષ્ણની ભુમિ. મથુરાથી ઘોડી આવી છે. ઘોડીનો અસવાર કૃષ્ણ સરીખો વરાગાગી છે તો ઘોડીને ટાપટીપ કરીને શણગારી છે. પગે ઘૂઘરા ને નખે મેંદી મૂકી છે. આવી ઘોડી એ ચઢીને કુંવર વનમાં જાય છે ત્યાં વનમાં કન્યા જુએ છે. તારકમૈત્રી રચાય છે. કન્યા પણ કેવી : કન્યા છે કાચનું પૂતળું, કન્યા બાળકુંવારી ઘેર આવીને દાદાને એ કન્યા પરણાવવા કુંવર વિનવે છે. દાદા કન્યાના દાદાને મળીને લગ્નતિથિ નક્કી કરે છે. જાન આવે છે. કન્યા મંડપ ઉપર ચઢીને આવતી જાનને નિરખે છે.
- આ ઘટના પ્રધાન કૃતિ છે. તેથી કથાગીત : કહી શકાય. લગ્નગીતોમાં પણ ઘટના પ્રધાન કૃતિઓ ગવાય છે.
- આ કથાગીતમાં ચાર અલગ સુંદર ચિત્રો છે.

    ૧. વનમાં સુંદર અને કન્યા વચ્ચે પ્રણય.

    ૨. ઘેર આવીને એ કન્યા પરણવાની દાદા પાસે હઠ.

૩. દાદા કન્યાના દાદાને મળી લગ્નતિથિ નક્કી કરે.

૪. કન્યા આવતી જાનને નિરખે છે તે.

આમ ચાર પ્રસંગચિત્રો આ કથાગીતમાં છે.

- **સુરત શહેરને દરવાજે**

સુરત શેરના દરવાજે ઘોડિડલો ખડે રહે.
શા માટે ભઈ ખડે રહો, દાદા માટે ખડે રહો.
દાદા લાલોભા આવે તો અહીંથી ચાલીએ રે.
નહિતર લાલ દરવાજે તંબુ તાણીએ રે.
સુરત શેરના દરવાજે ઘોડિલો ખડે રહો
શા માટે લઈ ખડે રહો, માતા માટે ખડે રહો
માતા પશીમા આવે તો અહીંથી ચાલીએ રે
નહિતર લાલ દરવાજે તંબુ તાણીએ રે...
સુરત શેરના દરવાજે ઘોડિલો ખડે રહો.
શા માટે ભઈ ખડે રહો, કાકા માટે ખડો રહો.
કાકા પશીભા આવે તો અહીંથી ચાલીએ રે.
નહિતર લાલ દરવાજે તંબુ તાણીએ રે....

- કાકી, ભાઈ, ભાભી વગેરેનાં નામોલ્લેખ સાથે ગીત આગળ ગવાય છે.
- વરઘોડો નીકળે ત્યારે આ ગીત ગવાય છે. વરઘોડો કે જાન વડીલો, સ્વજનો વિના શોભે નહીં. તેમના વિના વરરાજા લગ્ન કરવા જવા તૈયાર નથી.

- **ઘોડીના પગે ઘુઘરા**

ઘોડીના પગે ઘુઘરા, નખે મેંદી મેલાવો
ચંચળ ઘોડી ચાલાગી, મથુરામાંથી આઈ
લાડળી પૂછે વર લાડળ મોખિયાં ચ્યાંથી વહાયાં

અમારા દાદાજીના રાજમાં સોની ભેટો રે આલી.

ઘોડીના.

લાડળી પૂછે વર લાડળા ટુંપિયાં ચ્યાંથી વહાયાં

અમારા દાદાજીના રાજમાં સોની ભેટો આલી.

ઘોડીના.

લાડળી પૂછે વર લાડળા મેંઢળ ચ્યાંથી વહાયાં

અમારા મામાના રાજમાં ડોશીડાએ ભેટો રે આલી.

ઘોડીના.

લાડળી પૂછે વર લાડળા મોજડી ચ્યોંથી વહાઈ.

અમારા દાદાજીના રાજમાં મોચી ભેટો રે આલી.

ઘોડીના.

- ધ્રુવપંક્તિ સુંદર પિતાનો નામોલ્લેખ કયાંય નથી !! લાડલાના કુટુંબીઓની વગ કેટલી મોટી છે. તમામ વસ્તુઓ ભેટમાં આવી છે.

- **કાશીમાં તારો**

કાશીમાં તારો ઉગ્યો મારારાજ,

રહેવાસીમાં આજવા થિયો મારા રાજ

હું તમને પૂછું મારા કનુભઈ વીર,

વેગળી સાસરિયે શીદને હોરી મારા રાજ

દાદાએ ડેરાવી અમે હોફી મારા રાજ,

માતાના પરણાવ્યા અમે પરણ્યા મારારાજ

કાશીમા.

હું તમનં પૂછું મારા કનુભાઈ વીર,

વેગળી સાસરિયો કોને વોરી મારારાજ

કાકાએ હોરાવી અમે હોરી મારા રાજ,

કાકીના પરણાવ્યા અમે પરણ્યા મારારાજ.

કાશીમા.

હું તમનં પૂછું મારા કનુભઈ વીર,

વેગળી સાસરીયો કોને વોરી મારારાજ

વીરોએ હોરાવી અમે હોરી મારારાજ,

ભાભીના પરણાવ્યા અમે પરણ્યા મારારાજ..

કાશીમા.

- ધ્રુવપંક્તિમાંના ‘થિયો’ શબ્દને સ્થાને સૂણ્યો પૂર્યો જેવા શબ્દો પાઠન્તરે ગવાય છે.

- **રાયનો મોરલો**

ચ્યાં ચ્યાંથી આયો રાયનો મોરલો, પાલવ લીલો રે.

ચ્યાં ચ્યાંથી આઈ રાઈની ઢેલ,

મારુડી તારા માથે, પટોળે પાલવ લીલો રે.

ઉગમણથી આયો રાયનો મોરલો, પાલવ લીલો રે.

આથમણથી આઈ રાઈની ઢેલ,

મારુડી તારા માથે, પટોળે પાલવ લીલો રે.

કયા ગામેથી આયો રાયનો મોરલો, પાલવ લીલો રે.

કયા ગામથી આઈ રાઈની ઢેલ,

મારુડી તારા માથે, પટોળે પાલવ લીલો રે.

મકતપુરુથી આયો રાયનો મોરલો, પાલવ લીલો રે.

જેતપુરથી આઈ રાઈની ઢેલ,

મારુડી તારા માથે, પટોળે પાલવ લીલો રે.

કયા ભઈ શણગાર્યા રાયનો મોરલો, પાલવ લીલો રે.

કઈ વેવાણે શણગારી રાઈની ઢેલ,

મારુડી તથા માથે પટોળે પાલવ લીલો રે.

ઈશ્વરભઈ શણગાર્યો રાયનો મોરલો, પાલવ લીલો રે.
રામજીદાઈ શણગારી રાઈની ઢેલ,
મારુડી તારા માથે, પટોળે પાલવ લીલો રે.

- **ઢાળ વિલંબિત**
- મોર (રાયવર) કયા ગામેથી, કઈ દિશાએથી, કોના ઘેરથી, કોણે શણગાર્યો તેનું સૂચન છે તો ઢેલ (કન્યા : લાકડી) કઈ દિશાની, કયા ગામની, કયા ધરતી ને કોણે શણગારી તેનો ઉલ્લેખ છે.
- ધ્રુવપંક્તિ સુંદર છે, જે જ્ઞાતિ આ ગીત ગાય છે તેનો પરંપરાગત પોશાક બંગાળાના ચણિયા, કોરાળાના સાડલા, મદ્રાસીયાના સાડલા ને કમખો છે. આ કોરાળા ને મદ્રાસીયાના સાડલાના છેડા (પાલવ) ભરેલો હોય. એમાં લીલું-પીળું ભરત હોય છે. આ ભરતમાં મોર પણ ભરેલા હોય છે. હવે આવા સાડલા-પાલવ જવલ્લે જ વપરાશમાં રહા છે. આવો સાડલો પહેરીને કન્યા પરણતી હોય ત્યારે તેના માથા ઉપર મોળિયો મૂકવામાં આવે છે
- **કાશીની વાટેં પિંપાળો**

કાશીની વાટીં પેંથળો રે, પેંટાળાના પિતળિયાં પાંન રે,
મહેશભાઈ રણછોડપુરા જોંવ તો પૈણજો.
દાદા વિના શાં બેસણાં રે, માતા વિના શાં માંન રે,
મહેશભાઈ રણછોડપુરા જોવ તો પૈણજો.
કાશી.
કાકા વિના શાં બેસણાં રે, કાકી વિના શાં માંન રે,
મહેશભાઈ રણછોડપુરા જોવ તો પૈણજો.
કાશી.
વીરા વિના શાં બેસણાં રે, ભાભી વિના શાં માંન રે,

મહેશભાઈ રણછોડપુરા જોંવ તો પૈણજો.

કાશી.

મામા વિના શાં બેસણાં રે, મામી વિના શાં માંન રે,

મહેશભાઈ રણછોડપુરા જોંવ તો પૈણજો.

કાશી.

- કાશીને પીંપળો બન્ને પવિત્ર. જે જ્ઞાતિ આ લગ્નગીતો ગાય છે તે જ્ઞાતિમાં પરંપરાગત રીતે વૈશાખ મહિનામાં જ લગ્નો થાય છે. વૈશાખ મહિને પીંપળાના પાન પિત્તળ જેવા પીળા બને છે. લોકની સૂક્ષ્મ નજર કયાં કયાં પહોંચે છે.
- કોઈ કોઈ વાર ધ્રુવપંક્તિમાંથી અર્થ ન પણ મળે, માત્ર શોભા ખાતર જ આવી હોય એમ પણ બને.
- લગ્નમાં દાદા, કાકા, ભાઈ, મામા ન હોય તો જાન ન શોભે. વળી, માતા, કાકી, ભાભી ને મામી વિના વરરાજાને માન પણ કોણ આપે.
- **કાળી કોયલડી**

‘કાળી કોયલડીને સમદર સોવરાવો

આવો રે કોયલબઈ આપણા દેશમાં રે.’

‘દેશ ના જાણું પરદેશ ના જાંણું

કેમ કરી આવું રે આપણા દેશમાં રે.’

‘દેશ પાટણવાળો પરદેશ ચંડાલજ,

તે પૂછી આવો રે આપણા દેશમાં રે.’

કાળી.

‘સસરો ના જાણું સાસુડી ના જાંણું,

કેમ કરી આવું રે આપણા દેશમાં રે.’

‘સસરો મગનભા સાસુડી મેનાંમા

તે પૂછી આવો રે આપણા દેશમાં રે.'
કાળી.
'જેઠ ના જાંણુ જેઠાણી ના જાંણું
કેમ કરી આવું રે આપણા દેશમાં રે.'
જેઠ છગનભાઈ જેઠાણી મંછી વઉ,
તે પૂછી આવો રે આપણા દેશમાં રે.
કાળી.
દિયરના જાંણુ દેરાણીના જાંણું
કેમ કરી આવું રે આપણા દેશમાં રે.
દિયર ઈશોભઈ દેરાણી જેઠી વઉ
તે પૂછી આવો રે આપણા દેશમાં રે.
કાળી.

- કન્યાને કોયલબઈ કહું છે તે નોંધપાત્ર છે. આ પ્રતીક પરંપરાગત રીતે અનેક ગીતોમાં વપરાયું છે. કોયલનો કંઠ મીઠો, કોયલ જેવી મીઠી કન્યાને પોતાને ઘેર આવવાનું ઈજન છે. લગ્ન પૂર્વે વર-કન્યા વચ્ચે ચાલતો મીઠો સંવાદ આ ગીતમાં ગવાયો છે.
- કન્યા, વર પાસે કુટુંબીઓનો પરિચય માગે છે. તો પેલો તેને કુટુંબની માહિતીથી સભર બનાવે છે.
- **સાંઢળી**

સાંઢળી મારી આબુગઢ જઈ આવી રે રાયકા,
ભલે શણગારી સાંઢળી રે.
સાંઢળી મારી કંકુડા લઈ આવી રે રાયકા,
ભલે શણગારી સાંઢળી રે.

ઘેર આપણા ચંચીબેનના વિવાહ કે રાયકા,

ભલે શણગારી સાંઢળી રે.

સાંઢળી મારી સોપારીઓ લઈ આવી રે રાયકા,

ભલે શણગારી સાંઢળી રે.

ઘેર આપણા ચંચીબેનના વિવાહ રે રાયકા,

ભલે શણગારી સાંઢળી રે.

સાંઢળી મારી નાળિયેરો લઈ આવી રે રાયકા,

ભલે શણગારી સાંઢળી રે.

ઘેર આપણા ચંચીબેનના વિવાહ રે રાયકા,

ભલે શણગારી સાંઢળી રે.

સાંઢળી મારી નાળાછડી લઈ આવી રે રાયકા,

ભલે શણગારી સાંઢળી રે.

- સાંઢળી = ઉંટડી, રાયકા = રબારી.

◆ ઘેર લગ્ન પ્રસંગ હોઈ સાંઢળી ઉપર જઈને જુદી-જુદી વસ્તુઓ ખરીદી આવ્યા તેનો ઉલ્લેખ છે. પહેલાના સમયે આવા રોડ-રસ્તાઓ ઉપલબ્ધ ન હોઈ સાંઢ, ઘોડા કે ગાડામાં જઈને વસ્તુઓ ખરીદવા જવું પડતું હતું.

◆ **પીઠીમાં બેઠા**

પીઠીમાં બેઠા વીર તો પારકા કહેવાણા,

પારકા કહેવાણાં વીર તો માતાના વહાલા,

હાથમાં કાંસકળી વીર તો મામાના વહાલા,

માતાના વહાલા વીર તો દાદાના વહાલા.

દાદાના વહાલા વીર તો કાકાના વહાલા,

પીઠીમાં બેઠા વીરતો પારકા કહેવાણા.

- **પડદે રહીને**

પીઠીમાં બેઠાં બની પડદે રહીને બોલ્યાં
કડીશેરના આછા રુડા કડીલાં મંગાવો રાજ.
આજ રે મોટાંના છોરું પીઠીમાં બેઠાં.
પીઠીમાં બેસી સૂરતની સાડીઓ મંગાવો રાજ.
સૂરતની આછી રુડી સાડીઓ મંગાવો રાજ.
આજ રે મોટાનાં છોરું પીઠીમાં બેઠાં.
પીઠીમાં બેસી બેની પડદે રહીને બોલ્યાં.
ઘોઘાશેરથી આછા રુડા ઘૂઘરા મંગાવો રાજ.
આજ રે મોટાંના છોરું પીઠીમાં બેઠાં.

- પીઠીમાં બેઠલ કન્યા કડીશેરથી કંડલાં, સૂરતથી સાડીઓ અને ઘોઘાશેરથી ઘૂઘરા મંગાવે છે.

- **જાન સામા ગામ પહોંચે ત્યારે ગવાતાં ગીતો**

આયાં આયાં સુઢિયા ગામનાં ગોદરાં
ભડકયાં સં કન્યાના દાદા રે.
ના ભડકે ના ભડકે બાવડા.
અમ સાથે ઘઉંના ગાડાં રે.
જોઈએ તો ઉછીના લેજો રે.
ના હોય તો રૂપઈયા દેજો રે. આયાં આયાં.
ના લડકે ના ભડકે બાપડા
અમ સાથે ઘીનાં ગાડાં રે
જોઈએ તો ઉછીના લેજો રે.
ના હોય તો રૂપઈયા દેજો રે.
આયાં આયાં.

ના લડે ના ભડકે બાપડા
અમ સાથે ગોળનાં ગાડાં છે
જોઈએ તો ઉછીના લેજો રે.
ના હોય તો રૂપઈયા દેજો રે.
આયા આયા.

- મોટી જાન જોઈને કન્યાના દાદા ભડકે છે. આટલી મોટી જાનને હું શું ખવડાવીશ. પણ જાનડિયો કહે છે અમારી સાથે ઘઉં, ઘી ને ગોળનાં ગાડાં છે. તમને ઉછીનું આપીશું.
- **ફૂલવાડી**

બાદશાહ ઊતર્યા ફૂલવાડીએ રે,
કયો ભઈ વરરાજા આંબા હેઠ
બાદશાહ ઊતર્યા ફૂલવાડીએ રે,
મહેશભઈ વરરાજા આંબા હેઠ.
લાડળી પૂછે વર લાડળા રે,
તું સોયે લાયો શણગાર.
ટુંપિયા લાયાને મગમાળા લાવશું રે,
લોકિટ વસાવે કન્યાનો બાપ.

- ગીત શણગારના નામોલ્લેખ સાથે આગળ ગવાય છે.
- ધ્રુવપંક્તિ સરસ છે. સામા ગામે જાન પહોંચી ગઈ છે. ત્યાં પાદરની ફૂલવાડીએ આંબા હેઠ જાન બેઠી છે, તેનું ચિત્રણ છે. વર-કન્યા વચ્ચેનો આભૂષણો માટેનો સંવાદ છે.

- વરપક્ષ કન્યા માટે કયા-કયા દાગીના લાવ્યો છે અને બાકીના દાગીના કન્યાના પિતાએ ઘડાવાના રહશે. કદાચ પહેલાના સમયે ગીતના માધ્યમ દ્વારા સામા વેવાઈને અમે આ ઘડાવ્યું છે ને આ બાકી છે તેવું કહેવાતું હશે.

**૧૭. જમવા જવાનાં ગીતો**

- **જયદેવ જયદેવ**

બિલિયા ગોમમાં ખાડી ખૈયા, અમથી કેમ ચલાય
જયદેવ..જય..દેવ
અમે ચાલીશું જમ તમ કરી, પણ વરરાજા ગભરોંય
જયદેવ..જય..દેવ
બિલિયા ગામમાં ખારાં પાણી, અમથી કેમ પીવાય
જયદેવ..જય..દેવ
અમે તો પીશું જમતમ કરી, પણ વરરાજા ગભરોંય
જયદેવ..જય..દેવ

- જાનને ઉતારો આપ્યો હોય ત્યાંથી જમવા જવાના સ્થળ સુધી જાનડિયો ગીતો ગાતી ગાતી જતી હોય છે. આ જાનડિયોની સાથે વરરાજા પણ જમવા જતા હોય છે. વરરાજાની ઉપર 'છતરપછેડો' બે જણ કે ચાર જણ પકડી રાખે છે. જાન પહેલા ત્રણ દિવસ રોકાતી. તે સમયે જાન જે દિવસે કન્યાના ગામે પહોંચે ત્યારે વરરાજાને ઉતારાના સ્થળે 'ચલાહું' આપવા જવાતું. વરરાજા ઉતારાના સ્થળે જ જમતા. 'ચલાહું' આપવા આવનાર કન્યા પક્ષની સ્ત્રીઓ પણ ગીતો ગાતી ગાતી આવે અને જાય. જયારે વર-કન્યાના લગ્ન થઈ જાય અને જાન એકાદ દિવસ કે બે દિવસ રોકાય ત્યારે વરરાજાને જાનૈયાઓની સાથે જમવા જવાનો રિવાજ છે અને પાછળ જાનડિયો ગીતો ગાતી ગાતી જતી.
- 'જયદેવ જયદેવ' એ વ્યંગાત્મક રીતે કહેવાયું છે.

◆ **અમર રહેજો નામ**

સોએ આંબાને સો એ આંબલી
બસો બીજોરું ઝાડ, જાડેજા આંકળા,
તમારું અમ્મર રહેજો નોમ.
પિત્તળ લોટા જળ ભર્યાં, તમે દાતણ,
ડોળ તેરા જાવ, જાડેજા આંકળા.
તમ્મારું અમ્મર રહેજો નોમ.
તાંબા તે કુંડીઓ જળે ભરી, તમે ઝીલણ
ઝીલતેરા જોંવ, જાડેજા આંકળા
તમારું અમ્મર રહેજો નોમ
ઝીલણ ઝીલીશું સાંમા માંડવે અમારા
જાનૈયા ખોટીના થાય, જાડેજા આંકળા
તમારું અમ્મર રહેજો નોમ.
સોએ.
રાંધી રસોઈઓ થાળ ભરી, તમે ભોજન
જમતેરા જૌવ, જાડેજા આંકળા
તમારું અમ્મર રહેજો નોમ.
ભોજન જમીશું સામા માંડવે, અમારા
જાનૈયા ખોટી ના થાય, જાડેજા આંકળા
તમારું અમ્મર રહેજો નામ.
સૌએ.
લવીંગ સોપારી ને એલચી, તમે મુખવાસ
કરતેરા જોંવ, જાડેજા આંકળા,
તમારું અમ્મર રહેજો નોમ.

મુખવાસ કરીશું સોમાં માંડવે, અમારા
જાનૈયા ખોટી ના થાય, જાડેજા આંકળા.
તમારું અમ્મર રહેજો નોમ. સૌએ.
સાગ સિસમના ઢોલિયા, તમે પોઢાણ
પોઢતેરા જોંવ, જાડેજા આંકળા
તમારું અમ્મર રહેજો નોમ.
પોઢણ પોઢિષું સોમા માંડવે, અમારા
જાનૈયા ખોટી ના થાય, જાડેજા આંકળા.
તમારું અમ્મર રહેજો નોમ.
સૌએ.

- ધ્રુવપંક્તિમાં વનશ્રીનું સૌદર્ય છે. વનની શોભા વર્ણવવા મધ્યકાલીન સાહિત્યમાં આવી નિયત શાબ્દીઓ હતી. પ્રેમાનંદ, નાકર, વીરસિંહ, કર્મણ જેવાઓ આ રીતે વનનું સૌદર્ય વર્ણવ્યું છે. વનમાં કોઈ વરરાજાને દાતણ, ઝીલણ, ભોજન, મુખવાસ અને પોઢણ માટે રોકે છે પણ વરરાજા તો સામા માંડવે જઈને જે આળ સેવાઓ લેવા માગે છે. સંવાદ પરંપરાગત ઢબનો જ છે.

**૧૮ લગ્નમંડપમાં જતી વખતનાં ગીતો**

- **છત્રીસ બેડા**

છત્રીસ બેડાં બાર બુઝારાં,
એ ઘેર પૈણવા જાજો વીરા.
આંગળા ઘોડી ઘરમાં છોડી,
એ ઘેર પૈણવા જાજો વીરા
દાદા જેવા સસરો હોય તો,
એ ઘેર પૈણવા જાજો વીરા.

માતા જેવા સાસુ હોય તો,
એ ઘેર પૈણવા જાજો વીરા.
ભાઈ જેવા દિયર હોય તો,
એ ઘેર પૈણવા જાજો વીરા.
બેન જેવી સાળી હોય તો,
એ ઘેર પૈણવા જાજો વીરા.

- ગીતો આરંભ ઉત્તમ એન ધ્વનિસભર છે.
- છત્રીસ બેડા ને બાર બુઝારા હોય એ ઘેર પરણવા જવાની શીખ બેન 'વીર' ને આપે છે. એમાં ઊંડું રહસ્ય છે. જે ઘેર છત્રીસ બેડા ને બાર બુઝારા હોય તે ઘેર બાર વહુવારું પરણીને આવી હોય. અર્થાત્ એ કુટુંબમાં બાર દીકરા હોય. (જે પાટીદાર જ્ઞાતિ આ ગીત ગાય છે તેમાં કન્યાને મામા તરફથી ત્રણ તાંબાના બેડા ને એક બુઝારું આપવામાં આવે છે. જેને પુરાંત કહે છે.) અહીં આ ગીતનો ભાવ કાંઈ આવે છે. જે બાર ભાઈની બહેન હોય તેવી કન્યા પરણી લાવો તો દહેજ વધુ મળે, ખેતી કામમાં અને આપત્તિ સમયે આ બધા સાળાઓની મદદ પણ મળી રહે. માનવસહજ લોભવૃત્તિ તો આદિકાળેથી ચાલી આવે છે. તેનો આ દાર્શનિક પુરાવો છે.
- આંગણે ઘોડી એ સમૃદ્ધિ સૂચક છે. આપણા જેવું આદર્શ કુટુંબ હોય તો ત્યાં પરણવા જજો તેવું સૂચન છે. દાદા જેવા સસરા, માતા જેવી સાસુ, ભાઈ જેવાં દિયર, બેન જેવી સાળી એ અહીં સગું બરાબરનું હોવાનું સૂચન કરે છે અને તો એ સગું ટકે ને હેતભાવ પણ રહે.

**૧૯ મામેરાનાં ગીતો**

- **ચાંદલિયો ઉગ્યો**

માડીના ચાંદલિયો ઉગ્યો નં હઈણ્યો આથમી રે
માડીના કયાં લગણ જોઉ તમારી વાટ રે,

મામેરા વેળા વહી જશે રે.
બેની મણિયારીને હાટે ઘોડલો હલકી રહો રે.
બેની ચૂડીલાં વસાવતાં લાગી વાર રે.
મામેરા વેળા હવં થશે રે. માડીના.
બેની સોનીડાની હાટે ઘોડેલો હલકી રહો રે.
બેની ઝૂમણા વસાવતાં લાગી વાર રે.
મામેરા વેળા હવં થશે રે.
માડીના.

- મામા ભાણીના મામેરામાં પુરત (પુરત એટલે તાંબાના ત્રણ બેડા, બુઝારું, લોટો, થાળી અને વાડકો) હાથીદાંતના ચૂડલા, પાનેતર, ટંક (પેટી) સોનાના દાગીના, ટંકમાં મૂકવાની જુદી જુદી વસ્તુઓ અને ચંપલ એટલું તો અચૂક લાવે જ છે. ઉપરાંત ઘરના અને સમગ્ર પાંચ કે દશ કુટુંબોના સભ્યોને કપડા અને પહેરામણી કરે છે. દૂરના કુટુંબીઓને પાઘડી ધોતિયું અને સાડલા પહેરામણીમાં આપવા પડે છે.
- ગીતમાં ચંદ્ર ઉગ્યો ને હઈણ્યો (હરણી નક્ષત્ર) આથમ્યું. હરણી નક્ષત્ર શિયાળામાં વહેલા પરોઢે આથમે છે. જયારે ઉનાળામાં વૈશાખ સુદ ત્રીજ (અખાત્રીજ) ના દિવસે જ ચંદ્ર ઊગે ને અઈણ્યો આથમે તેવી ઘટના ઘટે છે.
- આ ગીત જે જ્ઞાતિનું છે તે જ્ઞાતિ પરંપરાગત રીતે (આજથી ૧૦૦ વર્ષ પૂર્વે અખાત્રીજના દિવસે જ લગ્નોત્સવ મનાવતી અને તે પણ દર બાર વર્ષે જ અખાત્રીજે લગ્નોત્સવ યોજાતો. ઊંઝા ઊમિયા માતાજીના મંદિરે આખા ખીજડાનો માણેકસ્થંભ રોપાતો. જેમના ઘેર લગ્ન હોય તેમણે માણેકસ્થંભ રોપવાની જરૂર જ નહી ! ગુજરાત અને મધ્યપ્રદેશની સમગ્ર કડવા પાટીદાર જ્ઞાતિમાં લગભગ પ્રત્યેક ઘેર લગ્નો હોય. જે ઘેર જાન ગઈ હોય તે ઘરેથી પણ દીકર પરણવા ગયો હોય ! જાનમાં

આવેલી જાનડિયો ઘરનું કામકાજ કરતી. આ દિવસે ૪૫ દિવસ ના બાળકને પણ પરણાવી દેવાતો.

- રાત્રે કામકાજથી પરવારી મામેરું ભરવામાં આવતું અને ત્યારબાદ મુર્હત પ્રમાણે મંગળફેરા ફેરવવામાં આવતા હતા.
- ગીત કન્યાની માતાના મુખમાં છે.
- અહીં મામાની રાહ જોવાય છે. મામેરું ભરવાની વેળા વહી રહી છે પણ મામા મણિયારી પાસે ચુડલા, સોનીડા પાસે ઝૂંમણા, ડોશીડા પાસે ચુંદડી વસાવે છે માટે વાર લાગી છે.
- **ચોરાશીનું ચાડું**

  નવ રે નગરના લવારો મને દીવડો ઘડી આલે
  દિવડો ઘડે લાંબા લાંગનો, એ તો ચોરાશીનું ચાડું.
  દિવડો મેલે સાંમા માંડવે ચારે દેશે અજવાળું
  આવતા વેવાઈએ પૂછીયું, દીવડો કને મોકલિયો નવ રે.
  અમારા મહેશભાઈના મોસાળે ઈમના મોંમ મોકલીએ.
  ધન રે મોમા તમારી સત્યો નં ભાંણેજ હરખે પરણાવો. નવ રે.

- પહેલા દિવડા ‘ચાડા’ ઉપર મૂકવામાં આવતા. આજે ‘ચાડા’ વપરાશમાં રહ્યા નથી. ચાડા અનેક પ્રકારના જોવા મળે છે. ઘરના વચ્ચેના ખંડના બારણે ચાડુ મુકાતું જે ઘરના એક ખંડમાં પ્રકાશની જરૂર હોય ત્યારે તે ખંડ તરફ ફેરવવામાં આવે જયારે બીજા ખંડમાં પ્રકાશની જરૂર હોય ત્યારે તે ખંડ તરફ ફેરવવામાં આવતું. બન્ને ખંડમાં પ્રકાશની જરૂર હોય ત્યારે મધ્યમમાં રાખવામાં આવતું. કેટલાક ચાડા દીવાલમાં કે બારાગામાં જુડી દેવામાં આવતા. જે સ્થિર રહે. ત્યાં કોડિયામાં દિવેલ ભરીને દીવો કરવામાં આવતો. કેટલાક ચાડા લાકડાના સ્ટેન્ડ ઉપર ઊંચાનીંચા થઈ શકે તે રીતે

બનાવવામાં આવતા. લાકડાના સ્ટેન્ડ ઉપર ખાંચા પાડેલા હોય તેમાં ચાડુ જે ઊંચાઈએ ગોઠવવું હોય તે ખાંચામાં ભરાવવામાં આવતું. ચાડામાં દિવડો મુકાતો. તેમાં દિવેલનો જ મોટો ભાગે ઉપયોગ થતો હતો. કયારેક કયારેક કપાસીયા મૂકીને પણ દિવડો કરવામાં આવતો.

- ગીતમાં ગવાયેલું ચાડુ 'ચોરાશી' નું છે. ચોરાશી ઈંચ (સાત ફૂટ ઊંચું) છે. આવા ચાડા ઉપર મૂકેલા દિવડાને કારણે ચાર દેશે (ચારે દિશાએ) પ્રકાશ રેલાયો છે. લગ્નમાં ચાડુ મામા ઘડાવી લાવતા. લગ્નમંડપમાં મુકાતા. દિવામાં શુદ્ધ ઘીનો ઉપયોગ હતો. ચાડાના દિવડામાં પણ ઘી પૂરવામાં આવતું. અહીં ભાણેજને પરણાવવાનો મામાનો ઉમંગ અને હર્ષ ગવાયો છે. મામાએ ઘડાવેલો દિવડો ચર્ચાનો વિષય બન્યો છે ને ગીતમાં ગવાયો છે.

**૨૦ લગ્નમંડપનાં ગીતો**

- **ભર રે જોબનિયામાં**

ભઈ રે જોબનિયામાં બેઠા મગનભઈ,
દાદાએ હસીને બોલાવીઆ.
કેમ રે દીકરા તમારા દિલડા દુલાણા,
કેમ રે આંખોમાં આંસુ આવીયાં. ભર રે.
નથી રે દાદા અમારા દલડાં દુભાણાં,
નથી રે આંસ્યોમાં આંસુ આવીયાં. ભર રે.
એક ઊંચી તે કન્યા ના જોશો હો દાદા
ઊંચી તે નીચાં તોરણ તોડશે. ભર રે.
એક કાળી તે કન્યા ના જોશો હો દાદ
કાળી તે કુટુંબ લજવશે ભર રે.
એક ગોરી તે કન્યાના જોશો હો દાદા

ગોરી ને નિત નજરો લાગશે. ભર રે.

- અલગ અગ ૩૪ શબ્દમાં ૧૨ પંક્તિનું ગીત તૈયાર. નિયત શાબ્દીનો સિદ્ધાંત...
- વરરાજા ઊંચી, કાળી ને ગોરી કન્યા પસંદ કરતો નથી. તેની પસંદગી કઈ કન્યા પર છે તે આધાર રહે છે !! પસંદગી માટે વર અને દાદા વચ્ચેનો સંવાદ નોંધપાત્ર છે. પિતા પરંપરા પ્રમાણે ગેરહાજર.
- **ટોડલે ટહુકે મોર**

ટોડલે ટહુકે છે મોર માંડવે વાગે છે ઢોલ
ઝાઝા ઝટ રે ગીતાબેન કાગળ મોકલે
ઘડીએક વેલા પરણીશ, ઘડીએક મોડા પરણીશ
તમારા અભણ દીકરાને બેન મારા નઈ પરણે ટોડલે.
ઘડીએક વેલા પરણીશ, ઘડીએક મોડા પરણીશ
તમારા કાળા છોકરાને બેન મારા નઈ પરણેડ ટોડલે.

- ધ્રુવપંક્તિનું ચિત્ર લગ્નોત્સવનું છે. કન્યા પરણવા ઉત્સુક હોવાથી જ ઝાઝા ને ઝટ કાગળ મોકલે છે. પણ કન્યા અભણ, કાળા ને નીચા છોકરાને પસંદ કરતી નથી. અહીં કન્યા વળી તેની સૈયરોને જવાબ આપે છે. કન્યા તો કહે છે વહેલા પરણાય કે મોડા પરણાય મને કોઈ ઉચાટ નથી પણ આવા અભણ, કાળાને ને નીચાની સાથે તો નહીં પરણું.

**૨૧ કન્યા વિદાયનાં ગીતો**

- **મોટાનાં દીકરી**

દીકરી મોટાનાં હોય તો રૂડું કેવરાવજો
દીકરી નથી આપણા મોટા ઘરની રીત રે
ગધ્ધીનો છૈયો ગરજે આયો રે
દીકરી સસરાજીને દાદા કહીને બોલાવજો રે.

દીકરી સાસુજીને માતા કહી બોલાવજો રે
દીકરી નથી આપણા મોટા ઘરની રીત રે
ગધ્ધીનો છૈયો ગરજે આયો રે.
દીકરી કાકાજીને કાકા કહી બોલાવજો રે
દીકરી કાકીજીને કાકા કહી બોલાવજો રે
દીકરી નથી આપણા મોટા ઘરની રીત રે
ગધ્ધીનો છૈયો ગરજે આયો રે

- વિદાય થતી કન્યાને રૂડું કેવડાવાવની શીખ છે. સાસુ-સસરા સાથે અને ઘરની રીતભાત સાથે અનુકૂલન સાધવાની શીખ છે.

- **કાળી કોયલડી**

કાળી રે કોયલડી તમે, વનવગડે કેમ રેશો રે
ગોરા રે માર શાંતાબેન તમે સાસરિયે કેમ રેશો રે.
મેઢીએ બેઠાં હાર પરોવીશું, વીરા વાટો જોઈશું રે.
ઘોડીલાંની પણજી વાગી રે, કયો ભઈ આયા રે. કાળી.

- અપૂર્ણ, કન્યાને કાળી કોયલ કહી છે તે નોંધપાત્ર છે. સાસરે કેવી રીતે રહેશો ? તો કન્યા પોતાને તોડવા આવનાર વીરની વાટ જોતાં મઢીએ બેસી હાર પરોવી સમય ગાળવાનું કહે છે.

## ૨.૫ ચંપાની કળીઓમાં કસ્તુરી :

ડૉ. અમૃત પટેલની કલમેથી લોકસાહીત્યનાં ઘણાં સંપાદનો મળયા છે. જે પૈકી “ ચંપાની કળીઓમાં કસ્તુરી” માં તેઓએ લોકવિદ્યાથી માંડીને લોકગીતનું સ્વરૂપ, એના વિવિધ પ્રકાર, ધ્રુવ પંક્તિની દ્રષ્ટિએ, પાઠની દ્રષ્ટિએ સામાજીક સંદર્ભની તથા ભાષાકીય દ્રષ્ટિએ લોકગીતના સ્વરૂપ પર સારો ગહન અને સહુ

પ્રથમ વાર ગુજરાતી લોકસાહીત્યના ઈતિહાસમાં લોકગીત સ્વરૂપની ચર્ચા કરતું આ સહુ પ્રથમ સ્વતંત્ર પુસ્તક છે. ઐતિહાસિક સંશોધન ગ્રંથ છે.

લોકગીતનો વિપુલ ફાલ, એના અસંખ્ય વિષયો અને પ્રકારો હોઈ એના વર્ગીકરણનું કામ કપરૂ હોય છે. જે પારપાડવાનો નોંધપાત્ર પ્રયાસ અહી સંપાદકશ્રીએ કર્યો છે. તેમણે અહી લોકગીતના પ્રકારોની ચર્ચા કરતા રણજિતરામ મહેતા, ઝવેરચંદ મેઘાણી, ખોડીદાસ પરમાર વગેરે લોકસાહિત્યનાં ઉત્તમ અભ્યાસીઓના હવાલા આપીને લોકગીતના વિવિધ પ્રકારોની શાસ્ત્રીય છણાવટ કરી છે. સ્ત્રીઓનાં તો અસંખ્ય લોકગીતો છે જ. પરંતુ પુરૂષસમુહમાં કે સમાજમાં ગવાતાં

ભવાઈ, સલોકા, હુડા, દુહા વગેરેની પણ અહી રસપ્રદ છ્ણાવટ થઈ છે. એમણે આ લોકગીતોના મુખ્ય આઠ પ્રકાર પાડ્યા છે. જેમાં દેશ, જાતિ, વય, લિંગ, ધર્મ, માનવકલા,ઋતુ વગેરે સાત પ્રકાર ઉપ્રાંત લોકગીતના સ્વરૂપ પર આધારિત આઠમાં પ્રકારમાં લોકોર્મિગીતો.

Folk lyrics થી માંડીને લોક મહા કાવ્ય

Folk Epic સુધીના પ્રકારોનો સમાવેશ થાય છે. આ મુખ્ય પ્રકારોનો સમાવેશ થાય છે. આ મુખ્ય પ્રકારોના પણ કેવા હોઈ શકે એનું પણ અહી સંદષ્ટાંત સ્પષ્ટ કર્યું છે.

નવ લેખના અને એકસો પિસ્તાળીસ પેજના આ સંપાદનના ચતુર્થ લેખ ‘‘કથાગીતઃ ગીતકાથા સ્વરૂપ વિચાર’’ માં તેમણે લોકગીતના આ પેટા પ્રકાર પર પણ ઉત્તમ પ્રકાશ પાડ્યો છે. અંગ્રેજીમાં જેને Balled કહે છે તેને આપણે કથાગીત કે રાસડો કહીએ છીએ. એમાં કથા- પ્રસંગ મુખ્ય હોય છે. બીજે ક્રમે સંગીત આવે છે. આ પ્રકારનાંસામાન્ય અને વિશિષ્ઠ લક્ષણો સંપાદકે અહી ચર્ચ્યા છે. ખંડકાવ્યથી એ કઈ રીતે  અલગ તરી આવે છે. તે ચર્ચી સંપાદકે તેને ‘‘ કથાના અંશોવાળું ગીત’’ કહીને ઓળખાવ્યું છે. આ પદ્ય પ્રકારને તેમણે ગદ્યરચના નવલિકા સાથે સરખાવ્યો છે. આમ છતાં આ બન્ને વચ્ચેની વિસંવાદિતા

પણ સ્પષ્ટ કરી છે. નવલીકા ગદ્યને તો રાસ-ડો પદ્યનો પ્રકાર છે. નવલીકા નાટ્યાનુક્રમે લખી શકાય પણ ગીત કથા – કથાગીતમાં કાલાનુક્રમ મુજબ ગતિ જોવા મળે છે. એટલું જ નહિ એનો અંત પણ મોટે ભાગે કરૂણ હોય છે.

મધ્યકાલીન પદ્યવાર્તાઓ કે આખ્યાનોમાં પાત્રોનાં રૂપવર્ણનો રૂઢી મુજબ રૂઢ મળે છે

તેમ કથાગીતમાં પણ કેટલાક ઘટકોમાં સમાનતા-રૂઢતા જોઈ શકાય. દા.ત., પાત્રનું ઘર શોધે છે તે અંગે લગભગ સમાન નિરૂપણ જોવા મળે છે.

સંપાદકે અહી કેટલાક સામાજિક Balled પદેશ ભેદ, જાતિભેદ વગેરેને લીધે એમાં બદલાતાં શબ્દોનો ઉલ્લેખ કરી ભાષાવિજ્ઞાનની દ્રષ્ટિએ પણ તેમની ચકાસણી કરી છે જે આસ્વાધ છે.

તો પંચમલેખ '' કંઠસ્થ ઋતુગીત સ્વરૂપ ચર્ચા'' માં સંપાદકશ્રીએ ઋતુગીતો શી રીતે અને શા માટે અસ્તિત્વમાં આવ્યા હશે, એની પ્રાપ્તિના સ્ત્રોતો કયા હશે? વગેરે અંગે આ ગીતોના વિવિધ પ્રકારો અંગે પણ વિશદ સમજ આપી છે.

ઋતુગીતનો લોકપ્રિય પ્રકાર ''બારમાસી'' અંગે અહી વિશદ ચર્ચા છે. નારીની વિરહ વ્યથાને રજૂ કરતા આ કાવ્યપ્રકારમાં વિપ્રલંભ શૃંગારનું ગાન છે. વિવિધ કારણોસર એ સમયે નારીને પતિનો વિયોગ સહેવો પડતો. આવી નારીના હ્યદય ના વિવિધ માનોભાવો આ પ્રકારનાં કાવ્યોમાં કેવી રીતે રજૂ થયા છે. એનું રસપ્રદ નિરૂપણ અહી છે. આ કાવ્યપ્રકારની એનાં લક્ષણો સહિતની સદ્રષ્ટાત સમજ અહી છે. ફાગણ માસમાં ગવાયેલ હોળીના ઉત્સવના ગીતમાં નાયિકા કહે છે.

'મહીંની લૂંટ' રચનામાં વિવિધ માતાનાં નામોને મુખવાસ, ઝીલણ ઝીલવા, પોઢણ પોઢવા, ભોજન કરવા આમંત્રે છે. આ રચના લયબદ્ધ નથી. અહીં અંબે માને સંદેશો હોય અને કૃષ્ણ વિષયક મહીંની લૂંટ શબ્દપ્રયોગ ભેળસેળ થયો છે. કચ્છના રણમાં મહીં લૂંટવાની વાત, વગેરે પરસ્પર તાલમેલિયું લાગે છે કે આ ગીત લોકગીતના હોય એમ લાગે છે. છતાં

આ પ્રદેશમાં લોક પ્રચલિત બન્યું છે અને લોકમુખે સાંભળ્યું હોવાથી અહીં મુકાયું છે. અહીં લોકગીતનો ઢાળ અને વસ્તુનો અભાવ જોવા મળે છે.

તદુપરાંત રામાપીર, ગોપીચંદ વગેરેને લગતાં ગીતોનો પણ અહીં સમાવેશ થયો છે. (૪૩ થી ૫૭) સુધીની રચનાઓમાં જુની પરંપરાઓ નો ઉપયોગ કરી નવાં ગીત બનાવી રામદેવપીરની આરાધના, ગોપીચંદની ભક્તિમાં ભળી જવાની વાત કરી છે. માધવજી, રઘુનાથના શ્યામજી, પતિ કે વીરાના આગમનથી થતા આનંદ ઉલ્લાસને અભિવ્યક્ત કરતાં ગીતોનો અહીં સમાવેશ કરવામાં આવેલ છે તો કયારેક શુકન-અપશુકનની પરંપરાને પણ વણી લેવામાં આવી છે. પરંપરાગત ઢાળનાં જૂનાં અને અર્વાચીન ગીતો મળે છે.

# પ્રકરણ – ૩
# અમૃત પટેલના લોકકથાના સંપાદન

## ● લોકકથા સાહિત્ય સ્વરૂપ :

લોકકથા એ લોક સાહિત્યનું વિશિષ્ટ અંગ છે. લોકકથાનું બીજ વદે અને ઉપનિપદોના ઉપાખ્યાનોમાં સંપડે છે. લોકવાર્તા કહેવાની પરંપરા ભારત અને ગુજરાતમાં પ્રાચીન કાળથી ચાલી આવી છે. ભગવાન બુદ્ધ દરરોજ સાંજે શ્રમણ ભિક્ષુઓને ભેગા કરીને જાતકોની કથાઓ કહેતા. ભારતવર્ષના તીર્થાટને નિકળેલા ઋષિમુનિઓ જ્યાં વિશ્રામ લેવા રોકાતા ત્યાં ધાર્મિક વાર્તાઓનો વિનિમય કરતા. સમુદ્ર કાંઠે કે મોટા શહેરોમાં જ્યાં વેપારી મથક હોય ત્યાં દુર દેશાવરના વેપારીઓ ભેગા થતા અને ચતુરાઈની ડહાપણાની, ઠગની, આશિષ્ક-માશૂકની મંત્ર-તંત્ર ચમત્કારોની, સાહસની વાતો કહેતા. પ્રાચીનકાળમાં રાજપુત્રોને કથાઓ કહેતા માટે વિદ્ધન પંડિતો રાખવામાં આવતા. રાજ્યના વિદુષકો, વાણિયાની ચતુરાઈની, ઠગલોકોની પ્રયુક્તિઓની અને નારી સ્વભાવ વિશેની કથાઓ કહેતા.

વૃદ્ધ દાદા-દાદીઓ વાળુ પાણીમાંથી પરવારીને રાત-વરતના બાળકોને વારતાઓ કહેતા. ગામડાઓમાં બ્રાહ્મણો વાર-તહેવારે વરત-વરતોલની વાર્તાઓ કહેતા. આ ઉપરાંત ભાટ, ચારણ, બારોટ, તુરી, કથાકાર વગેરે પણ લોકકથાઓ કહેતા. આ લોકકથાઓને ભારતની અને વિદેશીભાષાઓમાં જુદા-જુદા નામાભિધાન મળેલા છે. જેમ કે, સ્વીડનમાં Saga, રશિયામાં Skazka, અંગ્રેજીમાં Folk Tale, સંસ્કૃતમાં કથા, હિન્દીમાં લોકકથા, મરાઠીમાં ગોષ્ઠી, તેમ ગુજરાતીમાં તેને લોકવાર્તા કે લોકકથાના નામથી ઓળખવામાં આવે છે.

આ બધા શબ્દોની વ્યુત્પતિ તપાસતાં એક હકીકત સ્પષ્ટ પણે દેખાઈ આવે છે કે વિભિન્ન ભાષાઓના શબ્દોના મૂળમાં ( પ્રાકૃત कथ् કહેવું)નો અર્થ રહેલો છે. કહેવું એટલે માંડીને કહેવું, વાત કહેવી, અર્થાત કહેવાનો અર્થ રહેલો છે.

- **લોકકથા (**Folk Tale**)**

લોકકથા જગવિખ્યાત વિદ્વાન સ્ટિવ થોમ્સનને મતે વિભિન્ન પ્રકારની લોકકથાનાં બાહ્ય સ્વરૂપોને નિર્દેશી સમાવી શકે એવી અર્થવ્યાપ્તિવાળો શબ્દ છે. Tale આદિમાનવ નિર્મિત પુરાકલ્પન કથાથી માંડીને ચોકઠાપટ્ટીમાં બંધાતી એરેબિયન નાઈટ્સ જેવી અથવા બહાર વટીયા કે શૂરવીરોની અર્ધઐતિહાસિક અર્ધકલ્પિત કથાઓ સુધીની કથાઓ માટે એક જ શબ્દ પ્રયોજી શકાય એવો હોય તો તે Tale ચોક્કસ કોઈ કથા ચોક્કસ સ્વરૂપના ચોકઠામાં બેસે તેની પિંજણમાંથી ઉગારે છે. એ શબ્દ Tale.

સાહિત્યાંભિવ્યક્તિના કોઈપણ વૈશ્વિક સ્વરૂપ જેટલું એ પણ વિશ્વવ્યાપી છે. કોઈ દેશ એવો નથી. કોઈ લોક એવા નથી. કોઈ સંસ્કૃતિ એવી નથી, કોઈ ભાષા કે બોલી એવી નથી, જેમાં પોતાની આગવી કથાઓ ન હોય. કથાવસ્તુના ને એની રજૂઆત તુલનાત્મક દ્રષ્ટિએ અભ્યાસો થાય છતાં કહેનારે કથા આગવા રૂપની રહેવાની. એના સ્વરૂપ વૈવિધ્યનો કોઈ પાર નથી.

- **લોકકથાનાં લક્ષણો :**

લોકકથાને હકીકતમાં કોઈ અફર સ્વરૂપ હોતું નથી. તે કોઈ નિશ્રિત ચોકઠામાં ગોઠવાઈ જતું નથી. સમયે-સમયે પ્રદેશે-પ્રદેશ તેનું સ્વરૂપ બદલાતું રહે છે. શ્રી લીન્ડો ડેધ જણાવે છે કે લોકકથા બદલાતી રહે, કહેવાતી રહે, વહેતી રહે,

છતાં લોકકથાનાં કેટલાંક સામાન્ય લક્ષણો વિખ્યાત લોકકથાશાસ્ત્રજ્ઞ શ્રી સ્ટીથ થોમ્પ્સને કારવ્યાં છે. તે જોઈએ.

- લોકકથા કહેવા સાંભળવા માટે કથન પ્રધાનતા એનું પહેલું લક્ષણ છે.
- એ કોઈ ઘટના કે પ્રસંગ એને અનુરૂપ પાત્રાદિની બનેલી હોય છે.
- એ ઘટના, પ્રસંગ, પાત્રાદિ કલ્પિત હોય, ઐતિહાસિક હોય કે અર્ધઐતિહાસિક હોય પણ લોકકથા થવા માટે તે પરંપરાગત હોય તે જરૂરી છે.
- એ કંઠોપકંઠ વહે છે. એમાં મૌલિકતા ન હોય. રજૂઆતમાં નવિનતા હોય, વૈવિધ્ય હોય
- જમાને-જમાને તે સુધારા-વધારા પામે છે. તેથી તેમાં પાઠાંતર કે પાછભેદ હોય છે. પરંતુ મુખ્ય ઘટનાબીજ (Motif) બદલાતું નથી.

● **લોકકથાનું વર્ગીકરણ :**

આપણે ત્યાં લોકકથા સદર્ભે પાયાનું કામ કરનાર વિદ્ધાનો દિનેશચંદ્ર સેન, ઝવેરચંદ મેધાણી, ડૉ. દુગાભાઈ ભગવતે, ડૉ. શ્રી ચંદ્ર જૈન, પુષ્કર ચંદર વાકર વગેરેએ લોકકથાનું વર્ગીકરણ પશ્ચિમના એડ મન્સન સ્ટિથ થોમ્પ્સન, રિચર્ડ ડોર્સન વગેરેને ખ્યાલમાં રાખીને અહીં લોકકથાના પ્રકારો દર્શાવ્યા છે. બંગાળી વિદ્ધાન ડૉ. દિનેશચંદ્ર સેને લોકકથાના ચાર પ્રકાર બતાવ્યા છે. જે ભારતીય લોકકથાની દ્રષ્ટિએ અગત્યના ગણાય છે.

૧. રૂપકથા
૨. હાસ્યકથા
૩. વ્રતકથા
૪. ગીતકથા

● **ઉત્તર ગુજરાત ભૌગોલિક પરિપ્રેક્ષ્યમાં :**

ઉત્તર ગુજરાતના લોકગીતો અને વનવાસી પ્રજાનું સાહિત્ય અભ્યાસનો વિષય બને એ માટે મૈસુરની સેન્ટ્રલ ઈન્સ્ટિટયુટ ઓફ ઈન્ડિયન લેંગ્વેજીસના ઉપક્રમે

ડૉ. જવાહલાલ હાંડુની ઉપસ્થિતિમાં કાર્યશાળા યોજી. ઉત્તર ગુજરાતની લોકકથા વિષયે બહુ ઊંડાણથી અભ્યાસ પણ આરંભાયેલો. એ નિર્મિત એક સંપાદન ઉત્તર ગુજરાતની એકવીસ લોકકથાઓ પ્રકાશન માટે તૈયાર કરી. આ બધી કથાઓના વિગતે અભ્યાસ માટે અમૃત પટેલનો સહયોગ મળતો. એમની કોલેજમાં પરિસંવાદ યોજીને અભ્યાસીઓ દ્વારા ભારે વિગતથી પોતાના સર્વેક્ષણ આધારિત અને અધ્યપન મંડિત અભ્યાસલેખો તૈયાર થયેલા. એનું પ્રકાશન ઉત્તર ગુજરાતની લોકકથાઓ અધ્યયન અને સર્વેક્ષણ પ્રકાશિત થયું. ઉત્તર ગુજરાતના કંઠય પરંપરાના સાહિત્યની આવી ચાર-પાંચ મહત્વની પ્રવૃતિઓ શરૂ થઈ.

પ્રાચિનતમ સમયનો આર્તરપ્રદેશ વર્તમાન સમયમાં પાટણ, મહેસાણા બનાસકાંઠા અને સાબરકાંઠા એમ ચાર જિલ્લાના વિસ્તારને ઉત્તર ગુજરાત ગણવામાં આવે છે. પણ જૂના સમયમાં તો ઉત્તર ગુજરાતના ભૌગોલિક સંદર્ભમાં વિવિધ ભાગોના અલગ-અલગ નામકરણ પ્રચલિત હતા. જેવા કે, મલાણી સાંઠ, દાંતાની સાઈઠ, ધાણાધર, ડીસાવર, ચૂંવાળા, વઢિયાર, દોતોર, કાંકરેજી, ગઢવાડો, અનાવડો, જેતવાડ, હેઠવાળી, ધાનેરાની ત્રીશી, ચોવીસી એવા નામો હવે ઈતિહાસ બની ગયા છે. એ સમયની આ વિસ્તારની પરાક્રમ ગાથાઓ વિપુલ માત્રામાં પ્રચલિત છે. આ લોકકથાઓના અભ્યાસ બહુ થયા નથી.

- **ઉત્તર ગુજરાતની લોકકથાઓ : સ્વાધ્યાય અને સર્વેક્ષણ**

ઉત્તર ગુજરાતની લોકકથાઓના સંપાદનોને સંપાદકોને કેન્દ્રમાં રાખીને ઉત્તર ગુજરાતના ધનની તાત્વિકતા અને સાત્વિકતાને ચીંદતો ડૉ. બળવંત જાનીનો લેખ એક રીતે ઉત્તર ગુજરાતના લોકકથા સંપાદનના અભિગમોને આધારે મૂળ રૂપમાં અને શાસ્ત્રીય રીતે સંપાદનો ના આધારે ઉત્તર ગુજરાતની મહત્તા પ્રમાણે છે.

ઉત્તર ગુજરાતમાં રાજપૂતોના રાજ્યો તો ખૂબ ઓછા પણ કોળી ઠાકોરના રજવાડા પ્રમાણમાં વધારે. ઉપરાંત ધર્માંતરિત મુસ્લિમ ખાસ કરીને સિંધી અને બલોચ તથા એનાં પાલનપુર અને રાધનપુરના રજવાડા આ માટેના ઉદાહરણો છે. આવી પરિસ્થિતિની વચ્ચે પણ ઈસ્લામીક પરંપરાને બદલે હિન્દુ સંસ્કૃતિની છાંટજ સવિશેષ દ્રષ્ટિગોચર થાય છે. આ વિસ્તારની પરાક્રમ કથાઓ ઉદા. રૂપે કહીને મૂલ્યનિષ્ઠ, રાષ્ટ્રપ્રેમી અને ધરતીપ્રતિના ગુણો રોપવા માટે પ્રયત્નશીલ બનતો હતો. આવા બધા નિમિત્તે ઉત્તર ગુજરાતના લોકકથાદનનો ખજાનો ભારે ખપમાં આવતો. ઉત્તર ગુજરાતની લોકકથાઓનું અધ્યયન કરતાં ખ્યાલ આવ્યો કે અન્ય પ્રદેશોની લેકકથાઓ કરતાં ઉત્તર ગુજરાતનું લોકકથામાં પ્રદાન કંઈ ઓછું મૂલ્યવાન નથી.

અહિં ઉત્તર ગુજરાતની લોકકથાઓ વિષયક સ્વાધ્યાય અને સર્વેક્ષણ સંદર્ભેપ્રપ્તિ થયેલા લેખો સંપાદિત કર્યો છે. કુલ બાર લેખોને ત્રણ વિભાગમાં વર્ગીકૃત કર્યા છે. પ્રથમ વિભાગમાં ઉત્તર ગુજરાતની લોકકથાઓના પ્રકાર સંબંધી મૂલ્યાંકન લેખો છે. બીજા વિભાગમાં એ લોકકથાઓના તુલનાત્મક અભ્યાસ લેખો છે. અને ત્રીજા વિભાગમાં ઈતિહાસ લક્ષી તથા સમગ્રલક્ષી સ્વાદ્યાયન લેખો છે. છેલ્લો લેખ ઉત્તર ગુજરાતની લોકકથાઓના સંપાદન સૂચિ સંદર્ભે છે.

ગ્રંથની ભૂમિકા રૂપે પ્રો. કનુભાઈ જાનીનો લોકકથા સંપાદન અને ઉત્તર ગુજરાત નામનો લેખ મૂક્યો છે. ડૉ. ભગવાનદાસ પટેલે ભીલી લોકકથાઓના સ્વરૂપનો ભીલી સાંસ્કૃતિક સંદર્ભને અનુષંગે પરિચય કરાવતાં લેખ આપ્યો છે. ઉત્તર ગુજરાતમાં પ્રચલિત અને પાળિયા સાથે સંકળાયેલી વિવિધ પ્રકારની પાળિયાકથાઓના પ્રકાર સ્વરૂપને સ્પષ્ટ કરતો લે. ડૉ. અમૃત પટેલે આપ્યો છે. જેનો વિગતે પરિચય સરસ્વતિને કાંઠે ગ્રંથમાંથી આપણે મેળવવો રહ્યો. ઉત્તર ગુજરાતમાં પ્રચલિત અને એ પ્રદેશના કથાનકને જ કથતી ચારણીશૈલીની

લોકકથાઓ વિશેનો લેખ ડૉ. અંબાદાન રોહડીયાએ આપ્યો છે. ડૉ. દીપક પટેલે ઉત્તર ગુજરાતની રબારી લોકકથાઓ નિમિતે રબારી સમાજમાં પ્રચલિત પરંપરીત રેગડી પ્રકારની લોકકથાઓનો અને એના સ્વરૂપનો પરિચય કરાવ્યો છે. ઉત્તર ગુજરાતના નિવાસી વહીંવંચા બારોટ શ્રી રજનીકાન્ત બારોટે તેમની વહીમાં યજમાનો ની પરાક્રમ ગાથાઓને ગૂંથી છે.

તદુપરાંત ડૉ. દિનકર ભોજક, ડૉ. બિપિન આશર, ડૉ. ઈશ્વર ઓઝા, ડૉ. શાન્તિભાઈ આચાર્ય. ડૉ. હસુ પારિક, ડૉ. બળવંત જાની, ડૉ. કિરીટ શુક્લ વગેરે વિદ્વાનોએ ઉત્તર ગુજરાતની લોકકથાઓ વિશે તલસ્પર્શી લેખોનું સંપાદન કર્યું છે.

### ૩.૧ સરસ્વતીને કાંઠે :

આ સંશોધન ગ્રંથમાં સંપાદકે ઉત્તર ગુજરાતના જુદા-જુદા ગામોમાં આવેલ પાળિયાઓ વિશે માહિતી એકત્રિ કરી ચૌદ પાળિયાકથાઓનું સંપાદન કર્યું છે. સંપાદકે મળી આવેલ પાળિયાના શિલ્પો અને અપ્રાપ્ટા પાળિયાની પરિસ્થિતિઓની માહિતી દાતાઓ દ્વારા મળેલ માહિતીનો પુંજ આ ગ્રંથમાં અભ્યાસનો વિષય બની રહે છે. અમૃત પટેલે ઉત્તર ગુજરાતની લોકકથાઓ સ્વાધ્યાય અને સર્વેક્ષણ ગ્રંથનું ડૉ. બળવંત જાની અને ડૉ. અંબાદાન રોહડીયા સાહેબ સાથે મળીને સંપાદન કર્યું છે. જે પૈકી અમૃત પટેલે આપેલ ઉત્તર ગુજરાતની પાળિયાકથાઓ સંશોધન લેખ અહીં ખપ લાગ્યો છે.

આ સંશોધન લેખને સંપાદકે ચાર ભાગમાં વહેંચીને વિસ્તૃત સમજ પુરી પાડી છે. પ્રથમ ભાગમાં પાળિયાની વિભાવનાની ચર્ચા કરી છે. બીજા વિભાગમાં લોકકથા અને પાળિયાકથાનો ભેદ મુક્યો છે. ત્રીજા વિભાગમાં ઉત્તર ગુજરાતની પાળિયા કથાઓ મૂકી છે. અને ચોથા વિભાગમાં ઉત્તર ગુજરાતના પાળિયાઓની વિશેષતાઓ મૂકી છે. જોઈએ તેનો પ્રથમ વિભાગ.

## ● પાળિયાની વિભાવના :

આજના સાંપ્રત સમયમાં આપણે સંતો, મહંતો, ધર્મસુધારકો, રાજકીય નેતાઓ, સમાજ સેવકો, પ્રસિદ્ધ સાહિત્યકારોના સ્મારકો રચીએ છીએ. તો કેટલીક વખત જ્યાં તેમને અગ્નિદાહ આપ્યો હોય ત્યાં તેમનું સ્મારક બનાવીએ છીએ. જેમ કે રાજકીય નેતાઓના દાખલો લઈએ તો રાજઘાટ (મહાત્મા ગાંધી) શક્તિઘાટ (ઈન્દિરા ગાંધી) કિસાનઘાટ (ચરણસિંહ) વિગેરે હિન્દુતર જ્ઞાતિઓમાં જ્યાં દફન વિધિ કરવામાં આવે છે ત્યાં દફન સ્થળે વ્યક્તિની જીવનઝાંખી પથ્થરમાં કોતરીને મૂકાય છે. આજની આ પ્રથા પરંપરાગત પાળિયનું સુધારેલું સ્વરૂપ જણાય છે. જે તે સમયના ઉત્તમ વ્યક્તિઓની સ્મૃતિ કાયમ જળવાઈ રહે તેમના ગુણોની પૂજા થતી રહે તેમજ તેમનામાંથી લોકો પ્રેરણા મેળવતા રહે તે ઉદ્દેશથી આ સ્મારકો રચ્યાં છે.

વિશ્વની તમામ સંસ્કૃતિઓ આદિકાળથી આજ પર્યંત સુધી પોતપોતાની રીતે પોતાના પૂર્વજોની વીરતા, સ્નેહ-પ્રેમ, ત્યાગ અને બલિદાનના કાર્યને પૂજતી આવી છે. સન્માનતી આવી છે. પોતાના શક્તિશાળી પૂર્વજોના મૃતત્માને શાંતિ આપવા કે તેમની સ્મૃતિ કાયમ જાળવી રાખવા તેમનાં સ્મારકો રચતી આવી છે. મૃત્યુંના સ્મારક રૂપે મૂકતા આ પાળિયાની પ્રથા વિશ્વની તમામ સંસ્કૃતિઓમાં જુદા-જુદા સ્વરૂપે જોવા મળે છે. ઈજિપ્તના પિરામીડો, બેબિલોનના બમુરાબી શિલાખંડો કે મહાયાષાય યુગમાં જોવા મળતા મેનહીર સ્મારકો (ઈ.સ. પૂર્વે ૪૦૦૦થી ઈ.સ. પૂર્વે ૧૦૦૦ ) એ આજની પાળિયા પ્રથાના મૂળ સ્રોત છે. શ્રી કૃષ્ણ ના અગ્નિ સંસ્કારની સ્મૃતિમાં પ્રભાસ પાટણના ત્રિવેણી સંગમે રચાયેલ સાંચીનો સ્તૂથ, મહાત્મા ગાંધીનો રાજઘાટ કે ચીમનભાઈ પટેલનો નર્મદાઘાટ જેવા મૃત્યુનાં સેમારકોમાં ભારતીય સંસ્કૃતિનો જીવંત ધબકાર છે.

વૈદિક સંસ્કૃતિમાં પોતાના પિતૃઓની વીરતાને યાદ કરતી ઋચાએ ઋગ્વેદના સૂકતો માં જોવા મળે છે. તો અર્થવેદમાં સતી પ્રથાની વિધિના નિર્દશો જોવા મળે છે. આ પ્રથા પોતાના પૂર્વજોની સ્મૃતિને જળવાતી મૌલીક કંઠ પરંપરા હતી. જ્યારે મધ્યકાલિન સમયમાં સ્થુળ પથ્થરના પાળિયા રચીને પૂર્વજોની સ્મૃતિને કાયમ રાખતાં સ્મારકો રચાવા માંડ્યા. ગુજરાતમાં મધ્યકાલિન સમયમાં સૌથી વિશેષ વિપુલ પ્રમાણમાં પાળિયા રોપવાની પ્રથા દાખલ થયેલી જોવા મળે છે. આ પાળિયા કે ખાંભીએ પરંપરાથી વ્યાપક અર્થમાં મૃત્યુંના સ્મારકો છે. આ પાળિયા શબ્દની વ્યુત્પતિ જોઈએ : સાથે જોડણીકોશમાં પાળિયો શબ્દની ઉત્પતિ સંસ્કૃત પાલિ શબ્દ પરથી બતાવી છે. પાલિ એટલે પ્રશંસા કે ચિહ્ન એવો અર્થ ગણાવ્યો છે. જ્યારે પાળિયો શબ્દનો એક અર્થ સ્મારક તરીકે ઊભો કરેલો પથ્થર કે ખાંભા ગણાવ્યો છે. જ્યારે ભગવદ્‌ગોમંડળમાં પાળિયો શબ્દની ઉત્પતિ સંસ્કૃત પલિત પરથી પ્રાકૃત પાલિય માંથી ગુજરાતી પાળિયો શબ્દ બન્યો. તેમ જણાવી તેના જુદા જુદા પાંચ અર્થો જણાવવામાં આવ્યા છે. એનો પ્રથમ અર્થ ધોરિયો, ત્રીજો અર્થ માટીની મોટી ઊંચી આડ-બંધ-આંતરો જણાવ્યો છે. પાંચમો અર્થ સીમા દેખાડનારો ટેકરો-બાહ્ય-ખૂંટ-નિશાન ખૂણ છે. જ્યારે ચોથો અર્થ સમૂહ-કાફલો-ટોળું-સંઘ જણાવી આ અર્થને સમજાવવા માટે શામળનું ઉદાહરણ એક વહાણવટીનો પાળિયો, જાતો તો વિદેશ બતાવ્યું છે. (ચોથો અર્થ સમજાવતું આ ઉદાહરણ શંકાસ્પદ જણાય છે.) આપણા અભ્યાસ માટે જરૂરી એવો બીજા ક્રમનો અર્થ પરાક્રમ કરીને મરણ પામેલ શૂરવીર અને સતી સ્ત્રીઓની યાદગીરીમાં તેમની સમાધિ ઉપર ચણાવેલી દેરડી અથવા લેખ સાથે ઉભો ખોડેલો, આત્મસ્વાર્પણ પુરુષ કે સ્ત્રીની યોદગીરી માટે કોતરેલો પથ્થર ખાંભી, પાવળિયો એવો જણાવ્યો છે. આ અર્થ આપણા માટે મહત્વનો છે. શબ્દાર્થ જોતાં પાળિયાની વ્યાખ્યા આવી આપી શકાય. પાળિયો એટલે પરાક્રમ દાખવી,

શૂરવીર સ્ત્રી-પુરુષ કે પુરુષ પાછળ સતી થયેલ સ્ત્રીની યાદગીરીમાં શિલ્પ અને લેખ સાથે કોતરીને ઉગમણી દિશા તરફ ઉભો કરેલ પથ્થર. ક્યારેક આવા પાળિયા ઉપર દહેરી કે છતરી પણ બનાવવામાં આવે છે. પાળિયા માટે ખાંભી શબ્દ પણ જનવયરાશમાં જોવા મળે છે. આ ખાંભી શબ્દની વ્યુત્પતિ ભગવદ્‌ગોમંડળમાં સંસ્કૃત સ્કંભ પરથી બતાવી તેના જુદા-જુદા પાંચ અર્થ આપવામાં આવ્યા છે. પ્રથમ બે અર્થ કામડી, વાંસની ચીપ, ખાંચો, પાટીયા બેસાડવાને લાકડીમાં થાડેલી ખાંચ એવો બતાવ્યો છે. ત્રીજો આપણે જરૂરી એવો અર્થ પાળિયા, પરાક્રમ કરીને મરી ગયેલા માણસના સ્મરણાર્થે તેને બાળતા અથવા દાટવાની જગ્યાએ ઉભો કરાતો સ્તંભ, ચોતરો, સ્મરણસ્તંભ એવો અર્થ આપવામાં આવ્યો છે. જ્યારે ચોથો અર્થ માણસમાં ચિતામાં ખડકતા ઊભો દાટેલો લોખંડનો થાંભલો થાય છે. છેલ્લો પાંચમો અર્થ સીમાડાની હદ બતાવતું ચિહ્ન એવો આપ્યો છે. કેટલીક પાળિયાના પર્યાય તરીકે ખાંભી શબ્દ વપરાય છે. આ બંન્ને શબ્દો એક અર્થના ધાતક છે. સમાનાર્થી શબ્દ છે. સામાન્ય જનસમુદાય આ બંન્ને શબ્દો એકબીજાને પર્યાત તરીકે યથાયોગ્ય રીતે વાપરે છે. પરંતુ આ દિશાના અભ્યાસીઓનું થોડાંક મતમતાંતરો જોવા મળે છે. પાળિયાની વિભાવના અને શબ્દ સંજ્ઞા ચર્ચા બાદ હવે પાળિયા કથા અને લોકકથા વચ્ચેનું સામ્ય-વૈષમ્ય જોઈએ.

- **લોકકથા અને પાળિયાકથા :**

પાળિયાકથાઓ વિશે વાત કરતા પહેલાં લોકકથા અને પાળિયાકથા વચ્ચેનો ભેદ સમજ્યા જેવો છે. સામાન્ય રીતે જનસામાન્ય લોકો તેમજ આ વિષયના અભ્યાસીઓ પણ પાળિયા કથા એટલે લોકકથા એવું જ સમજે છે. પણ હકીકતે આ બંને સંજ્ઞાઓ વચ્ચે કેટલું સામ્ય-વૈષમ્ય જે તે સમજવું જરૂરી છે જોઈએ :

૧. પાળિયાકથાઓ શૂરાપુરા સ્ત્રી-પુરુષ તેમજ પશુ-પક્ષીઓની ઘટનાના પાળિયા ઉપર રચાતી હોય છે.

૨. બધી જ લોકકથાઓ એ પાળિયા ઉપરથી રચાઈ હોય તેવું બની શક્તું નથી, પરંતુ કેટલીક લોકકથાઓ ઐતિહાસિક ઘટના પર આધારિત તો કેટલીક સામાજિક ઘટના પર આધારિત તો કેટલીક કાલ્પનિક પણ હોય છે.

૩. બધી જ પાળિયાકથાઓ લોકકથાઓમાં રૂપાંતર નથી પામતી પણ, કેટલીક પાળિયાકથાઓ લોકકથામાં જરૂરી રૂપાંતરિત થતી હોય છે.

૪. મોટે ભાગે પાળિયા કથાઓનું ચલણ જે-તે ગામ, પંથક કે પ્રદેશ પૂરતુ સિમિત હોય છે.

૫. કેટલીક દીર્ધકથાઓમાં પાળિયાકથાની નાનકડી ઘટનાઓ કલાત્મક રીતે ગોઠવાઈ જતી જોવા મળે છે.

૬. કેટલીક વિશેષ પાળિયાકથાઓ જ પ્રદેશના સીમાડા ભેટીને દુર દુર સુધી ફેલાતી હોય છે જે પાછળથી લોકકથામાં રૂપાંતર પામતી હોય છે.

૭. પાળિયાકથા જે જ્ઞાતિ-જાતિનો પાળિયો હોય તે જ્ઞાતિ-જાતિમાં વિશેષ રૂપે ચલણમાં જોવા મળે છે. અલબત્ત અન્ય જ્ઞાતિઓમાં તેનું ચલણ ઓછું-પાતળું હોય છે.

૮. પાળિયાકથાને લોકકથાના પેટાપેરકારમાં મૂકી શકાય.

૯. પરાક્રમ બતાવીને મૃત્યુ પામેલા સ્ત્રી-પુરુષના પાળિયા રોપાય. ત્યારબાદ ધીરે-ધીરે આ પરાક્રમની ઘટના સમયના વહેણમાં વહેતી વહેતી ક્ષેપકો-પ્રક્ષેપો સાથે સુધારા વધારા સાથે ઉમેરણો કાપકુપ સાથે કહેવતી જાય તેમ પાળિયાકથાઓ પાળિયાકથાની વ્યાખ્યા કંઈક આવી આપી શકાય.

૧૦. લોક્કથા એ અનેક પ્રકારની સામાજિક, ધાર્મિક, ઐતિહાસિક, કાલ્યનિક, પૌરાણિક પ્રાકૃતિક, દંતકથાત્મક અને હકીકત આધારીત હોય છે. જ્યારે તેમાં નિરૂપાતા

વિષયોની વિવિધતા ગજબની બોય છે. દેવ-દેવી, ભૂત-પ્રેત અપ્સરા- ગાંધર્વો, પસુ-પક્ષી, ઈશ્વર, પ્રકૃતિ અને માનવી એમ અનેક વિશેની જોવા મળે છે.

- **ઉત્તર ગુજરાતની પાળિયા કથાઓ :**

સૌરાષ્ટ્રએ પાળિયાઓની ભૂમિ છે એવી એક જગસામાન્ય માન્યતા સમગ્ર ગુજરાત ભરમાં જોવા મળે છે. આ પાળિયા કથાઓ તેમજ લોક્કથાઓ વિશે મેઘાણી અને બીજાઓએ એક તબક્કે એવું મૂલ્યવધર્ક સંશોધન કાર્ય કર્યું કે જેને કારણે લોકસાહિત્ય એટલે સૌરાષ્ટ્ર એવું લોકો માનવા લાગ્યા. સૌરાષ્ટ્રના આ કાર્યમાંથી પ્રેરણા લઈને ઉત્તર ગુજરાતના સંશોધકોએ લોકકથા અને પાળિયાકથાના ક્ષેત્રમાં ઠીક-ઠીક કાર્ય કર્યું છે. આ દિશાના જાણિતા સંશોધકોમાં શાંતિલાલ આચાર્ય, અમૃત પટેલ, ભગવાનદાસ પટેલ, જયંતિલાલ દવે, પુષ્કર ચંદરવાકર, મુરાદખાન ચાવડા, મફત રણેલાકર, પ્રેમજી પટેલ, ડાહ્યાભાઈ બ્રહ્મભટ્ટ, કનુભાઈ આચાર્ય, રતિલાલ નાયક જેવા અનેકોનો સમાવેશ થાય છે. જેમાં પાળિયા કથાઓ પર વિગતે સંશોધન કરનારાઓમાં અમૃત પટેલ, પુષ્કર ચંદરવાકર, મફત રણેલાકાર, મુરાદખાન ચાવડા, ડાહ્યાભાઈ બ્રહ્મભટ્ટ, કનુભાઈ આચાર્ય જેવાઓનો સમાવેશ કરી શકાય. બાકીના સંપાદકોએ પાળિયાકથાઓ પર જૂજ કાર્ય કર્યું છે.

પાળિયા કથાઓના આ પુસ્તકોમાં પાળિયાના ફોટોગ્રાફ્સ, પાળિયાની વિશેષતા, પાળિયા પરનું લખાણ, પાળિયાને ધરાવતા નૈવધ, પાળિયા વિશેની લોક માન્યતા, પાળિયા પાસે લોકો દ્વારા થતી વિધિ-વિધાન, જનસમુદાયમાં કહેવાતી કથાઓ મેળવી, તાણા-વાણા મેળવીને આલેખાયાં હોય તેવાં પુસ્તકો આપવાદરૂપે એકલ-દોકલ મળે છે. સરસ્વતીને કાંઠે નામનું પુસ્તક આવી વિગતોનોંધીને મૂકાયું હોવાનું જણાયું છે. આ પુસ્તકમાં સરસ્વતી નદીના કાંઠા વિસ્તારની કથાઓ મૂકાઈ છે.

**સંદર્ભે** ( ઉત્તર ગુજરાતની લોકકથાઓ પેજ નં ૨૭ થી ૩૦)

સરસ્વતીને કાંઠે ગ્રંથમાં ૧૪ પાળિયા કથાઓનો સમાવેશ કરેલ છે. જેમાં ન્યાયને ખાતર શહાદત કથામાં રાષ્ટ્રપ્રેમી યોગરાજ અને રાષ્ટ્રદોરી પુત્ર ક્ષેમરાજ ચાવડાની કથાનું નિરૂપણ કર્યું છે. ક્ષેમરાજ ચાવડાની ધરપકડ ન થતાં પાટણને કલંક લાગે એવું માનનાર યોગરાજ ચાવડા ન્યાયને ખાતર શહદત વ્હોરી અગન ચિંતા પર ચઢી જાય છે. અંતે પ્રજાના કલ્યાન અને નિસાસા જોવા મળે છે. રંગ છે જટાળા જોગીને કથામાં મુસલમાનોના સૈન્ય સામે કેવી વીરતાથી લડવું એ નગરજનોને શીખ આપે છે. અંતે કપટથી આ અગમી જોગીની શહદતનો પૂરાવો આપતો પાળિયો આજે પણ જટાળા જોગીની જેમ રંગ રાખી ઉભો છે.

આનું નામ તે અબળા પાળિયા કથામાં લોકો ભલે વીર ઘોડીનો પાળિયો માને છે. પણ હકીકતે આ ઘોડાગાળ છે. મધ્યકાલીન અને પૂર્વકાલીન સમયની આ પરંપરા હતી કે ધાર્મિક જગ્યા કોઈ પચાવી ન પાડે તેથી અહીં ઘોડાગાળ કે ગધ્ધાગાળ કોતરીને મૂકતી હતી. તો ધાર્મિક સ્થળોએ (જેવાકે શિવમંદિર, રામજીમંદિર, કે ગૌચર) ગાય-વાછરડોનું શિલ્પ કોતરીને મૂકાતું હતું. આવા પાળિયાઓ પર ગાય વાછરડું ધાવતું હોય અને ગાય લાડું કે ઘાસ ખાતી હોય અવું શિલ્પ દર્શાવવામાં આવતું દા. ત. મક્તુપુર નીલકંઠ મહાદેવ માં ગાય વાછરડાનો પાળિયો છે. જેના પર લખાણ છે. સંવત ૧૦૪૨ મહિરપુર જૈન વણિક મંદિર આવા પાળિયા ઘણી વેળા દસ્તાવેજી પુરાવા બની જતા હોય છે. તો બ્રાહ્મણવાડા રામજી મંદિરમાં ગાય-વાછરડું નો પાળિયો હતો ગાંનાસણ ચાચરેટ મંદિરની બાજુમાં આવેલા શિવમંદિરમાં પણ આવોજ એક પાળિયો છે. જેમાં લખાણ નથી બાકેરવાડા તા વિસનગર મુકામે પણ પ્રજાપતિઓના મહોલ્લામાં ગાય વાછલડું નો સાડાત્રણ ફુટ ઉંચો પાળિયો છે. આ પાળિયાનું સ્થળાંતર થયેલું છે. પાળિયાના સ્થળાંતરોના ઘણા

ઉદાહરણો મળે છે. આજ ગામે એક વીરનો પાળિયો પણ પૂજાય છે. સતીમાના નામે Folk Etymology કેવો વિચિત્ર વળાંક લેતી હોય છે. તેનો આ ઉત્તમ નમૂનો છે. મિલન માંધામૂલના પાળિયા કથામાં સતી પૂરબા અને મનતા પસા વણઝારાનો સંયુક્ત પાળિયો આ પાળિયો લાકડાનો છે. કરણપુર તા. વિસનગરમાં આ પાળિયો મોજુદ છે. પાળિયા ઉપર સૂર્ય અને ચાંદના શિલ્પો છે. પાળિયો પ્રાથમિક શાળાના મેદાનમાં છે. તેથી શાળાના બાળકોએ એક રમૂજી કલ્પના ગોઠવી છે. સૂર્ય એ આખો અને ચંદ્ર એ અડધો રોટલો પાળિયો પરના પુરુષ અને સ્ત્રી વચ્ચે રોટલા માટે વડછડ થઈ પેલો કહે હું આખો રોટલો ખાઉં ત્યારે પેલી કહે હું તેને અડધો રોટલો ખાવા દવું આમાંથી બંન્ને વચ્ચે લડાઈ થઈને બંન્ને મરી ગયાં આવા પાળિયોઓ માટે બાળકોજ આવી કલ્પનાઓ ગોઠવે છે તેમ નથી. પણ ક્યારેક મોટેરાઓ અને સામાન્ય જનસમુદાય પણ વિચિત્ર કલ્પનાઓ ગોઠવી દે છે.



- લાખાએ દાટેલા માલને શોધવા માટે આજે પણ અનેક વણઝારા અહીં આવે છે.
- કેટલાક જાણિતાઓના મતે લાખો કિલવાને મારીને સાધુની જમાત ખેળો નહી પણ પોતાના વતન તરફ નીકળી ગયેલો

- લાખો ધન દાતીને ઊભા કરેલા પાણા (પાળિયો) કૂતરા દોરીને ઉત્તરે પશ્ચિમથી પૂર્વે એક સીધી લીટીમાં એક કિલોમીટર ના અંતરે સુધી ઉભા છે. બધા પાણા (પાળિયા) વચ્ચે અંતર અકસરખું છે.
- કેટલાક લોભીઓએ ધન મેળવવાની લાલચે કૂતરા દેહરી આખી તોડી નાખી નીચે કેડ સુધી ખાડો કરેલો છે.




• કેટલાક લોભીઓએ ધન મેળવવાની લાલચે કૂતરા દેહરી આખી તોડી નાખી; નીચે કેડ સુધી ખાડો કરેલો છે !!

- **ચંડાલજ :** અહીં કૂતરા દહેરી હતી. પણ કેટલાક અનાડી લોકોએ ધન ખોદી કાઢવા માટે કૂતરા દહેરી તોડી ને કેડ જેટલો ઊંડો ખાડો પાડી નાખ્યો છે. ખાડાની ચારે બાજુ દહેરીની દિવાલો અવશેષ સમી ઈંટોના પાયા હયાત છે. આ દહેરીની બાજુમાં જ લુણહોર તળાવ છે. જ્યાં લાખાએ લુણ (મીઠું) ભરેલી પોઠો છલવી નાખી હતી.

આ પાળિયો પાણાઓ લાખોએ સાધુ બનતાં પહેલાં કે પોતાના વતન જતા પહેલા તેની પાસે જે ધન હતું એ જમીનમાં દાટીને સંકેતો રૂપે ઉભા કર્યા છે. પાળિયાઓ એક કિલોમીટરની સીધી લીટીમાં ગોઠવાયેલા છે.



મક્તુપુર પાસેના નાગદેરી ચરા માં આ મંદિર છે. ફોટામાંના એક ખૂણામાં મંદિરમાં આવેલ નાગદેવતાનો ફોટો છે. આગળ દેખાતું આર.સી.સી. કામ તાજેતરમાં થયેલું છે. નાગદેવતાના મંદિરની સામેજ સાઈઠ વીઘાનું ગૌચર છે.

- **ચપટી ધૂળને માટે :**
- આજે પણ જ્યાં યુદ્ધ ખેલાણું હતુંને લોહીના નીકો ચાલી હતી. તે જગ્યાને રગત ઓંટડ કહેવામાં આવે છે. ( અહીંની પ્રાદેશિક ભાષામાં લોકો રક્તને રગત કહે છે. ઓંટડી એટલે વાડીબંધ ખેતરોનો સમૂહ)
- યુદ્ધમાં કેટલાક મડદા ઢળ્યાં. જાણતલો એનો ચોક્કસ આંકડો આપી શકતા નથી. કોઈ પચાસ કે સાઈઠ કહે છે. તો કોઈ વધતો ઓછો આંકડો કરે છે.
- મડદાનો નિકાલ કરવા મડદા જે જોડિયામાં ખડકેલા તેને આજે પણ મડાજોડ કે મડિયાની જોડ કહેવામાં આવે છે. (અહીં પ્રાદેશિક ભાષામાં મડદાને મડુ કે મળુ કહેવામાં આવે છે. જોડ એટલે જોડિયું જોડિયું ઝાડઝાંખરાં વાળી બીન ખેડવા લાયક જગ્યા.)
- મડાજોડ અને રગત ઓંટડી બંન્ને ગામના સીમાડા ભેગા થાય ત્યાં પાસ પાસે આવેલ છે.
- આનો સાહેદી પૂરતો વિશિષ્ટ પાળિયો આજે અહીંથી તહીં ઠોકરો ખાતો ઘૂમતો નજરે પડે છે.

- પાળિયા ઉપર યુદ્ધ ખેલતા માનવીઓનું ચિત્ર છે. પાળિયો વચ્ચેથી પોલો છે. તેની સમચોરસ ચારે બાજુએ યુદ્ધ ખેલતા માનવીઓનું શિલ્પ છે. આવો વિશિષ્ટ પાળિયો બીજે ક્યાંય રોપાણો હોય એમ જગમાં આવ્યો નથી.
- પેંડાળિયાઓએ અને હળખેડુઓએ પાળિયા ઉપર કુહાડી ધારિયા કે હળની કોસ ઘસી ઘસીને વિચિત્ર બનાવી દીધો છે. પેંડાળિયા તો પાળિયા ઉપર કોતરેલા યુદ્ધ કરતા માનવીઓને ધોકા મારવાની રમતો રમતા
- નાગની સ્મૃતિમાં બનાવેલી નાગ દેહરી અને સ્મરણાર્થ કાઢેલ સાઠ વીઘાનું ગૌચર મક્તુપુરમાં હજુએ હયાત છે. ગૌચરના એક ખૂણે પૂર્વ મુખે દહેરીને તેની બરાબર સામે આઠ વીઘાનું ગૌચર છે.
- **રખોપુ મોત સાટે :**
- જોરદાદાના હુલામણા નામથી આજ પણ એમનાં વધાંમણાં માનવામાં આવે છે.
- હજુ સુધી એમને ટુંડાવ અને મક્તુપુર વચ્ચે આવેલા મહુડી નામના આંટે ખીચડો ચઢાવવામાં આવે છે.
- જોરદાદાના વારસદારોને હમણાં સુધી ટુંવડ ગામમાંથી વર્ષાસિન પેટે અધમણ દાણા આપવામાં આવતા હતા.
- એમની સહાદસની સાહેદી પુરતો પાળિયો ખેતર વચ્ચે હોઈ ખેતર માલિક કણબીએ સેઢા ઉપર રોપેલો ત્યાં પણ કોઈને એ નડ્યો ખોડીને દુર નાખ્યો.
- બધે બને છે એમ અહીં પણ પાળિયા ઉપર કુહાડીઓ, કોસોને ધારિયા ઘસાયા છે.
- **ખમ્મા ભણો દેવસંગને :**
- ખમ્મા ભણો દેવસંગને ખમ્મા કહો દેવસંગને ભણો મૂળે ભાટ, ચારણ અને મધ્યકાલિન કવિઓ દ્વારા વપરાતો શબ્દ. આ પંથકમાં પણ વપરાશમાં હતો. હાલ

આ શબ્દ ઘસાઈ ચૂક્યો છે. હજુ અભણ ઘરડા બુઢ્ઢા માનવી આ શબ્દને વપરાશમાં લે છે.

- હુરતો કાકોસિયો માથાભારે લૂટારો ગણતો. ખોલવાડા ગામે ગામની ચોકી કરનાર ઘોડીને મારી હતી તે જ.
- **બચી ગયો મીરખાન :**
- રૂપકુવરબા આશરે એકસો દસ વર્ષ જીવેલા આજથી વીસેક વર્ષ પહેલાં તે હયાત હતાં.
- રૂપકુવરબાએ મીરખાન ઉપર તલવારનો ઝટકો મારતાં જે બાહ્યર છ ઈંચ કપાઈ ગયેલો તે હજુ પણ સચવાયેલો છે.
- કોઠીઓમાં બંટી ભરેલી હતી.
- લૂંટ પછી જુલમો ઉફે ભોળાપુરી પસ્તાયેલો એણે મીરખાનને એમ પણ કહેલું તે મને અતિતના ઘરમાં હાથ ગલાયો (નખાયો) પછતાયા પછી એ પાકિસ્તાન નાસી ગયેલો.
- **ભરથરી રાસડો :**

એ સરિયોદ ગોંમનો તું વાસી મીરખોંનજી
રોંણી જાયો કે બીબી જાયો મીરખોંનજી
મેંસાણામાં માસ્તરપણું ચાલ્યું મીરખોંનજી
લડે તે હવાર દાળો પાડે મીરખોંનજી
ઘેર તે રઈને નોકરી પાળી મીરખોંનજી
એલીમાં કરીશું તો ગોંમ રે લોલ
એ પોતાની રે માતા મેંણુ મારે મીરખોંનજી
માનુ દુધ ધાયુ હરોંમ કર્યું મીરખોંનજી
પોતાની ભાભી મેંણુ મારે મીરખોંનજી
નોકરી તે કરીને પેટ ભરો મીરખોંનજી

ઘણા બાન રીસો ઘણી ચડી મીરખોંનજી
નોકરી છોડી ઘેર ચાલ્યા મીરખોંનજી
કોક નોંમ લેની રાખવી રે લોલ.
એ ઘેર આવું તો મેંણો મારે મીરખોંનજી
કૂવામાં ગંધાઈ મારે ચરવું મીરખોંનજી
ફરતી ગુજરાત જોવી મીરખોંનજી
ભોંયરામાંથી ભૂરીો ઊંટ કાઢયો મીરખોંનજી
લટપટ ઊંટ લલકાર્યો મીરખોંનજી
આયા પાટણથી રોડા ગોંમ મીરખોંનજી
ગોપાળ ગોંધીની દુકાને તોડી મીરખોંનજી
સવામણ ખોડીયું લોભન કાઢયું મીરખોંનજી
દાદાની કબર ફાયેણ આયા મીરખોંનજી
સાત દાહડા હથેળીથી હવન કર્યું મીરખોંનજી
હથેળી ફુટી હવન ચાલ્યો મીરખોંનજી
આઠમાં દહાડે દાદો પરસન થયા મીરખોંનજી
જે રે માગે તે તન આલું રે લોલ.
એ નથી જોઈએ તો ઘરબાર મીરખોંનજી
સવાર તેજ ઘણું આલો મીરખોંનજી કે.
કોડામાં બળ ઘણું આલો મીરખોંનજી કે.
ફરતી ગુજરાત જોવી મીરખોંનજી કે
હઈણો ન ચોંદો સૂરજ જોવી મીરખોંનજી કે.
ઊઝામાં ઉમિયા દેવી જોવી મીરખોંનજી કે.
પાટણના પોંચીપીર બોલે મીરખોંનજી
ત્યાંથી તે રંગ ઘાડુ ચાલ્યું મીરખોંનજી

આયા માભૂવન જેવા ગોમ મીરખોંનજી
ચોર ચઢીને ઢોલ ધીબ્યો મીરખોંનજી
બધું ગોંમ કર્યું ભેગું રે લોલ.
થાળે પાળીને વાતો કરી મીરખોંનજી કે
થઈણેલા પાછા વળી જાજો મીરખોંનજી કે
હોંઢા વોય તો ચાલો સાથ મીરખોંનજી કેં
પઈણેલા ન છૈયા છોકર વાલા મીરખોંનજી કે
પઈણેલા ન ઘરબાર વાલા મીરખોંનજી
હોઢાને હથિયાર વાલો રે લોલ.
એ હોંઢોની ટુકડી તે બંધોણી મીરખોંનજી
લટપટ ઊંટ લલકાર્યો રે લોલ.
લાલપિળી હંથળી તો વાળો મીરખોંનજી
ત્યાંથી તે રંગઘાડુ ચાલ્યું મીરખોંનજીનું
એવા આધા અમુઢ રોડા ગોંમે મીરખોંનજી
રૂપા બાણેંણની ગતો જાલી મીરખોંનજી
રૂપા બાવેણ માલ આલો મીરખોંનજી
એ મીરખોંનની બેટી રઈન બોલ્યાં મીરખોંનજી
ગરીબના ઘરમાં નોંણુ નોંય મીરખોંનજી
ગરીબ કીધું ન જોર ચઢ્યું બાવેણને
તારા બાપથી રે નથી મૂડી લ્યા મીરખોંનની
તારો બાપ રળવા નતો આયો મીરખોંનજી
નોકરી છોડી ન લૂંટાવા આયો મીરખોંનજી
એ રૂપા બાવેણ જટકો મારે મીરખોંન સોમું
આઠ ઓંગળ ખૂંલીઓ કાપી મીરખોંનજી

ઘણાબાણ રીસો ઘણી ચઢી મીરખોંનજી
બાવેણ મારૂ તો હત્યા લાગે મીરખોંનજી
ધુણીમાં ચીપીયા ઊના કર્યા મીરખોંનજી
બે ચાર ચીપીયા ચોડ્યા મીરખોંનજીએ
ડાબા કોંને ચહરકો કર્યા મીરખોંનજી
અમન શું કરવા મારી નોંખો મીરખોંનજી
ધુણી વચ્ચે માલ ઘણો ભર્યો રે લોલ
ધુણી ખોદીન માલ આલ્યો મીરખોંનજી
તેતરી હજાર રૂપિયા લીધા મીરખોંનજી
બે તો સોનાની ઈંટો લીધી મીરખોંનજી
ત્યાંથી તે રંગધાડુ ચાલ્યું મીરખોંનજીનું

- ભરથરી દ્વારા ગવાતો રાસડો : કથાગીત ગીતના આશરે અવરોહ અને પ્રાદેશીક બોલીના કારણે વારંવાર સાંભળવા છતાં પણ કર્ણપ્રિય લાગે છે.
- **ગરીબદા ભાટ :**
- ગરીબદા ભાટનું મૂળનામ જુદું હતું પણ એની પરિસ્થિતિ કંગાળ હોઈ ગામલોક તેને ગરીબદા ભાટના નામથી ઓળખતા.
- પાળિયા પરનું લખાણ વાંચી શકાય તેવું નથી નીચેનો ભાગ ખંડીત છે. પાળિયાની ઉપરની ટોચ પણ ખંડીત છે.
- કર્ણદિવે વિ. સ. ૧૧૫૬માં સવલિમાં કે સુલેશ્વરી હરસિદ્ધ માતાનું મંદિર બનાવી આપેલું તેવું લખાણ મંદિરના શિલાલેખ પર મોજુદ છે. ( વિ. સ. ૧૩૫૬માં મંદિરનો પુનરોદ્ધાર થયેલો )
- ત્રાગુ ભલે પેટમાં કટાર નાખીને કર્યું હોય પણ પાળિયો મૂકાય ત્યારે ગળામાં તલવાર પરોવાઈ હોય તેવું ચિત્ર (શિલ્પ) મોટેભાગે કોતરવામાં આવે છે.

- સૌરાષ્ટ્ર કે આનર્ત (ઉ.ગુ)ના બધા જ ત્રાગાના પાળિયા આ પ્રકારના જોવા મળે છે. અપવાદ રૂપે શંખેશ્વરમાં વિ. સ. ૧૩૪૨માં મૂકાયેલ એક પાળિયો પેટમાં કટાર નાખતું ચિત્ર કોતરાયું છે.
- **પુરુષોમાં કટારાથી થતા ત્રાણા ત્રણ પ્રકારના થતા :**

૧. ચોકડી કે ચોકડીયું ત્રાણુ : જેમાં કટાર ગળાની આરપાર પરોવી દેવાતી. વળી જડબાની નીચેથી તાળવાને છેદીને કટાર માથાની આરપાર કાઢી દેવાતી

૨. છોગાળું ત્રાણુ : જેમાં કટાર જડબાથી નાખી તાળવાને છેદીને માથામાં નીકળે.

૩. ફાદાળુ ત્રાણુ : જેમાં કટાર પેટમાં નાખી આંતરડા બહાર કાઢી આત્મબલિદાન દેવાતું

- સ્ત્રીઓના ત્રાણામાં મોટેભાગે થાનેલા (સ્તન) કાપીને લોહી છાંટવામાં આવતું.
- ત્રાણુ જેનાર માનવીઓ ધ્રુજી મરે તેવો પ્રકારતો રૂ ઢગલા ત્રાણાનો છે.

જેમાં રૂ થી ભરેલો એક ડગલો સીવડાવી ને શરીર ઉપર પહેરી કાઢવામાં આવતો. તેના ઉપર કેરોસીન છાંટીને જાતે આગ ચાંપાતી ઉપરાંત ત્રાણુ કરનાર શીવ મંદિર કે ધર્મસ્થાનની પોતાની જાતને અગ્નિને હવાલે કરી જેણે અન્યાય કર્યો હોય તેના ઘર સુધી સળગતો ચાલ્યો જતા

કેટલાક કિસ્સામાં અન્યાય, જુલમ, છેતરામણ કે વિશ્વાસભંગ સામે પોતાના નાના છોકરાને પત્થર પર પછાડીને તેનો જીવ હણવામાં આવતો કણી તા : પાટણ ગામે આ પ્રકારનું ત્રાણુ થયેલ છે.

ઊંઝા તાલુકાના સુણોક ગામે ગરીબદા ભાટનો ગળામાં તલવાર પરોવીને ત્રાણું કરતો પત્થરનો પાળિયો આવેલો છે. સુણોક ગામના ગરીબદા ભાટના પિતા નાની ઉંમરે મૃત્યું પામ્યા હોઈ તેની માતાએ ગરીબદા ભાટને મોટો કરી પરણાવ્યો. માતા રોજ સવારે ખેતરે જઈને કામ કરે છે. ઉનાળાના દિવસોમાં ખેતરમાં વાવેલ સાસરિયાને હરણ કાળિયાર તોડાવી ન નાખે તે માટે ખેતરને માળે જઈને બેસે છે. ગરમીના દિવસોમાં પરસેવે રેબઝેબ

થયેલી ગરીબદાની માતા એવી આ ડોશી ગામ તળાવ પાસેથે પસાર થાય છે. સાથે રાખેલા બોધરણામાં તળાવનું પાણી ભરી પોતે પહેરેલું કપડું ધુવે છે. કાપડું નિચોવતી ડોસીને ચાકિયાત જોઈ જાય છે. ડોશીને પકડીને ગામમાં લાવે છે. આ તળાવનું પાણી ગામના નીલકંઠ મહાદેવ તેમજ સવલી માતાને જળાભિષેક તરીકે ચડતું હોય તેમાં નાહવા ધોવાની મનાઈ હતી. ડોશીએ નિયમનો ભંગ કર્યો હોય પંચે સજા કરી. ગરીબદાભાટ પોતાની માતાને છોડવા વિનંતી કરે છે. ઉપવાસ કરે છે. પંચ સજા ઓછી કરવા તૈયાર થતું નથી. આખરે ગરીબદા ભાટ પોતાની કટાર પેટમાં મારી લોહી કાઢી તળાવમાં છોડે છે. ગરીબદા ભાટ ઢળી પડે છે. એ દિવસથી તળાવનું પાણી જળાભિષેક તરીકે ગામના દેવસ્થાનોમાં ચડતું બંધ થયું. આજે પણ ગરીબદા ભાટના ત્રાણાનો પાળિયો અહી ઉભો છે.



- **સુણોક ગરીબદા ભાટનો પાળિયો –**

ઉપરનો ભાગ અને નીચેના લખાણનો ભાગ ખંડિત છે. જે ફોટોગ્રાફમાં દેખાય છે. કેટલાક આને દેવસંગનો પાળિયો કહે છે. પણ હકીકતે આ ગરીબદા ભાટનો જ પાળિયો છે.

- **ભૂત રૂવેં ભેંકાર :**

દવાડા ગામે દાદાભા હંગરામશીનો ચોદીનો પાળિયો છે. તેની સામે લગભગ ૪૫૦ વર્ષની અખંડ જ્યોત બળે છે. હંગરામશીના મૂળ મકાનમાં એમનું મંદિર બનાવવામાં આવેલું છે. મકાન ત્રાણ માલનું છે. ૩૦ ફુટ લાંબું અને ૧૫ ફુટ પહોળું છે.

ભોંયતળિયે દાદાભાનો પાળિયો છે. અહીં દાદાભાની દેરી છે. બીજે માળે લસીબહેનની દહેરી છે. ત્રીજે માળે ભાઈ બહેનની સંયુક્ત દહેરી છે. મકાનના ત્રીજા માળે ૧૨ ફૂટ ઊંચી મોટી દહેરી છે. જેના ઉપર સફેદ અને લાલ નેજા ચઢાવવામાં આવે છે.

આ કથા દવાડા ગામના ચેલજી ઠાકોરના દિકરા હંગરામશીની વીરતાની કથા છે. હંગરામશીના લગ્નને દિવસે કુળદેવી ચામંડામાતાને સ્થાનકે મીઢંળ છોડવાની વિધી ચાલું છે. ને બીજી બાજૂ ખડદાના વાણિયાના દિકરાની જાનમાં વળાવીયો બની હંગરામશીને જવાની વાત ચાલે છે. શૂરવીર હંગરામશી પત્નીના મોહમાં તણાયા વગર વળાવિયો બની જવા તૈયાર થાય છે. જાન સિહી અને મક્તુપુર વચ્ચેના ચરામાં આવે છેને જદરાણા મુસ્લિમો જાન લૂંટવા હુમલો કરે છે. ગાયો અને જાન લૂંટાતી બચાવવા જતાં હંગરામશી શહાદત પામે છે. માથુ જમીન પર પટકાણું ધડને પાખો ફુટી હોય તેમ ધડ લડાયા કરે છે. લૂંટારો નાસી ગયા. ધડ લડતું અટકતું નથી. હંગરામશી હાથની તલવાર ફર્યા કરે છે. મુક્તુપુરની સીમમાં નાગદેરી ચરા માં હંગરામશીનું મસ્તક પૂજાય છે. બહેન લસી ભાઈના મૃત્યુંના સમાચાર જાણીને પણ ઢળી પડે છે. પત્ની ફૂલબાઈને રોજ રાત્રે હંગરામશી મળતા આવતા. કોઈનેથ આ વાત કરીશતો હું ક્યારે મળવા આવીશ નહી એવું હંગરામશી વચન માગી લે છે. ફૂલબાઈનું વર્તન જોઈ તેનો દિયર તેના પર વહેમ ધરે છે. અને હંગરામશી સાથે કોઈ પણ ભોગે મુલાકાત કરે છે. તે દિવસથી પત્ની ફૂલબાઈ સાથેનું વચન તૂટે છે અને હંગરામશી મળવા આવડા નથી.

આ ઉપરાંત હંગરામશીએ ઘણાય લોકોને પરચા આપ્યા છે. ઘણા મારગ ભૂલેલાંઓને ઘર સુધી પહોંચાડેલા છે. આમ, ભૂંત રૂવે ભેંકાર એ વીર શહીદ હંગરામશી દાદાભાની પાળિયા કથા છે.

- દાદાભાની સમાધી દવાડા ગામને ઉત્તરદાયે ઝાંપે બનાવેલી છે. ચારફૂટ ઉંચો સમાધી ઓટો છે. ૧૦-૧૦ ફુટના પ્લેટફોર્મ જેવા ભાગ ઉપર નાનકડી દહેરી બનાવેલી છે. અહીં પણ સફેદ નેજો ચડે છે.
- દાદાભાનો મેળો આસો સુદ પાંચમે ભરાય છે. આ દિવસે વરઘોડો પલ્લી નિકળે છે. ગામના મુખ્ય દેવ તરીકે દાદાભાને પૂજાય છે. મુખ્ય ઉત્સવ પણ આજ ગણાય છે.
- એમના વંશજો પાંચ નોંરતાના ઉપવાસ મેળાના દિવસે નિવેધ ચડાવ્યા બાદ છોડે છે. છોડી (છોકરી) નિવેધ કરી શકે છે. વહુંવારું નિવેધ કરી શક્તી નથી.
- મેળાના દિવસે દાદાભાને મંદિરે એમના વંશજોનું ઘરદીઠ ભાણું આવે છે. દાદાભને ધરાવ્યા બાદ જ તેઓ જમે છે.
- દાદાભાનો વરઘોડો ગામના દરેક ઘર આગળથી પસાર થાય તે રીતે ફેરવવામાં આવે છે. પાલખીમાં દાદાભાની ચાંદીની ઘોડે સવાર પાળિયા આકારની મૂર્તિને લસી ફોઈની ચાંદીની પતરાની પાળિયા આકારની સ્ત્રી આકૃતિ મૂકાય છે. વરઘોડાની પાછળ સ્ત્રીઓનો પ્રમાણમાં માટો સમુદાય દાદાભાનાં ગીતો ગાતા હોય છે.
- સંવત ૨૦૦૩માં ચૈત્ર મહિનામાં રામ નવમી ના દિવસે દવાડા ગામ આગમાં ખાખ થયું ગયેલું તેમાં દાદાભાનું મકાનને મહોલ્લો બચી ગયેલ.
- દાદાભાના પારે સર્પદંશ થયેલ વ્યક્તિઓને લાવવામાં આવે છે. ને ઝેર ઊતરી જાય છે. એમ કહેવાય છે. એમના ચમત્કારોના કેટલાય કિસ્સા લોકજીભે બોલાય છે.
- દાદાભાના નામની ચૈદ ગરબીઓ ગવાય છે. જેમાંની કેટલીક ગીત રચનાઓ છે તો બાકીના બેલેડ છે. કેટલીક પરંપરાગત રચનાઓ છે તો કેટલીક તાજેતરમાં જ સર્જાઈ છે.

- **દવાડા લસીફોઈની સમાધી :**




- સમાધીની જગ્યા કોઈ ઓળંગે નહી તે માટે ચારે બાજુ લોખંડની જાળી નાખેલ છે.

  અહીં આશરે ૪૫૦ વર્ષથી અખંડ જ્યોત બળે છે.

૧. ભોયતળિયું : અહીં હંગરામશીનો ચાંદીનો પાળિયો છે.




૨. બીજો માળ : અહીં બહેન લસીનું સ્થાનાંક છે. બાજુમાં તાંબાના ગરબા દેખાય છે.




૩. ત્રીજો માળ : અહીં ૧૧ ફૂટ ઊંચી અને ૫-૫ ફૂટ લાંબી પહોળી દહેરી છે. અહીં ભાઈ-બહેનની સંયુક્ત દહેરી છે. દહેરી ઉપર લાલ અને સફેદ નેજા ચડે છે.

૧. ગામ બહાર જ્યાં હંગરામશીને સમાધી આપવામાં આવે એ સામાધી ઓટો ૧૦-૧૦ ફૂટના પ્લેટફોર્મ જેવા ભાગ પર આ સમાધી દહેરી છે. અંદર કોડીયા અને ઘોડીયા પડેલા જોવા મળે છે.

૨. મક્તુપુર નાગદેરી ચરામાં હંગરામશીનું મસ્તક પડ્યું હતુ તે સ્થાનક અહીં સાટ ફુટ ઊંચી દહેરી છે. જેના પર સફેદ નેજા ચઢે છે. અહીં હંગરામશીનું મસ્તક પૂજાય છે.

૩. મક્તુપુર હંગરામશીની દહેરીની અંદરનો ભાગ દહેરીનો નાનકડો મસ્તકનોજ ભાગ પૂજાય છે. તે સિંદુરથી ભરાયેલો રહે છે. દહેરી નાની હોઈ અંદર જઈ શકાય તેમ નથી લોકો બહારથી પૂજા કરે છે.



કણી : સતીમાનો પાળિયો

સતીમાનો પંજો પૂજાય છે. સતીની આખી આકૃતિ જવલ્લેજ મૂકાય છે. ક્યાં તો પંજો કે સતી આખો હાથ પાળિયા પર કોતરાય છે. આ પાળિયા પર પ્રમાણમાં મોટી દહેરી આવેલી છે. દહેરીના પ્રવેશદ્વારા પર લેખ કોતરાયેલ છે.

ચોરીએથી ચિતા પર

આ પાળિયા કથામાં રાજસ્થાનના જોધપુર પાસેના ચાચરેટ ગામથી રાજપુત હઠીસંગની જાન ગુજરાતના પાલનપુરની રાજકુવરી કુંવરબા સાથે લગ્ન કરવા જોડાય છે. રાજસ્થાનથી હઠીસંગની જાન બળદગાડા ઊંટ અને ઘોડે સવાર સાથે લાંબી મજલ કાપી

ગુજરાતમાં ઉતરે છે. કુંવેરબા સાથે હઠીસંગના લગ્ન લેવાય છે. હઠીસંગની બહેન સજ્જનબા તેમનું લુણ ઉતારતી હોય છે. કસુબા ધોળાય છે ને હઠીસંગ રાજપુતના પરાક્રમની વાહ વાહ થઈ રહી છે. ગરાસણીઓના ચુંદરીના રંગ જેવા મીઠા ગળાના લગન ગીતના સૂર રેલાય છે.

માથે મુગર છેલ છતરી ભરાશો
ઝરમર મોતીઓવાળો, સીતાનો વર ધોગાળાશો
ત્યાંથી સીતાનો વર સેંમાળે આયા,
ગોવાળિયે વખાલ્યો, સીતાનો વર છોગાળો રે.

સીતાના વર સરીખા છોગાળા વરલાડાને ગામના સીમાડે ઢોર ચરાવતા ગોવાળિયાઓએ વખાણ્યો. વરલાડાના રૂપાળા ઘાટીલા દેહ પર ઘરેણા અરઘી ઉઢ્યા. અહી ગુજરાતમાં આવેલી જાનમાં સંપાદકે જાણીબુઝીને ગુજરાતી લગ્નગીત મુક્યાં છે. ગામમાં અને જાનમાં ઉમંગ માતો નથી હઠીસંગનાં લગન લેવાય છે. મંગળફેરા લેવાય છે. જાત-ભાટના દાન દેવાય છે. ત્રણ ફેરા થાય છે ને હાકપડે છે કે તરકો ગાયોના ઘણને આંતરી ભગાડી જાય છે. ત્યાંજ હઠીસંગ બેન સજ્જનબાને પૂછે છે કે આ શેની બૂમરાળ છે. સજ્જનબાને ભાઈના શૂરાતનની ખબર હતી એટલે આડી અવરી વાત કરી ચોરીના ચારફેરા ફરવા કહે છે. પણ હઠીસંગ માનતા નથીને રાજપુતનું લોહી ઉકળે છે. ગાયોને કસાઈવાળે જવા દઉંતો રાજપુતનો ઘરમ લાજે એમ કરી હઠીસંગ ગાયોની વહારે જાય છે. બહેન સજ્જનબા પણ રાજપુરની દિકરી ધીંગાણે ભાઈની સાથે જોડાય છે. રાત્રીના અંધકારમાં તરકોના ટોળા પર હુમલો થાય છે. ગાયમાતાના રક્ષણ અર્થે હઠીસંગ ચોરીનો ચોથો ફેરો પડતો મૂકી ખોડિયા ઢોલીને સાથે લઈ બુગિયો ઢોલે શૂરાતને ચડ્યા. બહેન સજ્જનબાને તરકોએ ઘેરી લીધા. એકબાજું ગાયોનું રક્ષણ અને બીજી બાજું તરકોના હાથમાંથી બહેન સજ્જનબાને છોડાવવા હઠીસંગ તરકોની વચ્ચે પડતાં ઘેરાય જાય છે. સજ્જનબા તરકોની

તલવારના ઘા થી ફૂલધારે ઉતર્યા. ભાઈ હઠીસંગે તલવારોના ઘા પોતાની બહેન પર ઝીંકતો જોયા રૂંવે રૂંવાં સળગી ઉઠ્યાં ઘોડી એણે તરકોના ઝૂંડમાં નાખી ઘોડી અને હઠીસંગ ગડથોલું ખાઈને જમીન પર પડ્યા. હઠીસંગને ચોમેરથી તરકોએ ઘેરી લીધા. શરીર પર અનેક ઘા ઝાંકાયા. છેવટે હઠીસંગનું માથું ધડથી અલગ થયું. ખોડીયા કોટવાળના ઢોલના ધબકારે ધડ લડતું રહ્યું તરકોએ કોટવારને પહેલાં વધેરી નાખે છે. ઢોલી ધરી પડ્યો અને તરધાયો (બુગીયો) વાગતો બંધ થયો. છતાંય હઠીસંગના ધડનું શૂરાતન ઉપરતુ નથી. તડકોએ હઠીસંગના તલવાર વીંઝાતા ધડ પર ગળીનો દોરો નાખ્યો ત્યારે ધડ શાંત થાય છે.

હઠીસંગના ધડ અને મસ્તકને મેત્રાણાની પાસે લાવ્યા. હઠીસંગની પરણોતર કુંવરબાને પતિ ઘીંગાણે કામ આવ્યાના ખબર પડી. એણે ચિતા ખડકાવી. હઠીસંગના ધડને લઈ કુંવરબા ચોરીએથી ચિતા પર ચઢે છે.

- કુંવારા ગામે કુંવરબા જે સ્થળે પતિના ધડને લઈને ચિતા પર ચડેલી તે જ સ્થાને કુંવરબાની દહેરી આવેલી છે. કુંવરબાના નામ પરથી ગામનું નામ કુંવારા પડ્યું.
- કુંવારાની પાસે આવેલા મેત્રાણા ગામ હઠીસંગનું ધડ પૂજાય છે. તો માથું જે જગ્યાએ ઘીગાણે કામ આવ્યા હતા ત્યાં ગાંગલાસણમાં પૂજાય છે. આ બાબતમાં બે ભિન્ન-ભિન્ન મત છે.
- હઠીસંગ જોધપુર પાસેના ચાચરેટ ગામના વતની હોઈ લોકો તેઓને ચાચરેયિયાર વીર કે ચાચરેટિયા ચૌહાણ તરીકે ઓળખાય છે.
- કાકોસી આજુબાજુના કાકોસિયા ઠાકોરો ચાચરેટને પોતાના કુળદેવ તરીકે હાલ પણ પૂજે છે.
- રહેમખાં ફોજદારને ચાચરેટ પરચો આપેલો તેથી તેણે ભાઈબીજના દિવસે ચાચરેટનો મેળો બાંધેલો.

- ગાંગલસણ અને મેત્રાણા બંને ગામે શિવમંદિર જેટલા મોટા ચાચરેટના મંદિરો આવેલાં છે. બંને ગામમાં ચાચરેટની બાજુમાં ખોડિયા કોટવાલની નાનકડી દહેરીઓ બનાવેલી છે.
- કોટવાળની દહેરી કાન અડકોડોતો ઢોલ વાગતો સંભળાશે એવી લોકમાન્યતા પણ છે.
- પહેલા ખોડિયા કોટવાલની પૂજા કર્યા બાદ જ ચાચરેટની પૂજા કરવામાં આવે છે.
- આજુબાજુના કેટલાક ગામોમાં વીર ચાચરેટિયાની દહેરીઓ આવેલી છે. વીર ચાચરેટની આરતીનું કવિત પણ ૨૨ પંક્તિનું રચાયેલું છે.
- ચાચરેટની ઉજાણી ફાગણ માસની અગિયારસથી ચાલું થાય છે. ચૈત્ર માસ સુધી ચાલું રહે છે. આજુબાજુના ગામોવાળા ઉજાણી માટે મેત્રાણા આવે છે. ચાચરેટને પહેલો ખીચડો મેત્રાણા ગામનો ચઢે છે. પછી બીજા ગામો વાળા ચઢાવે છે. કેટલાક ગામમાં અષાઢ મહિનામાં એમનું નૈવધ કરવામાં આવે છે.
- ચાચરેટને માતર કે સુખડી ચઢાવાય છે. ખોડિયા કોટવાળને વડા ચઢાવાય છે.
- ચાચરેટને ધજા અને ઘોડો ચઢાવવાનું મહત્વ છે. કેટલાક ચાચરેટની માનતા પણ માને છે.
- એક માન્યતા પ્રમાણે : ગાંગલાસણની પાસે માહીણી નદિને કિનારે ધારંબા માતાનું મંદિર આવેલું છે. હઠીસંગના બહેન સજ્જનબા કે જે અહીં તલવારની ફુલધારે ઉતરેલાં, એથી એમનું નામ ધારમાં પડ્યું ( આજુબાજુના ગામોનો લોકો અને ધારમા ના નામે જ ઓળખે છે. ધારંબા શબ્દ લોકવપરાશમાં નથી) તો બીજી માન્યતા પ્રમાણે : ધારના કિલ્લા પરથી કાલિક માતાને કોઈક સાધકો માતાને રીઝવીને સિદ્ધપુર આવવા તૈયાર થઈ. માતાએ માણસોને કહ્યું તમે ચાલ્યા જાવ હું તમારી પાછળ પાછળ આવીશ પણ તમે પાછું વળીને જોશો તો હું અલોપ થઈ જઈશ. સાધકો ચાલતા ચાલતા આ મુકામે આવ્યા અહીં તેમને શંકા થઈ પાછળ જોયું માતા

અલોપ થઈ ગઈ. તેથી એમણે અહીં મંદિર બાંધ્યું ધારંબા માતાની સામે વાઘની કોતરે પથ્થરની પ્રતિમા છે.

- મેત્રાણા હઠીસંગના પાળિયાની બંને બાજું સજ્જનબાની ખાંભી છે. લોકો હઠીસંગની આજુબાજુના પાળિયાને લુણાતી મા તરીકે પૂજે છે. હઠીસંગનું લુણ ખખડાવતા ખખડાવતા ગાયોની વારે ચઢીને ધીંગાણે કામ આવી તેથી લુણાતી મા નામ આપ્યું
- ગાયોના વારે ચઢીને વીરગતી પામેલા બીજા બે કિસ્સા આ વિસ્તારમાં છે. લોલાડા ગામે પણ (વાછડા) વીર ચોરીએથી સીધો જ ગાયોની વારે ચઢેલો ગાયો છોડાવીને પાછો લાવ્યો પણ ચારણ્ય દેવલાની મંજૂરી ગાય પાછી આવેલી નહીં. તેને છોડાવવા ફરી ધીંગાણે ચઢ્યો ને કામ આવ્યો અહીં ઢોલી અને કૂતરો ધીંગાણે મરાયેલા. એમના પાળિયા પણ છે. ઢોલીને પાળિયે કાન માંડીએ તો ઢોલના અવાજ સંભળાય છે. એવી એક લોકમાન્યતા અહીં પણ છે.
- અમૂઢ ગામે પણ હરપાળદે વીર ચોરીએથી સીધા જ ગાયોની વારે ચડેલા. ગાયોને છોડાવતાં કામ આવી ગયા. લોકોએ એમને પણ પૂજ્યા.
- અમૂઢ ગામે આંજણ પટેલ (ચૌધરી) માં વીર હપપાળદે થઈ ગયા. એ પણ ચાકીએથી સીધા જ ગાયો છોડાવવા ધીંગાણે ચડેલા. કામ આવેલા. અમૂઢ ગામમાં એમની ખાંભી રોપાઈ ને પૂજાયા. પણ એક વેળા હરપાળદે લઈને અમૂઢના ચૌધરીઓને નાસવું પડ્યું. વાત એમ બનેલીઃ મુજફ્ફર શાહની બેગમા અમદાવાદ થી અજમેર ઉરસ માં જવા નીકળેલી. એનું વેલડું અમૂઢ પાસેથી નીકળ્યું. ગામના છોકરાઓએ બેગમાને વેલડા સામે ધૂળ ઉડાવી. બેગમ ક્રોધ ભરાણી. મુજફ્ફર શાહને સમાચાર મેકલ્યા. આ સમાચાર સાંભળી લોકો નાઠા. સાથે પોતાના વીર

વડવા હરપાળદેની ખાંભી પણ લેતા ગયા. જઈને ચિતરોડા વસ્યા. ત્યાં હરપાળદે ખાંભી હાલ પણ પૂજાય છે.

ગાંગલાસણ મુકામે આવેલું ચાચરેટનું મંદિર અહીં હઠીસંગનું મસ્તક કપાયેલું. ફોટોમાં નાનું દેખાતું મંદિર ખૂબ જ મોટું અને હમણાં જ બનેલું છે. મંદિરની આગળ ગાભરો પણ છે. અહીં મસ્તક પૂજાય છે. આ મંદિરનો ઘાટ શિવમંદિર જેવો છે.




આ મંદિરની અંદરનો ભાગ છે. આ ચાચરેટનો પાળિયો છે. અંદર આરસ કામ કરેલું છે. અહીં ઘોડા અને શ્રીફળ ચઢાવવાનું મહત્ત્વ છે.



**ગાંગલાસણ** : ચાચરેટના મંદિરમાં આવેલી ખોડિયા કોટવાલની દહેરી. ચાચરેટની પૂજા થતા પહેલા અહીં પૂજા કરાય છે. Follk Etymology પ્રમાણે આ દહેરીએ કાન માંડો તો ઢોલ વાગતો હોય તેવા અવાજ સંભાળાય છે.




મેત્રાણા હઠીસંગનું મંદિર આ મંદિર ખૂબ મોટું છે. મંદિર ઉપર આકર્ષક રંગકામ છે. તો ટોચે અસંખ્ય સફેદ નેજા ફરકે છે. મંદિરની બાજુમાં ખોડિયા કોટવાળની દહેરી ફોટોમાં મોજુદ છે.




મંદિરની બાજુમાં એક ભવ્ય વડલો અને બાજુમાં ઝાડી છે. મંદિરની બાજુમાં ગોગા મહારાજનું સ્થાનક છે.

**મેત્રાણા** : અહીં હઠીસંગનું ધડ પૂજાય છે. આ મંદિરની અંદરનો ભાગ છે. અંદર ત્રણ પાળિયા છે. ત્રણ પાળિયાનો સાથે ફોટોગ્રાફ આવી શકે તેમ નથી. વચ્ચે હઠીસંગનો પાળિયો છે. અને આજુબાજુ લુણાતી મા ના પાળિયા છે. આવી લોકમાન્યતા છે. પણ હકીકતે ખંડિત પાળિયા બાજુમાં ખસેડી તેની જગ્યાએ નવા પાળિયા લાવેલા હોય તેમ લાગે છે. મંદિરના એક ખૂણે ઘોડેસવાર હઠીસંગની પત્થરમાંથી કોરી કાઢેલી આકર્ષક પ્રતિમા છે. અહીં ઘોડા ચઢે છે. ફોટામાં ઘોડા મોજુદ છે.




કુંવરબાઈની દહેરી - કુંવારા તા. સિદ્ધપુર

મેત્રાણાથી બે કીલોમીટર દુર આવેલા કુંવારા ગામે આ દહેરી છે. અહીં કુંવરબા પોતાના પતિના શબને લઈ ચિતા ઉપર ચડેલી તે સ્થાનક દહેરી પ્રમાણમાં મોટી છે.

(સંદર્ભ :- સરસ્વતીને કાંઠે પૃષ્ઠ નં. ૧૭૫ થી ૧૮૨)

## ● પાળિયાની વિશેષતાઓ :

ઉત્તર ગુજરાતના પાળિયા કે ખાંભીઓનો હજુ જોઈએ તેટલો અભ્યાસ થયો હોય એમ જણાતું નથી. ઉત્તર ગુજરાતમાં મોટાભાગનાં ગામોમાં પાળિયા આવેલા છે. જેમાં મોટાભાગનાં પૂજન-અર્ચન થતાં નથી. આ પાળિયાઓ મોટાભાગે ગામ પાસેના તળાવને કાંઠે અગર તો જ્યાં શૂરવીર કામ આવ્યો હોય ત્યાં રોપાયેલા માલુમ પડે છે. આ પાળિયાનો ઈતિહાસ મેળવવો હવે ખૂબ જ મુશ્કેલ બન્યો છે. આ પાળિયાના ઈતિહાસના જાણકારો હવે રહ્યા નથી. સમાજમાં હવે આ પૂરાતન શૂરવીશે કે સતીઓ પ્રત્યેનો ભક્તિભાવ કે અહોભાવ ધીરે ધીરે ઘસાઈ ગયો છે. કાળના પ્રવાહમાં પાળિયાઓનો ઈતિહાસ અને પાળિયો ખૂદ લુપ્ત બની રહ્યો છે. લોકો ખેતરમાં નડતરરૂપ બનતા પાળિયાઓને ખોદીને દુર ફેંકે છે. કાંતો અન્ય ઉપયોગમાં લેતા જોવા મળે છે. આ પાળિયાઓની આગવી સૃષ્ટિ છે. આગવો ઈતિહાસ છે. તેમ આગવા નિયમો છે. સંશોધન દરમ્યાન પાળિયા રોપવા માટેના વણલખ્યા નિયમો જે તારવી શકાયા છે તે અને તેની ખાસિયતો અહીં મૂકી આપી છે.

પાળિયાનું મુખ હંમેશા પૂર્વ દિશા તરફ જ રાખવામાં આવે છે. બીજી કોઈ દિશા તરફ એનું મુખ હોતું નથીજ. કેટલાક કિસ્સાઓમાં પાળિયા અને ખોદી અન્ય સ્થળે રોપવામાં આવ્યા છે. તે પાળિયાઓનું મુખ અન્ય દિશા તરફ ફેરવાઈ ગયું છે. ખેતરમાં નડતરરૂપ લાગતા પાળિયા ખેડુતો બીજે રોપે છે. ખેડુત પાસે પાળિયાની ચોક્કસ ખાસિયતો કે નિયમોની જાણકારી નહી હોવાને કારણે આ અપવાદો સર્જાયા છે.

કેટલાક પાળિયાઓ લોકજીવનમાં ખૂબ બળવાન અને ચિરંજીવી છાપ ધરાવે છે. આવા પાળિયાઓ સમાજમાં લોકદેવતા તરીકે પણ પૂજાય છે. આવા પાળિયાઓ પર શિવમંદિરો કરતાં પણ ભવ્ય મંદિરો બનાવાયાં છે. ઈશ્વર કરતાં પણ વધુ શ્રદ્ધાથી અને પ્રચંડ આસ્થાથી આવા શૂરપુરાઓને લોકો પૂજે છે. આવા લોકદેવતાના નામના મોટા મેળા ભરાય છે. દા.ત. દવાડા, તા. વિસનગરના દાદાભાનો મેળો, મેત્રાણા, તા. સિદ્ધપુરનો ચાચરેચદાદાનો મેળો, બનાસકાંઠામાં લાધાભાનો મેળો. આ મેળાઓમાં લોકો હજારોની સંખ્યામાં ભાગ લે છે. આ લોકદેવતાઓનો બેન્ડવાજા તથા ઢોલ-નગારા વગાડીને વરઘોડા પણ નિકળે છે.

પાળિયા પર મોટાભાગે સૂર્ય-ચંદ્ર કોતરવામાં આવે છે. આ સૂર્ય-ચંદ્રમાં પ્રતિકો પાછળ બે ઉદ્દેશો રહેલા હોય એમ અભ્યાસ દરમ્યાન જાણી શકાયું છે.

૧. સૂર્ય અને ચંદ્ર સનાતન સત્ય છે. લોકજીવનમાં એમનું આગવું અને વિશેષ સ્થાન છે. લોકો સૂર્ય-ચંદ્રને દેવ ગણીને પૂજે છે. આરાધના કરે છે. આ સનાતન દેવતાઓની સાક્ષીએ પાળિયાઓને રોપવામાં આવે છે. આ પહેલો ઉદ્દેશ છે.

૨. તો બીજા ઉદ્દેશ પ્રમાણે : જ્યાં સુધી આકાશમાં સૂર્ય-ચંદ્ર હશે ત્યાં સુધી આ વીર સતી કે પાળિયા પર કંડારાયેલ વ્યક્તિની કીર્તિ અમર રહેશે.

પાળિયા પર હંમેશાં લેખ કંડરાયેલું હોય છે. ( કેટલાક કિસ્સાઓમાં લખાણ નથી મળતું) જે પાળિયા પર લેખ કંડારાયેલ હોય તેમાં પ્રથમ સંવત, ત્યારબાદ મહિનો પછી સુદ કે વદ પછી તિથિ અને અંત વાર લખેલાં જોવા મળે છે. આ લખાણની સળંગસૂત્રતા બધાજ પાળિયાઓ પર એક સરખી જોવા મળે છે. ત્યારબાદ પાળિયાકથા કારણે મૂકાયો છે. એ ઘટનાનો ટૂંકમાં ઉલ્લેખ મળે છે.

૧. વીર કે શહિદના જમણા હાથમાં જ ભાલો તલવાર કે કટાર કે અન્ય હથિયાર મૂકાય છે. જ્યારે ડાબા હાથમાં ઢાલ મૂકાય છે. ડાબા હાથમાં ભાગ્યેજ હથિયાર જોવા મળે છે.

૨. ઘોડે સવાર કે ઊંટસવાર પાળિયો હોયતો ઘોડા કે ઊંટનું મુખ ઉત્તરદિશા તરફ જ જોવા મળે છે.

૩. શૂરવીર કે સતીના મુખને એકબાજુ વાળું ક્યારેય કોતરાયેલું જેવા મળ્યું નથી. એનો ચહેરો આખો પાળિયા પર કંડારાય છે. કોતરાયેલ વીરનું શરીર એકબાજુ કે ક્યારેક ત્રાંસુ જોવા મળે છે. ટુંકમાં શૂરવીરનું ધડ શરીરનો એક બાજુનો ભાગ ચાલી શકે પણ ચહેરો આખો હોવો અનિવાર્ય છે. એક માન્યતા એવી છે કે એક આંખવાળું મોઢુ હોય તો દેવત્વ ખંડિત થાય માટે આવા લોક આરાધ્ય દેવો હંમેશા બે આંખવાળા જ મૂકાય છે.

રાજા પ્રધાન કે રાજવી કુટુંબની મહત્વની વ્યક્તિઓના પાળિયા હંમેશા રથારૂઢ કંડારાય છે. ક્ષત્રિઓના પાળિયા ઘોડે સવાર કોતરાય છે. રબારી કોમના શૂરવીરોના પાળિયા ઊંટ કે સાંઢણી સવાર કંડારાય છે. બીજી નીચલી કોમના સૂરવીર પદાતિ પગપાળા ચાલતા દર્શાવેલા માલુમ પડ્યા છે. અમદાવાદ થલતેજ રોડ પરના શાંતિનાથ મહાદેવની બાજુમાં રથારૂઢ વ્યક્તિનો પાળિયો છે. (માહિતી તપાસતાં એ રાજા પાળિયો હોમ તેમ લાગતું નથી) કમાણા, તા. વિસનગર નો રથારૂઢ પાળિયો લોકોએને પાટણના છેલ્લા અવિચારી રાજા કર્ણદેવના પાળિયા તરીકે ઓળખાય છે. દોલાવીર તરીકે સિંદુર ચડાવે છે.

મુસદ્દી દીવાન નગરશેઠ વગેરેના પાળિયા રથારૂઢ હોય છે. કાળક્રમે પાળિયાનાં શિલ્પોમાં પણ પરિવર્તન ધૂસી ગયાં છે. શૂરવીરનાં વંશજો આના માટે વધુ જવાબદાર છે. દા.ત. ચારૂપ, તા. પાટણમાં નવલસંગ રાજપૂતનો પાળિયો છે તે હકીકતે વીરતા દર્શાવી ધીંગાણે કામ આવ્યો નથી. પણ એને વંશ ન હોવાથી એનું નામ કાયમ રાખવા પાળિયો મૂકાયો હતો મક્તુપુર, તા.સિદ્ધપુરમાં જૈમ વાણિયાનો અને કરણપુર, તા. વિસનગરમાં વણઝારાનો પદાતિ પાળિયો હયાત છે. વસવાયા, વાણંદ, સઈ, સુથાર, ભંગી, હરીજન વગેરેથી ઘોડા પર ન બેસાય. એમને તો પગપાળા જ લડવું પડે એ કારણે એમના પાળિયા પદાતિ મૂકાયા છે. એમ, લોકમુખે જાણવા મળ્યું છે.

સતીનો પાળિયો હોય તો હાથની આકૃતિ કંડરાય છે. ઘણે ભાગે ડાબા હાથની આકૃતિ કે પંજા કોતરાય છે. ભાગ્યે જ સતીની આખી આકૃતિ મૂકાય છે. દા.ત. કરણપુર, તા. વિસનગરમાં સતીની આખી આકૃતિ છે. આખી સ્ત્રી આકૃતિની બીજા પાળિયા દેલમાલ, તા. ચાણસ્મામાં જેઠી પહેલવાનો અને એમની પત્નીઓના સંયુક્ત એવા પાંચ પાળિયા મુકાયા છે. તો રૂપાલ, તા. હિંમતનગરમાં ચિતાના જવાળાઓમાં સળગતી સ્ત્રી સતીનો પાળિયો મુકાયો છે.

સતીનો પાળિયો કાટખૂણે વાળેલા હાથની આકૃતિવાળો કંડારાય છે. મોટાભાગે હાથની આકૃતિ પર બલૈયાં કે કંકણ કંડારવામાં આવે છે. આ કાટખૂણે વાળેલા સતીના હાથની આકૃતિ આશીર્વાદની મુદ્દાનું પ્રતિક છે. જેમ દેવ-દેવતાઓ હાથનો પંજો ઊંચો કરીને આશીર્વાદ આપે તેવું જ અહીં પણ છે. શિકોતરોના પાળિયા પણ હાથની આકૃતિવાળા જોવા મળ્યાં છે. દા.ત. મુંજપુર પાસે લોટેશ્વરમાં શિકોતરોના આવા અ સંખ્ય પાળિયા ઉભા છે. સતીના પાળિયા ઉપર છતરડી કે છત્ર બનાવાય છે.

પાળિયા પત્થર કે લાકડામાંથી બનાવવામાં આવે છે. કેટલાક કિસ્સામાં (જવલ્લે) ચાંદીના પાળિયા મુકાય છે. દા.ત. દવાડા, તા. વિસનગરમાં દાદાભા હંગરામશીનો પાળિયો ચાંદીનો છે.

❖ **પાળીયા : એક અનોખી સૃષ્ટિ**

પાળિયા પથ્થર કે લાકડામાંથી બનાવવામાં આવે છે. કેટલાક કિસ્સામાં (જવલ્લે) ચાંદીના પાળિયા મુકાયા છે. દા.ત. દવાડા (તા. વિસનગર)માં દાદાભા-હંગરામશીનો પાળિયો ચાંદીનો છે.

લાકડાના પાળિયો રાજસ્થાન, ઉત્તરગુજરાત અને ડાંગથી દાંતા સુધીના આદિવાસી વિસ્તારોમાં જોવા મળે છે. દા.ત. કરણપુર (તા. વિસનગર)માં મનતા પસા વણજારા અને પૂરબાનો લાકડાનો પાળિયો છે. આ પાળિયો ચોમાસે ભીંજાયને ઉનાળે તડકે તપતો હોવા છતાં એમાં નજીવી તિરાડ પણ પડી નથી. વળી, ઊંધાઈથી ખવાયો પણ નહી. આ લાકડું Fireproof (અગ્નિથી આદાહ્ય) છે. લોકશ્રુતિ-અનુસાર આ લાકડું કેંગરના ઝાડનું છે. સમ્રાટ અશોક પોતાનો મહેલ આવા કેંગરના લાકડામાં થી બનાવ્યો હતો. ઉ.ગુના આદિવાસીઓ લીલા કે સુકા ઝાડના ઉપર જ પાળિયો કોતરી નાખે છે.

પથ્થરના પાળિયા મોટે ભાગે સફેદ રેતિયા પથ્થરમાંથી બનાવાય છે. તો અપવાદરૂપ લીલા કે કાળા પથ્થરમાંથી બનાવેલા પાળિયા પર જોવા મળે છે. જૂનાં ખંડિત થયેલાં મંદિરોનાં પથ્થરમાંથી પણ પાળિયા કંડારાય છે. ટૂંકમાં, જે પથ્થર હાથપગો હોય તેમાંથી એને ઘડી કાઢવામાં આવે છે. કેટલાક કિસ્સાઓમાં આરસપહાણના પાળિયા પણ મુકાયા છે.

પાળિયાની ટોચનો ભાગ ઊંધા વી (^) આકારનો ઉપરથી અર્ધગોળાકાર, કલાત્મક શિખર જેવો કે પછી સપાટ (-) રાખવામાં આવે છે. કેટલાક કિસ્સાઓમાં પાળિયો જો સમચોરસ લાંબા પથ્થરમાંથી બનાવવામાં આવ્યો હોય તો એના ઉપર મંદિરના શિખર જેવો ભાગ(ઘુંમટ-શિખર) કોતરવામાં આવેલ હોય છે.

ઉત્તર ગુજરાત ઘણે ઠેકાણે, લગભગ વિપુલ માત્રામાં પ્રાચીન ખંડિત મંદિરો જોવા મળે છે. મુસ્લિમ આક્રમણોને કારણે એ ખંડિત થયેલા મંદિરોના આવશેષો-સમા પથ્થરોમાંથી પાળિયા ઘડી કાઢવામાં આવ્યા છે. દા.ત. પાલોદર (તા.મહેસાણા)માં રૂપશંકર મહારાજનો પાળિયો, દવાડા (તા. વિસનગર)માં ઘોડેસવારના ત્રણ અલગ અલગ પાળિયા, ભીલડી (તા. શિહોરી) ના પાળિયા તૂટેલાં મંદિરોના અવશેષોમાંથી બનાવ્યા છે.

પાળિયા માત્ર માનવીઓ કે શૂરપુરાઓના જ મુકાયા છે એવું નથી, જાનવરોની વીરતા કે વફાદારીના પાળિયા પણ ઘણે ઠેકાણે મુકાયા છે. દા.ત. ચંડાવજ, (તા. સિદ્ધપુર)માં કિલવા કૂતરાની દહેરી, શંખેશ્વર (તા. ચાણસ્મા)માં ગાય - કૂતરાનો પાળિયો, ગેડા (તા. હિંમતનગર)માં કૂતરા-કબૂતરને ચકલાંનો પાળિયો મુકાયો છે. ધ્રાંગ (કચ્છ)માં કૂતરાં-ગધેડાનો પાળિયો છે. રણમાં ભૂલા પડેલા વટેમાર્ગુને કૂતરો માર્ગ બતાવેને ગધેડાની પીઠ પરના રોટલા અને પાણી વટેમાર્ગુને તૃપ્ત કરતા, વર્ષો સુધીની વટેમાર્ગુઓની સેવાની સ્મૃતિ કાયમ રાખવા તેઓના પાળિયા રોપાયા છે.

માનવ-વીરતા જ પૂજનીય છે એવું નથી એ સમયે પશુવીરતાની કદર થતી ને પૂજનીય હતી. પશુઓનું લોકજીવનમાં આગવું સ્થાન હતું. પશુઓના પાળિયા પર પણ જેતે પશુની આકૃતિને લખાણ હોય છે. સંવત, મહિનો, સુદ કે વદ, તિથિ ને વાર, તો પાળિયા મુકાયાનું કારણ પણ કંડારાયેલું જોવા મળે છે.

ત્રાગાનો પાળિયો હોય તો શિલ્પમાં તલવાર કે કટારથી ગળું કાપતું શિલ્પ કંડારાય છે. ત્રાગું કરનારે પેટમાં કટાર પરોવી મૃત્યુ આણ્યું હોવા છતાં તલવાર ગળામાં પરોવી હોય એવું શિલ્પ પાળિયે કંડારાય છે. દા.ત. અમુઢ, (તા.સિદ્ધપુર)માં નાથબાવા સંપ્રદાયના સાધુનું ત્રાગું, સુણોક (તા. સિદ્ધપુર)માં ગરીબદા ભાટનું ત્રાગું, લાલપુરા (તા. સિદ્ધપુર) અને શંખેશ્વરમાં ત્રાગાના થોકબંધ પાળિયા છે.

શંખેશ્વરમાં અપવાદરૂપે પેટમાં કટાર નાખી ત્રાગું કરતો પાળિયો છે. સ્ત્રીઓને જો ત્રાગું કરવાની ફરજ પડે તો એ પહેલાં પોતાના થાનેલા (સ્તન) કાપી નાખી, ત્યારબાદ શરીર પર કટાર ઝીંકીને લોહી છાંટતી. આ રીતે સ્ત્રીએ ત્રાગું કર્યું હોવા છતાં પાળિયે તો હાથની આકૃતિજ કંડારાય છે. જાપાનમાં પણ ત્રાગું જેવી જ હારાકીરીની પ્રથા હતી.

પુરુષોમાં કટારથી થતાં ત્રાગાં ત્રણ પ્રકારનાં હોવાનું જનશ્રુતિ દ્વારા જાણવામાં મળ્યું છે.

(ક) ચોકડીએ ચોકડીયું ત્રાગું, જેમાં કટારગળાની આરપાર પરોવી દેવાતી, વળી, બીજી કટાર જડબાંની નીચેથી તાળવાને છેદીને માથાનો આરપાર કાઢી દેવાતી.

(ખ) છોગાળું ત્રાગું જેમાં કટાર જડબા નીચેથી નાખી તાળવાને છેદીને માથામાં નીકળતી.

(ગ) ફાંદાળું ત્રાગું, જેમાં કટાર પેટમાં નાખી, આંતરડાં બહાર કાઢી આત્મબલિદાન દેવાતું.

(ઘ) ત્રાગું જોનાર માનવીઓ ધ્રુજી મારે એવો ત્રાગાનો પ્રકાર તો રૂ ઢગલાનો છે.જેમાં રૂથી ભરેલો એક ડગલો સિવડાવી એ શરીર ઉપર પહેરી કાઢવામાં આવતો, એના ઉપર દિવેલ કે કેરોસીન છાંટીને જાતે જ આગ ચાંપવામાં આવતી, ઉપરાંત ત્રાગું કરનાર નાહીધોહીને શિવમંદિર કે ધર્મસ્થાનથી પોતાની જાતને અગ્નિને હવાલે કરી જેણે અન્યાય કર્યો હોય તેના ઘર સુધી સળગતો ચાલ્યો જતો.

કેટલાક કિસ્સાઓમાં અન્યાય, જુલમ છેતરામણ કે વિશ્વાસભંગ સામે પોતાનાં નાનાં છોકરાંને પથ્થર પર પછાડીને એમના જીવ હરણવામાં આવતો દા.ત. કણી (તા. પાટણ) માં આ પ્રકારનો પાળિયો છે.

પાળિયો એક કે બે વ્યક્તિનો શહાદતને દર્શાવતા જ મુકાય છે એવું નથી, એક સાથે કેટલાય જણા વીરતા દર્શાવી ધીંગાણે (વહારે ચડી) કામ આવ્યા હોય તે બધાની સ્મૃતિમાં એક જ સંયુક્ત પાળિયો રોપાયો હોય એમ પણ બન્યું છે. લોટેશ્વર માં મંદિરની દીવાલ સાથે જડાયેલા પાળિયામાં શિવલિંગને નમન કરીને જતી સેનાનો પાળિયો છે. યુદ્ધમાં હોમાઇ

ગયેલા સૈનિકોની યાદમાં આ ખાંભી મુકાઈ છે, તો મક્તુપુર અને ટુંડાવ (તા. સિદ્ધપુર) ની સીમમાં વહારે ચડીને મૃત્યુ પામેલાઓના પાળિયા પર ચારે તરફ યુદ્ધ કરતા માનવીઓનું શિલ્પ છે. આમ, આવા પ્રસંગોએ એક પાળિયા પર અનેક શહીદોની સ્મૃતિ કોતરાયેલી જોવા મળે છે. ભૂજના સંગ્રહાલયમાં મુકાયેલા પાળિયા પર વહાણ માં યુદ્ધ કરતાં પાંચ ખારવાઓનું શિલ્પ જોવા મળે છે. એ પાળિયો ૧૧ થી ૧૩ મી સદીનો હોવાનું જાણવા મળ્યું છે.

પવિત્ર જગ્યાનું સૂચન કરવા માટે પણ પાળિયા મુકાયા હતા. આવા પાળિયા પર ગાય અને વાછરડાનું શિલ્પ કંડારાવામાં આવતું. જેમાં ગાય ઘાસ કે લાડુ ખાતી હોય, તો વાછરડું ગાયને ધાવતું હોય એવું શિલ્પ કોતરાતું, આવા પાળિયા પર ગાય વાછરડાના શિલ્પ નીચે સંવત, મહિનો, સુદ કે વદ, તિથિ, વાર અને આ જમીન કયાં દાન કરી એનો ઉલ્લેખ કે જેતે પવિત્ર સ્થાનમાં વિસ્તાર હેતુ અને વિગતોનો ઉલ્લેખ જોવા મળે છે. દા.ત. મક્તુપુર, ગાંગલાસણ, બ્રાહ્મણવાડા ને બોકરવાડા જેવાં ગામોમાં આ પ્રકારના પાળિયા જોવા મળ્યા છે.

ધર્માદા જગ્યા કોઈ પચાવી ન પાડે એ માટે ગધેડાગાળ કે ઘોડાગાળના પાળિયા પણ મુકાય છે. જે પાળિયા ઉપર ગધેડા કે ઘોડી ઉપર ઘોડો કે સ્ત્રીના ઉપર ગધેડો કે સ્ત્રીના ઉપર ઘોડાનું શિલ્પ કંડારવામાં આવે છે. આ એક પ્રકારની અશ્લીલ ગાળ ગણાય, જેથી ધર્માદા જગ્યા કે સ્થાન પચાવી પાડનાર આવી સાર્વજનિક મિલકતને નુકશાન પહોંચાડનારને માટે ગધેડો કે ઘોડા નીચેની સ્ત્રી માતૃસમાન લાગે એ ઉદ્દેશથી આવા પાળિયા મુકાય છે, જેથી કરીને આવી ધાર્મિક કે સાર્વજનિક મિલકત કોઈ પચાવી પાડતું નથી. આવા પાળિયા ખોલવાડા (તા. સિદ્ધપુર), વિઠોડા (તા. ખેરાળુ), કુણઘેર(તા. પાટણ) અને શંખેશ્વરમાં જોવા મળે છે.

ચોર ચોરી કરતાં પકડાય ત્યારે ચોર જે ગામનો હોય તે ગામના આગેવાન લોકોને બોલાવવામાં આવે ગામના આગેવાનો કબૂલાત આપે કે હવેથી મારા ગામના કોઈ માણસો તમારા ગામમાં ચોરી નહી કરે અને જો ચોરી કરે તો અમારું ગામ ગધેડાના પેટનું ગણજો. આ ચોરીના પ્રસંગ અને કબૂલાતના સંદર્ભમાં પણ ગધેડા-ગાળાના કે ઘોડા-ગાળાના પાળિયા મુકાયા છે. દા.ત. તા. ખેરાળુ ગામની ચારે દિશાએ આવા ગધેડાગાળના પાળિયા જોવા મળે છે.

તો કેટલેક સ્થળે સ્ત્રીપુરુષ મૈથુનના શિલ્પોવાળા પાળિયા પણ મુકાયા છે. પશુ અને પુરુષ મૈથુનના પાળિયા પણ જોવા મળે છે. દા.ત. પાલોદર (તા. મહેસાણા)માં આવા ત્રણ પાળિયા છે.

ચમત્કારિક સાધુ-સંતોએ જીવતાં સમાધિ લીધી હોય તો એમના પણ પાળિયા મુકાય છે. એનો આકાર પણ પાળિયાના જેવો જ હોય છે. એના શિલ્પમાં સાધુ કે સંતને સમાધિ લગાવીને બેઠેલો કોતરાય છે. દા.ત. ચંડાલજ (તા. સિદ્ધપુર)માં ચમત્કારિક સાધુનો પાળિયો છે. ચમત્કારિક કે ઉચ્ચ દરજ્જાના સાધુસંતોના મૃત્યુ પછી એમની સમાધિના ઓટા બે પ્રકારના જોવા મળે છે.

૧. જે સાધુ સંતોએ જીવતાં સમાધિ લીધી હોય તેમના સ્મૃતિચિહ્ન તરીકે શિવલિંગ મૂકવામાં આવે છે. દા.ત. ઊંઝા, માતપુર (તા. પાટણ), વાલમ (તા. વિસનગર)
૨. મૃત્યુ પછી સાધુ કે સંતને ભંડારવામાં આવ્યા હોય એમનાં સ્મૃતિચિહ્ન તરીકે પગલાં મૂકવામાં આવે છે.

કાળક્રમે હવે આ નિયન રહ્યો નથી. મૃત્યુ પામ્યા બાદ ભંડારવામાં આવ્યા હોય તો પણ શિવલિંગ મુકાય છે. આવા ત્રીસેક સમાધિ ઓટા વાલમ, (તા. વિસનગર) પાસે વાળીનાથની જગ્યામાં છે, જ્યાં ત્રણ સંતોએ જીવતા સમાધિ લીધી છે, જ્યારે માતપુર(તા. પાટણ) ગામની સીમમાં આવેલ મહાદેવની જગ્યામાં પંદર સમાધિ-દહેરીઓ છે.

ઠેસ હોય તો પાળિયો કરતાં નાની હોય છે. એના પર લખાણ કે ચિત્ર હોતું નથી, ક્યારેક જ લખાણ હોય છે. પથ્થર અણઘડ કે ખરબચડો હોય છે. દા.ત. કામલી (તા. સિદ્ધપુર) મુગલાણી માતાના મંદિર પાસે આવી ઠેર છે.

કેટલીકવાર દેખીતી રીતે પાળિયો લાગે, પણ વાંચતાં માલૂમ પડે કે આ તો દાનપત્ર છે. દાનપત્રો માત્ર તાંબાનાં પતરાંનાં જ હોય એવું નથી, પથ્થર પર પણ આવાં દાનપત્રો હોય છે. વાવના એક ખૂણે મુકાયેલાં આવાં દાનપત્રોના પાળિયા ઘણે સ્થળે જોવા મળે છે.

ભૂમિ દાનમાં આપી હોય તો પણ પથ્થરની શિલા પર દાનપાત્રો કંડારાયા છે દા.ત. મક્તુપુર અને ટુંડાવ ગામની શીમ વચ્ચે આવું દાનપાત્ર છે. ઊંઝા ઉમિયા માતાના મંદિરમાં મધ્યપ્રદેશના પાટીદારોએ ઊંઝાના બ્રાહ્મણોને જમીન દાનમાં આપ્યાનો સફેદ આરસનો સૂર્ય-ચંદ્ર કોતરેલો પાળિયો છે.

કેટલીક વેળા જમીનમાં ધન દાટીને એનાં સંકેત રૂપે દર્શાવતા પાળિયા રોપવામાં આવતા. આ ભૂમિગત ધનના સંકેત દર્શાવતા પાળિયા ઉપર વિશિષ્ટ પ્રકારના સંકેતો દર્શાવવામાં આવેલા છે. દા.ત. ચંડાલજ (તા. સિદ્ધપુર). જનશ્રુતિ અનુસાર લાખા વણજારાએ અહીં કિલવા કૂતરાને મારી પસ્તાવારૂપે પોતાનું સઘળું ધન દાટીને એ સાધુ બની ગયો ત્યારે એક કિલોમીટરની સાધી રેખામાં ચાર ધન સંકેત દર્શાવતા પાળિયા ઊભા કર્યા છે. રણછોડપુરા અને કરલી વચ્ચે તથા મક્તુપુર (તા. સિદ્ધપુર)માં આવા વિશિષ્ટ સંકેતો દર્શાવતા પાળિયા છે.

ખેતરપાળ (ક્ષેત્રપાળ)ના પાળિયા પણ મુકાય છે. ખેતરપાળ એટલે ખેતરનો રક્ષક (પાલક), ક્ષેત્ર એટલે સ્થાન કે દિશાના રક્ષક. પૂર્વે લોક ખેતી પર નભતાં તેથી પાકનું રક્ષણ આવશ્યક હતું. જનશ્રુતિ-અનુસાર સાપ ધનની રક્ષા-ચોકી કરે, ખેતરના પાકને ઉંદર નુકસાન કરે તેનું ભક્ષણ કરે, એ ઉદ્દેશથી ખેતરપાળ તરીકે સર્પપૂજા પ્રવેશી. કુટુંબની કોઈ વ્યક્તિ અકાળે મૃત્યુ પામી પૂર્વજ (સાપ) બને તો એને પિતૃ ગણી પૂજા-અર્ચના લોકો કરે છે.

આવા પૂર્વજને ખેતરને સેઢે બેસાડવામાં આવે સ્થાપવામાં આવે તો એ ખેતરની રક્ષા કરે છે. (ગામે ગામ પૂર્વજ થયાની કલ્પનાસભર વાર્તાઓ ઉ.ગુ.માં સાંભળવા મળે છે. આ પૂર્વજ ઘરની પાણિયારે રહે, મોરિયો ઊંચો કરી માટલાનું પાણી પીયે, ખેતરના માળે બેસી પાકની રક્ષા કરે, નાના રડતા છોકરાના મુખમાં પોતાની પૂછડી મૂકે, બાળક પૂંછડીને ધાવ્યા કરે, સાંપ બાળકને કાંઈ જ ન કરે)

આવા ખેતરપાળ આરંભમાં ખેતરના દેવ તરીકે ને પછી કાલક્રમે ગામ કે પંથકના દેવ તરીકે પૂજાય છે. દા.ત. કાલેડા (તા.પાટણ) માં ખેતરપાળનું મોટું મંદિર છે અને મેળો ભરાય છે. જે કન્યાને કોઈ પરણેતર ન મળતો હોય તેવી કન્યાઓને આવા ખેતરપાળ સાથે પરણાવતી, ઉ.ગુ.માં લોકવ્યુત્પત્તિઓ (ફોક ઈટિ-મો લોજીઆ) તો ગજબની ચાલી છે. જે સ્ત્રીને ધાવણ ન આવતું હોય તેવી સ્ત્રી કોઈ વીરના પાળિયે ચુંબન(કિસ) કરે તો ધાવણની સેર ચડે સતીનો મઢ કમખા (બ્લાઉઝ કાઢીને) થી સાફ કરે તો ધાવણ આવે.

પાળિયાઓની આ સૃષ્ટિ અનોખી છે. કેટલીક વાર આ પાળિયા ઈતિહાસની ખૂટતી કડી-સમા પણ બની જાય છે, ખોટા ઈતિહાસો સુધારી પણ આપે અને દસ્તાવેજી પુરાવા બની જાય છે. ઉતર ગુજરાતના પાળિયાઓ વિશે હજુ સંશોધન થયું નથી. કામ કરનારઓની અછત વરતાય છે.

(સંદર્ભ : સરસ્વતીને કાંઠે)

● **ડૉ. અમૃત પટેલ કૃત 'સરસ્વતીને કાંઠે' પાળિયામાં પ્રાણ પૂરવાનો પ્રયાસ**

૧૯૨૩માં પ્રકાશિત સૌરાષ્ટ્રની રસધાર ભાગ-૧ ની પહેલી આવૃત્તિના નિવેદનમાં ઝવેરચંદ મેઘાણી લખે છે. - મુંબઈના કોઈ એક સાક્ષરે એવો નિશ્વાસ નાખેલો કે, કાઠિયાવાડ-ગુજરાતી ભૂમિમાં કવિઓને પ્રેરણા સ્ફૂરે એવું કશું રહ્યું નથી. એટલે આપણે એ પ્રેરણાની શોધમાં કાશ્મીર જવું પડે છે.

''એવું આકરું મહેણું પામેલા આ કાઠિયાવાડની - આ સૌરાષ્ટ્રની પૂરી તો નહિ, પણ બને તેટલી પિછાન આપવાની રસધાર નો અભિલાષ છે.''

રસધારના પાંચ ભાગ અને તે પછી ઝવેરચંદ મેઘાણીએ લોકસાહિત્ય-સંશોધન-સંપાદન ક્ષેત્રે જે કામ કર્યું છે તે સર્વવિદિત. આવું જ કામ ઉત્તર ગુજરાતમાં - ઉત્તર ગુજરાતના લોકસાહિત્ય સંશોધન - સંપાદનક્ષેત્રે અમૃત પટેલનું છે. લોકસાહિત્ય સંશોધન-સંપાદનક્ષેત્રે ૧૯૮૩થી અવિરત કામ કરી રહેલા અમૃત પટેલે લોકસાહિત્યના ડઝન ઉપરાંત પુસ્તકો આપ્યાં છે. અને લોકસાહિત્ય ક્ષેત્રે ઉજ્જવળ અને માનવંતુ સ્થાન પામ્યા છે.

ઉત્તર ગુજરાતના - ખાસ તો સરસ્વતી નદીના કાંઠા વિસ્તારમાં જુદાં જુદા સ્થળે પૂર્વજોની વીરતા, પ્રેમ, ત્યાગ અને બલિદાનની યાદમાં સ્મારકરૂપે મુકાયેલા વિવિધ પાળિયાઓની પડછે રહેલી વિવિધ કથાઓનું સંપાદન કરીને ચૌદ જેટલી લોકકથાઓને અમૃત પટેલે સરસ્વતીને કાંઠે નામે ૧૯૮૫માં પ્રગટ કરી ૨૦૦૯માં સરસ્વતીને કાંઠે ની બીજી આવૃત્તિ પ્રગટ થઈ છે.

ઉત્તર ગુજરાતનાં જુદાં જુદાં ગામડાઓમાં રઝળપાટ કરીને ખૂબ જ મહેનત કરી અમૃત પટેલે આ ચૌદ લોકકથાઓને એકત્ર કરી મૂળ વાર્તાકથકની વાર્તાઓમાં સુધારા વધારા કરીને અહીં સંપાદિત કરી છે. જેમાં આર્નતપ્રદેશની સંસ્કૃતિને આલેખતી, બહારવટિયાઓની, ચોર-લૂંટારાઓની શૂરવીરતાની, ટેકીલાપણાની, ન્યાયને ખાતર શહાદત વહોરનારની, વતનપ્રેમીની, સાધુત્વની, ગાય પ્રત્યેના પ્રેમની, મોતને સાટે પણ રખોપાની, પશુપ્રેમની, પ્રેતયોનીની અને ન્યાય માટેના ત્રાગાંઓની, એમ જાતજાતના વિષયવસ્તુને આલેખતી આ લોકકથાઓ છે.

નિવેદનમાં સર્જક લોકકથા અને લોકવાર્તા વચ્ચેનો ભેદ કરતાં લખે છે. લોકકથા અને લોકવાર્તાની કથનશૈલીમાં સ્પષ્ટ ભેદરેખા છે. વાર્તાકથક માજી કે ડોશીમા કે ભા (દાદા) ટોઠાના દાણાની વાત માંડે અને એ વિસ્તારના બહારવાટિયા કે વીરપુરુષની વાત

માંડે એ બંનેની કથનશૈલી જુદી પડી જાય છે. ટોઠાના દાણાવાળી વાતમાં મીઠુંમરચું નંખાય, જયારે વીરપુરુષ કે બહારવટિયાની કથામાં લુણ ન નંખાતું. બંનેની કથન નીતિરીતિ પણ ભિન્ન જોવા મળે. ટૂંકમાં લોકજીવનમાં ઘટેલી વિલક્ષણ ઘટનાઓને લોકકથા કહીએ, અને શુદ્ધ કલ્પના વૈભવમાંથી ઊતરી આવેલી વાર્તાને લોકવાર્તા કહીએ તો બંને વચ્ચેનો ભેદ પારખી શકાય.

અહીં સંપાદિત ચૌદ લોકકથાઓ વિશે થોડીક ચોખવટ કરતાં સંપાદક જણાવે છે. કેટલાક મહિના આ લોકકથાઓ ટાંચણપોથીના પાને પડી રહી હકીકતે તો ટાંચણપોથીનાં પાનાં જ છપાવવાં હતાં. પણ આ વિષયના અભ્યાસીઓ અને લોકોનાં સલાહ-સૂચનો તપાસ્યા પછી અંતે કથાના સ્વરૂપે આપવાં એમ નક્કી થયું. અહીં સર્જનશક્તિ કામે લાગી છે. એ પાયાની ચોખવટ ગણાવી જોઈએ. પણ મૂળ કથાની ઘટનાઓમાં કયાંયે ફેરફાર કર્યો નથી જ. કેટલાક કિસ્સાઓમાં માહિતીદાતા ( ) ની ભાષામાં જ સંવાદ-વર્ણન વગેરે મૂક્યું છે. લખાવટ શૈલીમાં પ્રાદેશિક ભાષાના શબ્દો વાપરવાનો આગ્રહ રાખ્યો છે. વર્ણનોમાં ને કેટલાક સંવાદોમાં સર્જનશક્તિ કામે લગાડી. કથાના ઘટના પ્રસંગોમાં કયાંયે છૂટ લીધી નથી, લેવાય પણ નહીં.

પ્રસ્તાવાના પછીના પાળિયા-એક અનોખી સૃષ્ટિ નામે લેખમાં પાળિયા વિભાવના, લોકકથા અને પાળિયાકથાનો ભેદ, ઉત્તર ગુજરાતના પાળિયાઓની વિશેષતાઓ વિશે પંદરેક પાનમાં વિશદ ચર્ચા કરી છે. લોકકથાના અભ્યાસી અને રસ ધરાવનારાઓએ આ લેખ વિચારવા જેવો છે.

પ્રથમ કથા ન્યાયને ખાતર શહાદત માં અણહિલપુર પાટણના ચાવડા વંશના ન્યાયપ્રિય રાજા યોગરાજની કથા છે. પ્રભાસ પાટણમાં પુત્ર ક્ષેમરાજ ઝવેરાત ભરેલાં આરબોનાં વહાણ લૂંટી લે છે. યોગરાજને સમાચાર મળતાં તે ક્ષેમરાજને ગમે તે રીતે પકડી લાવી સજા કરવાનું નક્કી કરે છે. - મારા બીજમાં ખામી પડી એમ વારંવાર બોલતો

યોગરાજ દરબારમાં ટેક લે છે, કે જો બે દિવસમાં રાજના ચોરને કામદાર પકડી નહીં લાવે તો, હું અગ્નિસ્નાન કરીશ અને બે દિવસમાં ક્ષેમરાજ ન પકડાતાં યોગરાજે ચિતા પ્રગટાવીને શિવનું નામ લેતાં લેતાં તેમા પ્રવેશ કર્યો.

રંગ છે જટાળા જોગી માં અમુઢ તા. સિદ્ધપુરમાં આવેલ મહંતના પાળિયાની કથા છે. ગામના દેવાલયોમાં લૂંટફાટ કરતી, મા-દીકરીઓની આબરૂ લૂંટતી, મોગલ સેના સામે લડતાં શહીદ થયેલા પૂજારીની કથા છે.

આનું નામ અબળા માં ખોલવાડા ગામે આવેલા વીર ઘોડીના પાળિયા પડછેની કથા છે. ગામના દરબારની જાતવાન ઘોડી હુરતા કાકોસીયાની ચોર ટોળીને કેવી રીતે ચોરી કરતાં ભગાડે છે તેની કથા છે અને ચોર લોકો આ ઘોડીને કેવી રીતે મારી નાંખે છે તેની કથા છે.

જોકે સંપાદક આ કથા સંદર્ભે પોતાની નોંધમાં જણાવે છે કે, લોક ભલે આને વીર ઘોડીનો પાળિયો માને પણ હકીકતે આ ઘોડાગાળ છે. - મધ્યકાલીન અને તે પૂર્વેના સમયની આ પરંપરા છે. ધાર્મિક જગ્યા (જમીન) કોઈ બથાવી ના પાડે તે માટે ઘોડાગાળ કે ગધ્ધાગાળ કોતરીને મૂકાતી. તેવી જ આ ઘોડાગાળ છે. ઘોડાગાળ વિશે પાળિયા એક અનોખી સૃષ્ટિ લેખમાં વિસ્તારથી સમજ અપાઈ છે.

'સૌરાષ્ટ્રની રસધાર' માં આવી ઘણી અશ્વકથાઓ છે, તો જોરાવરસિંહ જાદવે લોકસાહિત્યની અશ્વકથાઓ નામે અશ્વકથાઓનું એક સંપાદન આપ્યું છે.

મિલન મોંઘા મૂલાના માં કરણપુર તા. વિસનગરમાં પ્રાથમિક શાળાના બગીચામાં આવેલ લાકડાના પાળિયાની કથા છે. પોઠો લઈને ગામ-પરગામ ફરતો, મનતા પસા વણઝારો ધાડપાડુઓ સાથેની લડાઈમાં લડતાં-લડતાં મૃત્યુ પામ્યો. તેની પત્ની પૂરબા તેના દેહ સાથે બળીને સતી થઈ. સતી થતાં પૂર્વે પૂરબા પોતાના આગલા જન્મના ભાઈ ભાવા ઈયાસરીને બોલાવી માંગવવા કહે છે. ભાવો પૂરબાને કહે છે. મને પેલા જન્મનું ભાન નથી

પછી હું કઈ રીતે માનું કે આપણે આગલા જન્મનાં ભાઈબેન છીએ. ત્યારે પૂરબા તેને આગલા જન્મની પ્રતીતિ કરાવી ચિતા ઉપર ચઢી જાય છે.

કિલવો ચંડાલજમાં આવેલી કૂતરા દેરીની કથા છે. લાખો વણઝારો આર્થિક મુસીબત વખતે પોતાનો વફાદાર કૂતરો કિલવો નગરશેઠને ત્યાં ગીરવે મૂકી પૈસાનો ઉપાડ કરે છે. શેઠને ત્યાં થયેલી ચોરી કૂતરો પકડી પાડે છે. તેથી શેઠ કૂતરાની વફાદારી જોઈ લાખની જાણ બહાર લાખાને પોતાના કરજમાંથી મુક્ત કરીને ગીરો મૂકેલ કિલવાના ગળામાં દેવા મુક્ત થયાની ચિઠ્ઠી ભરાવીને છુટો મુકી દે છે પણ લાખો કિલવાને નમકહરામ કહી મારી નાખે છે અને પછી સાચી વાત જાણતાં પસ્તાય છે અને કિલવાની યાદમાં તે ચંદ્રાવતીમાં (ચડાલજ) કૂતરા દહેરી બનાવે છે.

પશુપ્રેમની - ખાસ તો લાખો વણઝારો અને તેના કૂતરાની આ કથા ઘણા બધા પ્રદેશોમાં સાંભળવામાં આવે છે. મારા વતનના ગામ પાલડી - જાવોલ અને મહોલેલ (જિ.ખેડા) ત્રણ ગામના સીમાડે આવેલા માલપાર નામે તળાવ છે, એ લાખા વણઝારાએ તે બનાવેલ એવી લોકકથા છે. તેના મોતીયા કૂતરાની આવી જ કથા ત્યાંના લોકોમાં પ્રચલિત છે. આજ પણ લાખાએ ગળાવેલ વાવના અવશેષો જોવા મળે છે.

ચપટી ધૂળ માટે માં ગામની હદરેખા-સીમની રેખા નક્કી કરવા મરી ખપતાં લોકોની કથા છે. કહેવાય છે. ગુજરાતનો ખેડૂત આમ બહુ ઉદાર પણ શેઢાની બાબત આવે ત્યારે સાવ કંજૂસ બની જાય છે.

ટુંડાવ અને મહિરપુર (મુકતુપુર) બે ગામના સીમાડા નક્કી કરવા નાગદેવતાને થતી વિનંતી અને નાગ ફેણ ફેલાવી સીધી લીટીમાં ચાલી બંને પક્ષમાંથી કોઈને અન્યાય ન થાય તે રીતે સીમાડા નક્કી કરી આપે છે, પણ વચ્ચે બાવળનું ઠૂંઠું આવતાં કોઈને અન્યાય ન થાય તે માટે ઠૂંઠા પરથી પસાર થતાં નાગનું આખું શરીર ચીરાઈ જાય છે.

ઝવેરચંદ મેઘાણી સંપાદિત સૌરાષ્ટ્રની રસધાર ભાગ-૫માં ભીમો ગરણિયો કથાના અંતે સીમાડે સરપ ચિરાણો નામની નાનકડી કથામાં પણ આવું જ કથાઘટક છે. જેમાં જૂનાગઢ તાબેના માણેકવાડા અને મઘરવાડા નામના ચારણ લોકોના બે ગામ વચ્ચેના સીમાડાના કજિયાના સરપે પોતે ચીરાઈ જઈને પણ કેવો ન્યાય કર્યો હતો તેની કથા છે. કોઈ પક્ષને અન્યાય ન થાય તે માટે આ દેવ-પ્રાણી ફેણથી માંડી પૂંછડી સુધી ચીરાઈ ગયું.

રખોપું મોત સાથે માં ટુંડાવ અને મકતપુર વચ્ચેની સીમમાં આવેલ જોરદાદા ના પાળિયાની કથા છે. ગામની દીકરી મેનાને સાસરે મૂકવા જતો રખોપીયો જોરિયો કોળી પોતાના મોતની પરવા કર્યા વિના મેનાને લૂંટાતી બચાવે છે. ધાડપાડું સાથે એકલા હાથે લડતાં આ કોળી યુવાન શહાદત વહોરે છે, તેની કથા છે. આવી જ રખોપાની કથા સૌરાષ્ટ્રની રસધારમાં પણ મેઘાણીએ વોળાવિયા નામે સંપાદિત કરી છે.

ખમ્મા ભણો દેવસંગને માં સુણક ગામને ઝાંપે આવેલ દેવસંગ પાળિયાની કથા છે. દેવસંગ બારોટ પોતાની તાજી પરણેલી પરણેતરની પરવા કર્યા વિના ધાડપાડુ કાકોસિયાની ટુકડી સામે મોતને વહાલું કરે છે.

બચી ગયો મીરખાન માં અમુઢ ગામનો મઠ લૂંટવા આવેલ સરિયોંદના મીરખાન બહારવટિયા ઉપર રૂપકુંવરબા (રૂપા બાવણ) તલવારનો ઝટકો મારે છે. ઝટકો લાકડાના બારહઠ ઉપર ટકરાય છે. અને છ ઈંચ જેટલી તલવાર લાકડામાં ઊતરી જાય છે. મીરખાન બચી જાય છે. રૂપાને બંધક બનાવી, ગામમાં આતંક મચાવી, રૂપાના દીકરા ઈશ્વરપૂરીની જીભ ખેંચી કાઢી, લૂંટી મીરખાન ચાલ્યો જાય છે તેની કથા છે.

મીરખાન બહારવાટિયાના રાસડા આજે પણ પાટણ પંથકમાં ગવાતા સંભળાય છે. રાવણહથ્થા ઉપર ઘણાં તૂરી લોકો તે ગાય છે. પાટણ બસ સ્ટેશન મીરખાનને આ રાસડો આવું લખનારના સાંભળવામાં આવ્યો છે.

અંતે નમ્યો રૂગનાથમાં વડોદરાના ખંડેરાવે રૂગનાથ બાવાને પાટણના થાણેદાર-વહીવટદાર નીમેલા તેની કથા છે. જાતે મરાઠી બ્રાહ્મણ રૂગનાથને સુણકમાં આવેલા મહાદેવના મંદિરમાં ખૂબ જ આસ્થા તેથી સુણકમાં જ રહેતા.

થાણેદાર રૂગનાથની ચોર લોકો પર એટલી બધી ધાક હતી કે, પોતાની બકરીને સોનાની ઓંહડી પહેરાવી ચરવા માટે છુટી મૂકી દીધેલ. પણ કોઈ ચોરની હિંમત-તાકાત નહોતી કે બકરીની કે સોનાની ઓંહડીની ચોરી કરી શકે. લોકો જોડકણું કહેતા.

''બાવા તારી બકરી, કોઈ ન ઝાલે કોંન,

કોટે હોનાની ઓંહડી, ફરે રાનોરાન''

ચોર લોકો પર રૂગનાથ બાવાએ કરેલા અત્યાચારની વાત ભાભરના જાણીતા ચોર ભાણજી કોળીએ જાણી અને તે બકરીને ઊંટ પર નાંખીને રાતોરાત ભાભર ભેગો થઈ ગયો. ભાભરનો મુલક રૂગનાથના તાબામાં નહોતો. ભાણજી બકરીની તરકારી બનાવી ખાઈ ગયો. લોકોએ જોડકણું જોડી દીધું.

''રઘા બાવાની બકરી, કોઈ ના ઝાલે કોંન,

ખરીઓ હુદી ખઈ ગયો, ભાભરવાળો ભોંણ''

સાથે જ સંવત ૧૯૧૯માં ખંડેરાવ ગાયકવાડે પોતાના તાબાના ગામોમાં ઈનામી કે દાનમાં મળેલી જમીન ખાલસા કરાવી અને તેના પર વેરો લેવાનો ચાલુ કર્યો. સુણકના ભાટોને દાનમાં મળેલી જમીન ખાલસા થતાં ત્રાગું કરવાનું નક્કી કર્યું. તેમાં ભૂપતસિંગે ત્રાગું કર્યું હતું. તેથી કથા પણ સામેલ છે.

આવી જ બીજી કથા પણ સુણક ગામમાં આવેલ બીજા એક પાળિયાની ગરીબદા ભાટ ની છે. સુણક ગામમાં રાજા કર્ણદેવે બનાવેલ શિવાલયે જળાભિષેક માટે જે તળાવનું પાણી વપરાતું તેમાં કપડાં ધોવાની મનાઈ હતી. ગરીબદા ભાટની માતાએ સીમમાંથી પાછા

ફરતાં રસ્તામાં આવતા આ તળાવમાં પોતાનું કાપડું ધોયું. તેની માતાને સજા થઈ. માતાને બચાવવા ગરીબદાએ જાતે સળગી જઈને ત્રાગું કરેલ તેની કથા છે.

ભૂત રૂવે ભેંકારમાં દવાડા ગામમાં આવેલ પાળિયાઓની કથા છે. ભાઈ હંગરામશી અને બહેન લસીના અનોખા પ્રેમની અનોખી કથા છે. તાજો પરણેલો હંગરામશી ખડદાના માનચંદ શેઠના દીકરાની જાનમાં વળાવિયા તરીકે જાય છે. રસ્તામાં લૂંટારુઓ સામે લડતાં વીરગતિ પામે છે. ભઈને મૃત્યુ પામેલો જોઈ બહેન લસી જીભ કરડીને જીવતર ટૂંકાવે છે. હંગરામશી ભૂત બનીને પત્ની-ફૂલબાઈને મળવા આવે છે. અને શરતભંગ થતાં મળવા આવતો બંધ થતાં પત્ની ફૂલબાઈ ઝાડ પરથી પડતું મુકીને જીવતરનો અંત આણે છે.

આવી જ ભૂતકથા સૌરાષ્ટ્રની રસધાર ભાગ-૫ માં ભૂત રૂવે ભેંકાર નામે મેઘાણીએ માંગડાવાળો અને સતી સોનની કથા સંદર્ભે આલેખી છે. સંપાદક અમૃત પટેલે અહીં મોટીફ તરીકે શેતલને કાંઠે ના સંદર્ભે આપ્યો છે જે ખોટો છે.

ત્રાગું કણી ગામે આવેલ સતી માતાના પાળિયાની કથા છે. સિદ્ધપુરના બારોટ અને કણીના રાજપૂતો વચ્ચે શીખ લેવા-આપવાની બાબતે ટંટો થયો અને એ ટંટાને કારણે બારોટે ત્રાગું કર્યું. પોતાની દસ વર્ષની પૌત્રની પથ્થર ઉપર પટકી પટકીને મારી નાંખી. આજે પણ બારોટના વંશજો કણી ગામનું અન્નજાળ લેતાં નથી.

મેઘાણીની શ્રેષ્ઠ વાર્તાઓમાં છેલ્લી વાર્તા સદુબા નું કથાઘટક પણ આ કથાને મળતું આવતું છે. ચોરીએથી ચિતામાં મેત્રાણા અને ગાંગલાસણ ગામે આવેલ ચાચરેટના પાળિયાની કથા આલેખાઈ છે. ગાય માતાની રક્ષા કરવા પરણતાં પરણતાં અધુરા ફેરે ઉભા થઈને મોતને વહાલું કરનાર ચાચરેટદાદા અને ઢોલ વગાડી તેમને શૂરાતન ચડાવનાર ખોડીયા કોટવાળની કથા આલેખાઈ છે.

આમ, પ્રસ્તુત ચૌદ કથાઓને સંપાદકે લોકકથાઓ કહી છે. જેથી આપણે પણ તેને લોકકથાઓ જ કહીશું. આરંભે મુકેલ પાળિયા-વિશેનો લેખ લોકકથાના જિજ્ઞાસુઓને ઘણો

ઉપયોગી થઈ પડે તેવો છે. જેમાં પાળિયાના વિવિધ અર્થો, પાળિયા કોની યાદમાં-કોના સંભારણામાં, શા માટે મૂકાતા, ત્રાગું એટલે શું ? ત્રાગું કોણ કરતું ? શા માટે કરતું ? તેની સરળ ભાષામાં સમજ આપી છે.

આજે પણ આપણા આ પુરાતન વારસાની-પાળિયાઓની થઈ રહેલી દુર્દશાની વાત પણ સંપાદક કરે છે. જેમાં પાળિયાની અવદશા કેવી રીતે થાય છે - તેની મૂળ જગ્યાએથી ખોદીને બીજે ફેંકી દેવો, કુહાડીઓ, કોસો અને ધારિયા ઘસવાં, ધોકા મારવાની રમત રમીને નુકશાન પહોંચાડવું તેની વાતો કરી છે.

સંપાદકે કથાઓમાં કોઈ જગ્યાએ નાનકડી આડકથાઓ પણ મૂકી છે. જેમ કે ભૂત રૂવે ભેંકારમાં છતરી પોંનનો વલ્લો નામે આડકથા છે. - ઓતરા ચતરાની ગરમીથી ને મજૂરીથી કંટાળેલા કણબીઓએ પોતપોતાના મોરિયા તળાવડીમાં તરતા કરી દીધાં. છત્રીસ જણાં સાથે બાવા બન્યાં. ત્યારથી વલ્લો 'પોંનનો વલ્લો' બન્યો.

સંપાદકે પાળિયાઓનો ફોટોગ્રાફ પણ મુક્યા છે. સાથે પાળિયા વિશેની ટૂંકી નોંધો પણ આપી છે. પાળિયો લાકડાનો, તાંબાનો, ચાંદીનો કે પથ્થરનો છે તે જણાવ્યું છે. પાળિયા ઉપર લખાણ શું છે ? પાળિયો પૂજાય છે કે અપૂજ છે ? તથા પાળિયા સાથે સંકળાયેલી વિવિધ માન્યતાઓ અને માનતાઓનો પણ ઉલ્લેખ કર્યો છે.

આમ સંપાદક અમૃત પટેલે ઘણી મહેનત કરીને કરેલું આ સંપાદન વાચકને પાળિયાઓની અલૌકિક સૃષ્ટિનો અનુભવ કરાવે છે. પાળિયાઓમાં જાણે કે પ્રાણ પૂરી દીધા ન હોય !

કવિ દાદ ની બે બે પંક્તિઓ સાથે મારી વાત પૂરી કરું છું -

''ધડ રે ધીંગાણે, જેનાં માથા મસાણે એનાં પાળિયા થઈને રે પૂંજાવું,
રે ઘડવૈયા મારે ઠાકોરજી નથી થાવું''

(સંદર્ભ : અમૃત પટેલ વ્યક્તિત્વ અને વાઙ્મય, પ્રા. ગણપત સોઢા પરમાર, પૃ. ૧૮૭ થી ૧૯૩)

## ૩.૨ 'આપણા ઓઠાં'

લોકસાહિત્યના પ્રખર અભ્યાસી, સંશોધક, સંપાદક અને સર્જક એવા સુખ્યાત ડૉ. અમૃત પટેલ દ્વારા મૌખિક પરંપરામાં ઊતરી આવેલ સંશોધન, સંપાદન અને અભ્યાસનો આ ગ્રંથ છે. સંશોધકના જણાવ્યા પ્રમાણે વીસમી સદીના છેલ્લા બે દાયકા દરમ્યાન તેમણે કરેલ સંશોધન, સંપાદન અને અભ્યાસના અંતે ઈ.સ. ૨૦૦૧માં પ્રગટ કરેલો આ ગ્રંથ છે. બે દાયકા સુધી અવિરત કામ કરવું, ધીરજ ધરવી અને અંતે ૧૧૦ ઓઠાં વર્ગીકરણ કરીને પ્રગટ કરવા તે ધારીએ તેટલું સરળ કામ તો નથી. પરંપરાગત ઓઠાંઓનું આ સહુ પ્રથમ વૈજ્ઞાનિક સૂઝ-સમજ ધરાવતું સંપાદન છે. તે દૃષ્ટિએ આપણાં ઓઠાં લોકકથા સંપાદન ક્ષેત્રની સીમાસ્થંભ સમી કૃતિ છે. લોકકથાઓનાં ઓઠાં પ્રકાર વિશે કશું જ પ્રગટ થયું નથી ત્યારે આખે આખું પુસ્તક જ ઓઠાં વિશે પ્રગટ થાય, ઓઠાં શબ્દની વ્યુત્પત્તિની ચર્ચા આપે, ઓઠાના લક્ષણો બાંધી આપે, તેના પ્રકારો તારવી આપે, ઓઠાંના સંપાદનની મુશ્કેલીઓ જણાવે. કાળના પ્રવાહમાં લુપ્ત થઈ જતા લોકકથાઓના આ વિશિષ્ટ સ્વરૂપ ઓઠાને જાળવી લેવું તે જ મહત્વની ઘટના છે.

પુસ્તકની પ્રસ્તાવનામાં ઓઠા શબ્દની સંસ્કૃત વ્યુત્પત્તિ, ઓઠાં શબ્દના વિવિધ અર્થો, ઓઠાં શબ્દ ઉપરના રૂઢિપ્રયોગો, કહેવતોની ચર્ચા આપવામાં આવેલ છે. કથાસરિત્સાગરમાં પણ ઓઠાં મૂકાયાનો ઉલ્લેખ કરી આ સ્વરૂપ કેટલું પ્રાચીન છે, તે જણાવાયું છે. ગુજરાતના પરંપરાગત સમાજોમાં, રાવણામાં (સભાઓમાં) ઓઠાં કેવી રીતે કહેવાતાં હતાં તેની ચર્ચા પણ કરવામાં આવી છે. મૂળ વાત કરતાં જેમાં શરમ-સંકોચ અનુભવાતી હોય તેવી વાતો આવા ઓઠાંઓના માધ્યમ દ્વારા કેવી સહજતાથી અને સારી રીતે કહેવાય છે તેનો ઉલ્લેખ કરાયો છે. આ ઓઠાંઓનું સંપાદન સંશોધન કેવી રીતે થયું તે જણાવતાં સંપાદક કહે છે, સમાજની ચર્ચાસભામાં કહેવાતાં ઓઠાં કાગળ ઉપર ઉતારવાં, આજુબાજુ બેઠેલા ભણેલા મિત્રો કાગળ ઉપર ઉતારતી વખતે ટીખળ કરે આ બધો નકામો બકવાસ લખીને તમે શું

કરશો વગેરે વગેરે. તો કેટલીક વખત બસમાં કે ખેતરમાં જતી વખતે વાટમાં, ગામની પાદરે કે ખેતરને શેઢે જુદી-જુદી વ્યક્તિઓ પાસે થતી વાતચીત દરમ્યાનમાં કહેવાતાં ઓઠાં યાદ કરીને ઘેર આવી કાગળ ઉપર ઉતારી લીધાં છે. તો કેટલાક ગામની દુકાને ભેગા થયેલા વૃદ્ધોની ચર્ચામાંથી નીકળેલાં ઓઠાં દુકાનમાંથી માગેલા છૂટા કાગળો ઉપર ઉતારી લીધાં છે. સંપાદકે બસમાં મુસાફરી દરમ્યાન, ખેતરેન શેઢે, ખેતરના રસ્તે જતા વાટમાં, ગામને પાદરે, ગામની દુકાન પાસે, સમાજના રાવણાંઓમાં બેસીને ઉતારેલા છે. તેને વિષયપ્રમાણે વર્ગીકૃત કરીને આ પુસ્તકમાં મુકાયાં છે. આ પુસ્તકમાં કુલ મુખ્યત્વે બાર પ્રકરણમાં ઓઠાં વિભાજીત કરીને મુકાયાં છે. જયારે બીજાં પ્રકરણ જ્ઞાતિ વિષયક ઓઠામાં નવ પેટાપ્રકારમાં જુદી-જુદી જ્ઞાતિ વિષયક ઓઠાંને વિભાજીત કરીને મૂક્યાં છે. પહેલું પ્રકરણ જ્ઞાતિની ઉત્પત્તિ વિષયક ઓઠાનું છે. જયારે બીજું પ્રકરણ જ્ઞાતિ વિષયક ઓઠાનું છે. આ પ્રકરણને નવ પેટા વિભાગમાં વિભાજીત કરવામાં આવેલું છે. જેમાં (ક) વાણિયા વિષયક (ખ) બ્રાહ્મણ વિષયક (ગ) પટેલ (કણબી) વિષયક (ઘ) રબારી વિષયક (ડ) ઠાકોર વિષયક (ચ) હરિજન વિષયક (છ) ગાંયજા વિષયક (જ) રજપૂત, કુંભાર, દરજી, મોચી વિષયક અને (ઝ) મિયાં વિષયક ઓઠાંઓ સંપાદિત કરીને મૂકવામાં આવ્યાં છે. જયારે પ્રકરણ ત્રણ ડોસા (વૃદ્ધ પુરુષ) વિષયક, ચોથા પ્રકરણમાં ડોસી-વૃદ્ધ સ્ત્રી વિષયક, પાંચમા પ્રકરણમાં ડોસા-ડોસી વિષયક, છઠ્ઠા પ્રકરણમાં સાસુ-વહુ વિષયક, સાતમા પ્રકરણમાં સ્ત્રી-પુરુષ વિષયક, આઠમા પ્રકરણમાં બુદ્ધિચાતુર્ય (સમસ્યા) વિષયક, નવમા પ્રકરણમાં પક્ષી વિષયક, દસમા પ્રકરણમાં પશુ વિષયક, અગિયારમા પ્રકરણમાં દેરાણી-જેઠાણી વિષયક અને બારમા પ્રકરણમાં પ્રકીર્ણ વાતો મૂકવામાં આવી છે. જયારે પ્રકરણ ૧૩ ના પરિશિષ્ટ-૧માં માહિતી દાતાઓનો પરિચય શબ્દોનાં નાનાં રેખાચિત્રો દ્વારા આપવામાં આવ્યો છે. જયારે પ્રકરણ ૧૪ ના પરિશિષ્ટમાં પારિભાષિક શબ્દોના અર્થો આપવામાં આવ્યા છે.

આમ, સંપાદકે ઓઠાંઓનું સુંદર વર્ગીકરણ માહિતીદાતાઓનાં રેખાચિત્રો દ્વારા તેમનું નામ, ઠામ, ઉંમર, અભ્યાસ, વ્યવસાય અને તેમની વિશેષતા જણાવી છે. આ પુસ્તકની પ્રસ્તાવનામાં સમજવા માટે જે તે પ્રદેશના રીતરિવાજ કે ખાસિયતોથી પણ પરિચિત હોવું અનિવાર્ય છે તે જણાવી ઓઠાંનાં લક્ષણો તારવી બતાવ્યાં છે.

૧. ઓઠાંના કેન્દ્રવર્તી વિચારને એક સૂત્રમાં બાંધવામાં આવે છે.

૨. ઓઠાંનું સ્વરૂપ આજની લઘુકથાના સ્વરૂપ જેવું જોવા મળે છે.

૩. ઓઠાંનો અંત ચોટદાર પદ્યમાં કે લયાત્મક ગદ્યમાં આવે છે.

૪. ઓઠું સૂત્રાત્મક પદાવલીઓમાં આવતું હોઈ તે સ્મૃતિમાં સહજ રીતે સમાઈ જાય છે.

૫. પશુ-પંખી કે અન્ય અગોચર પાત્રોના માધ્યમ દ્વારા રજૂ થતાં ઓઠાં આડકતરી રીતે બોધક ઉપદેશ આપે છે.

૬. મૌખિક પરંપરામાં રજૂ થતાં આ ઓઠાં રજૂઆતની વિશેષ કથનકલા માંગી લે છે.

આ ઓઠાનું સંપાદન સમાજશાસ્ત્રીય, નૃવંશસાસ્ત્રીય તેમજ સાંસ્કૃતિક દષ્ટિએ કેવું મૂલ્યવાન છે તેની ચર્ચા પ્રસ્તાવનામાં સંપાદકે કરી છે. લઘુકથા પ્રકારનાં ઓઠાં વિશે આજ દિન સુધી એક પણ સ્વતંત્ર પુસ્તક પ્રગટ થતું નથી. આ ક્ષેત્ર વણખેડાયેલું પડયું રહ્યું હતું. તેવા સમયે આપણાં ઓઠાં પ્રગટ થાય છે. આ સાંસ્કૃતિક અને સાહિત્યિક દષ્ટિએ મૂલ્યવાન પુસ્તક સાબિત થશે. ગુજરાત સાહિત્ય અકાદમીએ ૨૦૦૧ ના વર્ષના શ્રેષ્ઠ પુસ્તક તરીકેનું પારિતોષિક આ પુસ્તકને આપ્યું છે. આ પુસ્તક ભવિષ્યમાં ગુજરાતના મૌખિક પરંપરાના સાંસ્કૃતિક વારસાના દસ્તાવેજી પુરાવા સમાન ગણાશે.

ઉત્તર ગુજરાતની લોકકથાઓના પરિસંવાદમાં ડૉ. હસુ યાજ્ઞિકે આ પુસ્તક વિશે જણાવતું કહ્યું હતું કે, ડૉ. અમૃત પટેલનાં ઓઠાંનો સંચય પણ ઉત્તર ગુજરાતની લોકકથા અને તેના કથાઘટકોની દષ્ટિએ મૂલ્યવાન છે. એનું કારણ એ કે લોકકથાઓ તો દેશપરદેશથી આયાત થયેલી હોય છે અને સહુની સહિયારી મૂડી હોય છે. જયારે ઓઠાં એવા પ્રકાર છે જે

વિશેષતઃ સ્થાનિક મૂડી હોય છે. બોલીના પ્રયોગની જેમ જ એ લોકજીવનમાં વણાઈ ગયેલાં હોય છે અને કોઈને કોઈ નિમિત્તે ચલણી સિક્કાની જેમ એ કહેવાતાં જાય. લીસ્સાં થાય તે લપસતાં જાય અને નવા સિક્કાઓ એમાં આવતા જાય. હાસ્યનો ટુચકો, મર્મસ્પર્શી મુક્તક, લઘુકથા વગેરેમાં કેન્દ્રમાં કોઈ મુખ્ય એક સ્ફોટ હોય છે તેમ ઓઠામાં ણ એક મુખ્ય ગતિકેન્દ્રને એનો ઘટક હોય છે. એમાં શબ્દરમત અને બોલે બાંધી લેવાની બાધાઈ અને ચાતુર્યના ઘટકો પણ જોવા મળે છે. ધૂર્તકથા, કામકથા, ચાતુર્યકથા, બગાસું ખાતાં પતાસું મળે એવા યોગાનુયોગની કથા, કોઈ જ્ઞાતિની હાંસી મજાક કરવા માટેની જાતિ-જ્ઞાતિના શબ્દની વ્યુત્પત્તિ કથા, આમ કથાના પણ વિવિધ પ્રકારો અને ઘટકો ર્ડા. અમૃત પટેલના આ સંગ્રહમાં છે. લોકકથાઓને જુદા જુદા વિભાગોમાં વિભાજીત કરી ઉત્તમ સંપાદકીય સૂઝ-બૂઝ ધરાવતું લોકકથા સંપાદનનું આ સૌ પ્રથમ પુસ્તક છે.

મૌખિક પરંપરાની લોકવાણીનું એક અતિ પ્રચલિત સ્વરૂપ ‘ઓઠા’ અહીં સૌ પ્રથમવાર સ્વતંત્ર પુસ્તકના સ્વરૂપે પ્રસિદ્ધ થાય છે. તે બદલ યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ અને ભાઈ અમૃત પટેલ ધન્યવાદના અધિકારી છે. હા, ટાઈટલ ઉપર અને અંદર શબ્દ મુકાવામાં આવ્યો છે તે પ્રશ્ન ઊભો કરે છે, કદાચ અનવધાન હશે ‘પ્રસ્તાવના’માં જણાવાયું છે કે અહીં ‘૧૧૦ ઓઠાં સંપાદિત કરીને મુક્યો છે.’ સંપાદકે ઓઠાંનું સ્વરૂપ સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો છે અને સંસ્કૃત ‘અવસ્તૃ’ એના મૂળમાં હોવાનું સુચવાયું છે, જો કે ‘અવસ્તૃ’ માંથી ‘અવષ્ટંભ્’ શક્ય નથી, પરંતુ ‘સ્તૃ’ નું ‘ઉઠ’ થઈ શકે અને ‘અ’ સાથે જોડતાં ઓઠ-ઓઠું આપી શકે, પણ શા માટે ‘ઓઠા’ ને સંસ્કૃતમાંથી વ્યુત્પન્ન કરવા યત્ન કરવો, દેશ્ય પણ હોઈ શકે ‘ભગવદગોમંડળ’ ના આધારે ‘ઓઠાં’ નો એક અર્થ ‘દાખલો’ છે અને તે યોગ્ય લાગે છે. સામાન્યત : બોલચાલની ભાષામાં વહેવારદર્શક ટુચકા-દાખલા મુકાય છે. તે ઓઠાં છે. સંપાદકે આવી સમજ ગ્રહણ કરી છે તે યોગ્ય છે.

અહીં સંપાદિત ઓઠાંઓને સંપાદકે બાર પ્રકરણોમાં વિભાજિત કરીને મુક્યાં છે, જો કે વિભાજન ચુસ્ત પ્રકારનું ન હોય તે ,સમજી શકાય તેવું છે. જ્ઞાતિવિષયક ઓઠાં સૌથી વધારે સંખ્યાનાં છે, તે આ સ્વરૂપના કાળનિર્માણમાં મદદરૂપ બની શકે તેવું પરિબળ છે. મધ્યકાળમાં-પંદરમી, સોળમી સદી પછીથી જ્યારે જ્ઞાતિ વ્યવસ્થા સમાજમાં વિશેષ પ્રભાવક બની ત્યારે આવાં ઓઠાંઓ પ્રચારમાં આવ્યાં હશે. 'ઓઠાં' ગુજરાતીની બધી જ બોલીઓમાં તેમજ રાજસ્થાની અને કચ્છીમાં પણ પ્રયોજાય છે. નાગર કેમ કેવાણાં. પ્રજાપતિ કેમ કેવાણાં. વગેરે દર્શાવવા જે ટુંકા કથાનકો સાંભળવા મળે છે તેમાં સ્થળકાળનો પ્રભાવ નોંધી શકાય છે. જો કે, સંપાદકે આ દિશામાં નજર વાળી નથી. અને સાડા ચાર પાનાંની પ્રસ્તાવનામાં પુનરુક્તિ પામતી સામાન્ય ચર્ચા આપણને મળે છે.

'ઓઠાં' જેમ જ્ઞાતિવિષયક ખાસિયતો દર્શાવે છે, તેમ અનુભવનો નિચોડ પણ રજુ કરતાં હોય છે. 'નબળો પડોશી તો નડ, નડ ને નડ.' સૌરાષ્ટ્રમાં 'નબળો પડોશી નડતો દોડી'-નબળો પડોશી સતત નડતો રહે છે એ અનુભવ ઉપરનું આ જોડકણું અથવા લોક કહેવત સર્વત્ર સાંભળવા મળે છે. 'ઘર ખઈ જ્યા હાળા, સેતર ખઈ જ્યા પાળા'ઉત્તર ગુજરાતની આ કહેવત સૌરાષ્ટ્રમાં 'ઘેરે સાળા ને ખેતરે પાળા, રાખે નકર બવાને બાવા' આમ સાંભળવા મળે છે. અમૃત પટેલે ઘણો શ્રમ લઈને અહીં જે 'ઓઠાં' મુક્યાં તે હવે આપણી બોલચાલની ભાષામાંથી અદશ્ય થઈ રહ્યાં છે ત્યારે વિશેષ મુલ્યવાન બની રહે છે.

સંપાદકે પ્રાપ્ત બધી જ સામગ્રીને 'ઓઠાં' નીચે મુકી છે, ત્યાં અભ્યાસની જરૂર વરતાય છે. 'પૈસાની થેલી' ઓઠું નથી. પ્રત્યેક દાખલો કે ઘટના ઓઠું ન બને. એ ખરું કે હજુ આપણે ત્યાં 'ઓઠાં' ની સ્વરૂપ ચર્ચા થઈ નથી, પરંતુ હસુ યાજ્ઞિક જેવા મિત્રોએ 'માછલું પી ગયું પાણી' અને 'ઉંદર ખાઈ ગયા લોઢું' એ મધ્યકાલીન સાહિત્યમાં મળતાં લોકરમુજી ઓઠાંની ચર્ચા કરી છે.-ખરી, પરંતુ અમૃત પટેલનું કામ અભ્યાસ કરતાં સંગ્રહકનું વિશેષ છે અને એ દષ્ટિએ આ સંગ્રહ આવકાર્ય છે.

(સંદર્ભ : અમૃત પટેલ : વ્યક્તિત્વ અને વાઙ્મય, ડૉ.નરોત્તમ પલાણ, પૃ. ૨૧૬ થી ૨૨૦)

# પ્રકરણ – ૪
# અમૃત પટેલનું પ્રકીર્ણ સંશોધન સંપાદન કાર્ય

'લોકસાહિત્યના સંશોધક સંપાદક અમૃત પટેલ : એક અધ્યયન' વિષયમાં પ્રકરણ-૪ સંશોધન ગ્રંથનું અગત્યનું પાસુ બની રહ્યું છે. જેમાં અમૃત પટેલના ઉપરોક્ત પ્રકરણમાં દર્શાવ્યા સિવાયના અન્ય તમામ સંશોધન સંપાદન ગ્રંથોનો સમાવેશ કર્યો છે. અમૃત પટેલનું લોકગીત, લગ્નગીત તથા લોકકથા ઉપરાંતનું પ્રકીર્ણ સાહિત્ય સંશોધન સંપાદન કર્યું છે તેને આ મહત્વના પ્રકરણમાં આવરી લેવામાં આવ્યું છે.

## ૪.૧ આપણો ઉપેક્ષીત વારસો :

શિષ્ટ સાહિત્યની માફક જ આપણો લોક-સાહિત્ય વારસો સમૃધ્ધ છે. સોરઠ ધરાના લોકસાહિત્યને ઝવેરચંદ મેઘાણી મળ્યા તેમ એટલાં મોટા વ્યાપ ઉપર નહીં પણ એ દિશામાં ઉત્તર ગુજરાતમાં હાલ આ ક્ષેત્રે પ્રવૃત ડૉ. અમૃત પટેલનું નામ એ કક્ષાએ મૂકી શકાય.

લોકસાહિત્ય ક્ષેત્રે અમૃતભાઈએ કેટલાંક પુસ્તકો કર્યા છે. 'સરસ્વતીને કાંઠે' ગ્રંથમાં એમણે ઉત્તર ગુજરાતની લોકકથાઓનું સંકલન-સંશોધન કરેલ છે. 'ચંપાની કળીઓમાં કસ્તુરી' માં લોકગીતોનાં સ્વરૂપ અને પ્રકાર, 'કંકુ રે વાયું', 'ઝમરખ દીવડો' અને 'મેંદી લાલ ગુલાલ' માં ઉત્તર ગુજરાતના લોકગીતો, 'મુ તો ઢોલે રમું' માં ઉત્તર ગુજરાતમાં ગવાતા રાસડા અને લોકાખ્યાનો સંગ્રહિત થયા છે.'લોકગીત-એક અધ્યયન' અને 'આપણો ઉપેક્ષિત વારસો' એ પણ એમનાં મહત્વનાં પ્રદાન છે.

'આપણો ઉપેક્ષિત વારસો' પુસ્તક ચાર વિભાગમાં બાળજોડકણાં, ફટાણાં, મરશિયાં, કણબીના મહિના, સલોકા અને રામગીતોનું સુંદર સંકલન તેઓશ્રીએ આપેલ છે. 'એમ.ટીવી.' ના કલ્ચર વચ્ચે ઉછરતું આપણું બાળધન પણ કોઈ જાગ્રત માતા-પિતાના, ખાસ તો માને મોઢે આ ગીતો સાંભળી રોમાંચિત થઈ ઊઠે છે.

લોકસાહિત્યની મજા જ આ છે-કારણ કે આપણી ભોયમાંથી આવે છે. માટીની મીઠી મહેંક જેમાં ભળીને આવતી હોય એવા શબ્દોથી સભર લોકલયના હિલ્લોળનો ઘુઘવાતો સાગર જેમાં સમાયેલો છે, એવો આપણો આ કંઠ પરંપરાથી સચવાતો અને તેથી જ ધીમે-ધીમે કાળના પ્રવાહમાં લુપ્ત પણ થતો અમુલ્ય વારસો ખાંખાં ખોળા કરી, એકત્રિત કરી પૂરાં ખંતથી અને પુસ્તક રૂપમાં આપી અમર બનાવવાનો પ્રયત્ન એ કોઈ એવો જ જીવ કરી શકે જેને પોતાની ભાષા, બોલી, વતન, માટી, માણસ, ગ્રામ-પરિવેશ, ખેતર, તહેવાર, ઉત્સવ, પરંપરા, તળપદા, લય-ઢાળ, પ્રકૃતિ વગેરે વગેરેમાં રસ હોય, તે જ આવું શ્રમ માંગી લે તેવું સંશોધનકાર્ય હાથ ધરી શકે.

અહીં તેમણે જે-તે વિષયની વિશદ ચર્ચા સાથેની પ્રસ્તાવના મૂકી પાઠંતરો સાથેનાં જાડકણાં, ગીતો, ફટાકણાંનો રસથાળ રજુ કર્યો છે. અહીં તેઓ કંઠસ્થપરંપરાની હલક, લય, તળપદ ઉચ્ચારણો એના મૂળ રૂપે મૂકે છે, એની સમજ અને અર્થ પણ આપતા જાય છે.

સુધારવાદી માનસ ધરાવતા જનસમાજમાંથી ફટાણાં ભલે આજે લુપ્ત થયાં હોય પણ જે એક કાળે હતું તેનો ઈતિહાસ જળવાય એવી શુભદ્રષ્ટિથી તેઓ આ કૃતિઓ સંગ્રહિત કરે છે. ૫૦૦ વર્ષ પહેલાનો જૂનો ગણાતો ફટાણાંનો રિવાજ, અને એની સમજ તેઓ આપે છે:‘‘ફટાણું એટલે બિભસ્ત-ભુંડુ ગીત કે બોલ. આ શબ્દ ‘ફટ’ શબ્દ પરથી બન્યો છે. આ ફટાણાંમાં બુદ્ધિચાતુર્ય, વિનોદ અને માર્મિકતા પણ રહેલાં છે.’’

પાંચ વેવાઈઓમાં કયો વેવાઈ ભલો, મારા નવલા વેવાઈઓ
પાંચ વેવાઈઓમાં બાબુ વેવાઈ ભલો, મારા નવલા વેવાઈઓ
બાબુ વવાઈ ભલો એનું પેટ ચીરાવો, મારા નવલા વેવાઈઆ
માંય ચકલી યે માળા કર્યા, ચકાચક ચકાચક મારા........
‘માંય રબારી ગાયો ચારે, હૈડાહૈડ હૈડાહૈડ મારા.........
માંય રબારણ્યા છાણા થાપે, થપાથપ થપાથપ, મારા...

મૃત્યુ સમયે ગવાતાં 'મરશિયા' તો હજીય લોકગીતોની જીવંત પરંપરા રૂપે ઉત્તર ગુજરાતના મોટા ભાગના સમાજોમાં જોવા મળે છે. એના લયઢાળની ખુબી અજોડ છે. સમાજ જાવનની ભાતીગળતા સાથે ઘેરા વિષાદની તીવ્રતા, મૃત વ્યક્તિની પ્રશસ્તિ અને તળપદી બોલીની બળકટતા ધરાવતા મરશિયામાંથી તો શિષ્ટ સાહિત્ય પણ પ્રેરણા લે છે. લોકજીવનમાં ગવાતા મરશિયાનું એક ઉદાહરણ :

'હજારી લોટા જળી ભર્યા હો વણજારા
વણઝારી લુંટોંણી સવા લાખની
હાયે મરણ આપણાં શેરનું
પિત્તળ લોટા જળ ભર્યા હો વણઝારા
વણઝારી લુંટાણી સવા લાખની
હાયે મરણ આપણાં શેરનું....

'કણબીના મહિના'. 'સલોકા' અને 'રામગીતો' નો સમાવેશ પણ આ પુસ્તકનું આકર્ષણ બને છે. 'કણબીના મહિના' માં ગ્રામ્યજીવનનો પરિવેશ ઝળકે છે. ઋતુઓ અને મહિનાઓનું કણબીના જીવનમાં સ્વાભાવિક ખુબ મહત્વ હોય. વાવણી, લણણી, ટાઢ, તડકો, વરસાદ, ખેડ, હળોતરાં, ખાતર વગેરે જેવા કૃષિજીવન સાથે ગાઢ રીતે સંકળાયેલાં તત્વોનું રસપ્રદ ભાવચિત્ર તો અહીં છે જ. સાથે જગતનાં તાત ગણાતા ખેડુતના હૃદયમાંથી ઝમતો વિષાદ, ચિંતા, દિનાનાથને પ્રાર્થના-વિનંતી, માસવાર ખેતરમાં થતાં કામો વગેરેનાં વર્ણનો ભાવકને ધરતીની સાથે જોડે છે. ગીતો શ્રોતાની નસોમાં લોહીની સાથે વહેતાં થઈ જાય છે.

"એ કારતક મહિનો રે ભલે આવીયો રે,
ભલા ઘઉં, જવ વવરાંય, ઘઉં-જવ વવરાંય...
ઘઉં હતા તે વાંણિયો લઈ ગયો, બીજ શાની, તો થાય....

સાંભળો દિનાનાથ વિનંતી, દુ:ખ કણબીનું કહું,
ભાવટ ભાંગજો ભુદરા, રામ રાખે તો રહીએ
એ માગશર મહિનો રે ભલે આવીયો રે
ભલી ભેંસો દુજે, ભલી ભેંસો દુજે
ઘી હતા તે ગાડવે વેચાય પરબ શાનાં તે થાય
સાંભળો દિનાનાથ વિનંતી, દુ:ખ કણબીનું કહું....
ભાવટ ભાંગજો ભુદરા, રામ રાખે તો રહીએ."

આ જ ખેડુત કોહ ખેંચતાં ખેંચતાં 'રોંમ' ગવા શરૂ કરે ને વાતાવરણ હર્યું ભર્યું બની જાય. શ્રમ કરતા ગવાતા 'રોંમ' વાતાવરણને પવિત્ર બનાવે અને કામનો બોજ હળવો બને.....

'એ ભમ્મરિયા કુવાની જોડો રે....
જોડોનાં રાંમ આવો રે....
એ હુંસલી બળદોની જોડ્યો રે....
જોડોનાં રાંમ આવો રે....
એ કાળિયા ધોળિયાની જોડે રે....
જોડ્યોનાં રાંમ આવો રે....
એ હોને મઢેલી શેંગડિયો રે....
રે રૂપે મઢેલી ખરીયો રે,
શેંગડિયોના રાંમ આવો રે.....'

'સલોકો' ની વિગતો આપતા અમૃતભાઈ કહે છે, :'ગુજરાતનાં ગામોમાં કણબીઓમાં નીકળતો વરઘોડો જ્યારે ફરતો નિશ્ચિત સ્થળે આવે છે ત્યારે 'સલોકો' બોલવામાં આવે છે. વરરાજા ઘોડા ઉપર બેઠેલા જ હોય પરંપરાથી સલોકા ગાનાર વૃદ્ધ કે આધેડ વયનો કણબી સલોકા ગાવાનું શરૂ કરે છે, વચ્ચે વચ્ચે વાણંદ 'ભલોએ એમ બોલતો

જાય સલોકા સંપુર્ણ થયા પછી જ વરઘોડો ત્યાંથી આગળ વધે, 'રસપ્રદ વાત એ છે કે આ 'સલોકો'માં મોટેભાગે કૌરવો-પાંડવોનું મહાભારત જ ગવાય છે. મહાભારતના જુદા-જુદા પ્રસંગોના 'સલોકા' હવે ગવાતા બંધ થયા છે.......

થોડાક પંક્તિઓ જોઈએ :

'સરસ્વતી માતાને તુજ લાગુ પાય એવો
સલોકો વરદાન માગું ગુજર ખંડમાં'
'કે ગુર્જર ખંડમાં બહુચરા બારી અંબા તુરજાને
પાવગઢવાળી એકલંગ ઊંટડીઓ આશરો તારો કુળમાં
કુર્જનને કબેરાવાળો દેખે દુનિયામાં.'

'લોકગીત-એક અધ્યયન' પુસ્તકમાં ડૉ. અમૃત પટેલની ઉત્તર ગુજરાતના લોકગીતો માટેની તીવ્ર ચાહના અને એના માટેના અભ્યાસની ગંભીરતા જોઈ શકાય છે. આ લોકગીતો એમણે મૂળ અવાજોમાં જ રોકોર્ડ કર્યો છે. તેને વારંવાર સાંભળી બધા જ ગીતોને કાગળ પર ઉતારી એનું સઘન અધ્યયન કર્યું છે. કુલ ૧૨૦૦ ગીતો એમને પ્રાપ્ત થયાં છે. આ લોકગીતોમાં પ્રકૃતિ અને પ્રકૃતિનાં તત્વો, માનવ અને માનવભાવ, સમાજ અને સામાજિક સંબંધો, સમાજિક રીતરીવાજો અને માન્યતાઓ, શૃંગાર, દામ્પત્ય, વહેમ, અંધશ્રદ્ધા, સંબંધો વગેરે કેવી રીતે નિરૂપાયાં છે તેનો અભ્યાસ તેમણે કર્યો છે, અને એ અભ્યાસનો નિષ્કર્ષ આ પસ્તકમાંથી મળે છે.

ઉત્તર ગુજરાતના લોકગીતોની ભૂમિકા આપી એમણે બે વિભાગ પાડ્યા છે : વિભાગ-૧ માં 'લોકગીતોમાં પ્રકૃતિ સોંદર્ય' અને વિભાગ-૨ માં 'લોકગીતોમાં સમાજ જીવન' ૧. દાદા-દાદી, ૨. માતા-પિતા, ૩. ભાઈ-બહેન, ૪. નણંદ-ભોજાઈ, ૫. સાસુ-વહુ, ૬. દામ્પત્ય અને શૃંગાર, ૭. દિયર-ભોજાઈ, ૮. વહેમ અને અંધશ્રદ્ધા, ૯. ફટાણામાં

વિનોદ અને ઠઠ્ઠા મશ્કરીનાં સંબંધોની છણાવટ કરી છે. વિશેષતા એ કે જરૂર પડ્યે લોકગીતોની પંક્તિઓ આપતા જઈ સંપાદન અને રસપ્રદ બનાવે છે.

આનર્તનાં આ લોકગીતોના પ્રકારો જેવાં કે લોકાખ્યાન, રાસડા, (કથાગીતો), ગરબા-ગરબી, હાલરડાં, ફટાણાં, મહિનાઓ, જોડકણાં, રમત-ગીતો, સલોકા, રામગીતો કે કોશગીતો, મરશિયા વગેરેનું વિષય વૈવિધ્ય તો ગજબનું છે. પ્રકૃતિ, જગત, બ્રહ્માંડ, નક્ષત્રો, સુર્ય, ચંદ્ર, તારા, વૃક્ષો, વેલા- વનસ્પતિઓ, ભૂપૃષ્ઠ, ઈશ્વર, દેવ-દેવીઓ, પશુ-પક્ષીઓ, માનવ-સર્જિત ભૌતિક પદાર્થો વ્યક્તિઓના વિવિધ સંબંધો કેટકેટલાંય વિષયો લોકગીતોમાં ગવાયા છે.

આપણે કેટલાંક લોકગીતોની પંક્તિઓ જોઈએ :

"ઓતર-દખણ ચઢી વાદળી રે, મારી બાઈજી લ્યો
ચડીયા ચડીયા અસાઢીયા મેઘ, વાલમ લ્યો. "
"રાતી રાતી રે રંગ ચણોઠડી, જળ ભરવાને જાય શે."
"કૂવાકાંઠે કેવડો મારા વાલા,
વાયરે વાંકો થાય નંદલાલ,
ચંપાની કળીઓમાં કસ્તુરી"
"ઝીણા ઝરમર વરસે મેહ, ભીંજે મારી ચુંદલડી"
"મન નણદોઈ ન 'તા ગમતા રે
નણંદબા લાગં અળખાં રે
હો મોરલ ચ્યાં વાગે રે "

આવા સમૃધ્ધ લોક વારસાનું જતન કરવા બદલ લેખકને અભિનંદન.

(ડૉ.મંજુલા એન. સાગઠિયા)

લોકવાઙમયના સંશોધન-સંપાદન ડૉ.અમૃતપટેલનું કાર્યક્ષેત્ર ઉત્તર ગુજરાત રહ્યું છે. ઉત્તર ગુજરાતનાં લોકગીતો, લોકકથાઓ, ઓઠાં, લોકમેળા, લોકઉત્સવો, ઉજાણીઓ,

પાળિયા કથાઓ તથા લોકજીવનનાં મહત્વનાં પાસાઓનો એમણે તલસ્પર્શી અભ્યાસ કર્યો છે. આનર્ત પ્રદેશની ભાતિગળ લોકસંસ્કૃતિને પ્રકાશમાં લાવનારા લોકગીતો-લોકકથાઓનું શાસ્ત્રીય સંપાદન એમના દ્વારા થયું છે.

ડૉ.અમૃત પટેલ પાસેથી જે કંઠસ્થ પરંપરાના સંગ્રહો પ્રાપ્ત થયા છે, એમાં 'ચંપાની કળીઓમાં કસ્તુરી', 'મેંદી લાલ ગુલાલ','કંકુ રે વાયું','ઝમરખ દીવડો','મું તો ઢોલે રમું','સરસ્વતિને કાંઠે','આપણાં ઓઠાં' જેવા નોંધપાત્ર સંગ્રહો છે.

'આપણો ઉપેક્ષિત વારસો' સમાજશાસ્ત્રના અભ્યાસીઓ માટે, લોકમાનસના તજજ્ઞો માટે અને મધ્યકાલીન પરંપરાના અભ્યાસીઓ માટે આ ગ્રંથ ઘણી બધી સામાગ્રી પૂરી પાડે છે. પ્રસ્તુત ગ્રંથને ડૉ.અમૃત પટેલે ચાર વિભાગોમાં વિભાજિત કરેલ છે. પ્રથમ વિભાગમાં બાળ જોડકણાં, બીજા વિભાગમાં ફટાણાં, ત્રીજા વિભાગમાં મરશિયા અને ચોથા વિભાગમાં કણબીના મહિના, સલોકા અને રામગીતો સમાવ્યાં છે.

પ્રથમ વિભાગ ધીમે ધીમે નામશેષ થઈ રહેલ 'બાળ જોડકણાં' વિશેનો છે. જ્યારે ગામડામાં અક્ષરજ્ઞાન મેળવવા માટે કોઈ વ્યવસ્થા ન હતી, શાળાઓ પણ ન હતી ત્યારે આવાં બાળ જોડકણાં, બાળ રમતો કે બાળવાર્તાઓ સહજ રીતે બાળશિક્ષણ આપનારી મોંઘી મૂડી હતી. જુઓ :

'આયથી નાંખી દોઈડી, આભલામાં ચણું ઓઈડી,
ઓઈડી ઉપર નળિયાં, શેર કંકુ દળિયાં,
દળતે દળતે રાત પડી, કાળા હાલે ભાત પડી,
ભાતે ભાતે દિવા બળે, વાંણિયાની છોડીના વિવા કરે.'

બાળ માનસ ઉપર આ કલ્પનાવૈભવની કેવી સુંદર ભાત પડતી હશે એ અહીં જોઈ શકાય છે. અહીં બેઠાં બેઠાં રમવાની રમતનાં બાળ જોડકણાં, ઊભા ઊભાં રમવાની રમતનાં

બાળ જોડકણાં, દોડીને પકડવા માટે રમવાની રમતનાં બાળ જોડકણાં વગેરે ઉંમર પ્રમાણે કહેવાતા હોય છે. આવાં જોડકણાંમાં સમાજ જીવનનું પ્રતિબિંબ જોવા મળે છે.

બીજો વિભાગ ફટાણાં વિશેનો છે. ફટાણાં ધીમે ધીમે લુપ્ત થતાં જાય છે. ફટાણાં એક સમયે મુક્ત હાસ્ય મજાકનો વિષય હતાં. એટલું જ નહીં પણ સાંભળતી વખતે ધિક્કાર કે ઘૃણાને બદલે નિર્દોશ મશ્કરી અને મજાકનું વાતાવરણ નિર્માણ થતું હતું, જુઓ :-

‘મારાં માંડવા હેઠ માંડવા હેઠ, ઘૂધરિયામાં ગોદડાં
ફલોંણદા ચોર માર ફલોંણદા ચોર
ફલોંણી બુન માર ફલોણી બુન
ઘોકો લઈને ફરી વળ્યાં,
મારશો નહીં જુડસો નઈ,
મોટાનાં છોરું મારશો નઈ.’

ડૉ.અમૃત પટેલ અહીં લગ્નની વિવિધ વિધિઓ પ્રમાણે ગવાતાં ફટાણાંને યથાતથ મૂક્યાં છે. જેમાં લગ્ન લખે ત્યારે લગ્નપડો વધાવતી વખતે, ગોત્રીજો ભરીને જતી વખેત, લાડવો લેવા જતાં, ગ્રહશાંતિ વખતે, લાડો પરણવા સાસરે આવે ત્યારે, પોંખવા આવે ત્યારે, ચોરીમાં, કંસાર જમતી વખતે, અને લાડો પરણીને આવે ત્યારે કેવાં વૈવિધ્યસભર ફટાણા ગવાતાં હોય છે એ અહીં વિગતે રજુ કર્યા છે. આ ફટાણા સૌથી વધારે જાન જમવા બેસે ત્યારે ગવાય છે. જુઓ :-

“વેવાણ કોરો ઘડો ભરી લાય, તરસે મરીએ છીએ,
તારી માને અડાણી, મેલ તરસે મરીએ છીએ,
વેંવાણ કોરો ઘડો ભરી લાય, તરસે મરીએ છીએ,
તારો બાપ અડાંણા મેલ, તરસે મરીએ છીએ....”

ફટાણા વિલંબિત ગતિએ ગવાતા હોય છે. અમૃત પટેલ નોંધ છે કે ‘ફટાણાની એક આગવી વિશિષ્ટતા એ છે કે હિંસક ફટાણાં તીવ્ર દ્રુતગતિએ ગવાય છે. જ્યારે અહિંસક ફટાણા વિલંબિત કે મધ્ય ગતિએ ગવાય છે. હિંસક (જુગુપ્સા ભાવવાળા) ફટાણાં ગાતી વેળાએ ગાનારીઓના ચહેરાના ભાવો પણ જુદા જોવા મળે છે. વળી અવાજ પણ ઘણો ઊંચો (રાડારાડ કરતા હોય તેવા પ્રકારનો) હોય છે. ‘આવા ફટાણા નીચે મૂકેલી નોંધ સંશોધની ઝીણવટભરી સુક્ષ્મ નજરનું પરિણામ છે.

ત્રીજા વિભાગમાં મરશિયા આપ્યા છે. લોકગીતોમાં જન્મથી માંડીને મૃત્યુ સુધીની ઘટનાઓ શબ્દસ્થ થતી હોય છે. મૃત્યુ પ્રસંગે છાજિયા, રાજિયા, મરશિયા જેવાં લોકગીતો ગવાય છે. જેમાં લોકલાગણીઓનો હૂબહૂ પડઘો સંભળાય છે. અહીં રજુ થયેલા મરશિયા ટુંકમાં જોઈએ :

‘સોનીડો આયો લાડળા....હાયે હાયે લાડળા
ટુંપીયો લાયો લાડળા...હાયે લાડળા
તમે પહેરો નાયણાભઈ લાડળા...હયે લાડળા..
‘ચ્યાં જોઉં રે ચ્યાં જોઉં નાયણાભઈ વાટ્યો ચ્યા જોઉં ચ્યાં જોઉં
હાયે ચેહરીયા હાયે હાયે
એ ઊભો રે એ ઊભો સોનીડા વાટે એ ઊભો
હાયે ચેહરીયા હાયે હાયે’
‘શેરમાંથી સોનીડો બોલાવો રી હો
હાયે હાયે કેર થ્યો
ભારે મુલના ટુંપીયા વસાવો રી હો
હાયે હાયે કેર થ્યો’
‘હજારી લોટો જળી ભર્યા વણજારા
વણઝારી લુંટાણી સવા લાખની’

ચાંદલીયો ઊગ્યો ને અરણ્યો આથમી હો, સુરજના અજવાળે રથ ખેલીયા
હાયે રાજવી હાયે હાયે
બીજાએ ઈમના કટબિયાની શીખરે હો આવા રૂડા ઘરની ડેલીએ
હાય રાજવી હાયે હાયે

હજુ પણ ઘણી જગ્યાએ એ મૃત્યુ વખતે મરશિયા ગાવાનો રિવાજ છે. આ કરુણ વેધક મરશિયા ગવાતા હોય ત્યારે સાંભળનારની આંખમાંથી પણ આસું વહે છે. સ્મશાનયાત્રામાં કે આંગણામાં ઊભા ઊભા છાતી કૂટતી સ્ત્રીઓ મરશિયા ગાય છે.

ચોથા વિભાગમાં 'કણબીના મહિના, સલોકા અને રામગીતો' છે.

કણબીના મહિનામાં જુઓ

"એ કારતક મહિનો રે ભલે આવીયો રે,
ભલા ઘઉં, જવ વવરાંય, ઘઉં-જવ વવરાંય...
ઘઉં હતા તે વાંણિયો લઈ ગયો, બીજ શાની, તો થાય...
સાંભળો દિનાનાથ વિનંતી, દુઃખ કણબીનું કહું,
ભાવટ ભાંગજો ભુદરા, રામ રાખે તો રહીએ.

આમ, કારતક થી આસો સુધીના બારમાસ કેવા કષ્ટમાં વીતે છે એનું ચિત્ર મળે છે. અંતે નોંધ્યું છે કે,

'એ નથી ગાયું બોમણ વાંણિયે નથી ગાયું ચારણ ભાટ
ગાયુ રે ગોઝારિયાની કણબણે જેને ધણી રે વાર સાંભળો.'

આ ઉપરાંત કણબીઓમાં નિકળતા વરઘોડા ગામમાં નિશ્ચિત સ્થળે આવે ત્યારે સલોકા બોલાવામાં આવે છે. મહાભારતમાંથી લેવામાં આવેલા સલોકા ઉત્તર ગુજરાતમાં લગ્નના વરઘોડાના સમયે પરંપરાથી ગવાય છે. અમૃત પટેલ નોંધ છે કે, ''વરરાજા ઘોડા ઉપર બેઠેલા જ હોય, ચારેબાજુ વરઘોડામાં જોડાયેલા કુટુંબીજનો કે સ્વજનો ઊભાં હોય, ઠોલના અવાજને બંધ કરી દેવામાં આવ્યો હોય, જાનડિયાએ ગીતો ગાવાનું બંધ કરી દીધું

હોય ત્યારે ગામના જ પરંપરાથી સલોકા ગાનાર મોટે ભાગે વૃધ્ધો કે આધેડ વયનો કણબી સલોકા ગાવાનું શરૂ કરે છે.''

આમ, આપણા ઉપેક્ષિત વારસા સમાન બાળ જોડકણાં, ફટાણાં, મરશિયા અને કણબીના મહિના, સલોકા અને રામગીત આ ગ્રંથમાં મુક્યો છે. અહીં ગ્રંથસ્થ થયેલી કંઠસ્થ પરંપરાની વાણી ઉત્તર ગુજરાતની છે. જે ગીતના અંતે શબ્દોની અર્થ પણ આપ્યા છે. આ દિશાના અભ્યાસુને આ ગ્રંથ ઘણી બધી વિગતો પૂરી પાડે છે.

● **ફટાણા, મરશિયા, સલોકા અને કોશગીતોનો અભ્યાસ ગ્રંથ :-**

ડૉ.અમૃત પટેલ પ્રિન્સિપાલ, મહિલા આર્ટ્સ કોલેજ, વિજાપુર દ્વારા રચિત આ પુસ્તકમાં લોકસાહિત્યના અભ્યાસની દષ્ટિએ મહત્વનાં સ્વરૂપો, બાળજોડકણાં, ફટાણાં, મરશિયા, સલોકા અને રામગીતોનો અભ્યાસ દર્શાવવામાં આવ્યો છે. આધુનિકરણમાં સમાજિક પરિવર્તનને કારણે સાંસ્કૃતિક પરંપરાઓ વિસરાઈ ગઈ છે. ત્યારે લેખકે બાવન જેટલા શિશુ,બાળ,કુમાર અને તરુણયુવા અવસ્થાનાં જોડકણાં કલ્પનાશક્તિને કેવી રીતે સંકોરે છે તેની ચર્ચા કરી છે. ૧૩૦ જેટલાં પરંપરાગત ફટાણાંઓનું પ્રસંગ આધરિત વર્ગીકરણ અને ફટાણાંની ઉત્પત્તિ, ભગવાન રામચંદ્રના લગ્ન સમયે કેવા ફટાણાં ગવાતાં હતાં તેની ચર્ચા રામાયણના આધારે કરી છે. જ્યારે ૧૧ જેટલા મરશિયા સંપાદનનો મહત્વનો અંશ છે. પુસ્તકના અંતમાં પરંપરાગત વરઘોડા સમયે ગવાતા સલોકા મૂકવામાં આવ્યા છે. ંમશાલના અજવાળે ઢોલ ધબુક્તા બંધ થાય, જાનડીયો ગીત ગાતાં અટકી જાય અને સલોકા ગવાય તેનું સુંદર ચિત્ર રજુ કરવામાં આવ્યું છે. વહેલી સવારે ખેડુત કુવામાંથી કોશ દ્વારા પાણી ખેંચતો હોય તે સમયે ગવાતા રામ ગીતો મુકવામાં આવ્યા છે. પરિશિષ્ટમાં લોકબોલીના શબ્દોના અર્થ પણ આપેલા છે. આ પુસ્તક સમાજશાસ્ત્રના અભ્યાસીઓ લોક માનસના તજજ્ઞો અને મધ્યકાલીન પરંપરાના અભ્યાસીઓ માટે પાયાની સામગ્રી પુરી પાડનારું બની રહેશે.

(સંદર્ભ : અમૃત પટેલ : વ્યક્તિત્વ અને વાઙ્મય, પૃ. ૧૫૪ થી ૧૬૩)

## ૪.૨ કરણદેવ અને મેણલદેના લગ્નોત્સવની ઘટના વિશે સર્જાયેલી લોકકથા, લોકગીતો લોકકવિતાઓકે દંતકથાઓઃ

ગુજરાતના ઈતિહાસકારોએ મીનળદેવીની મયણલ્લાદેવી કહી કર્ણાટકની રાજકુમારી દર્શાવી છે. કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય સુરિએ દ્રયાશ્રમ માં તેને દક્ષિણાના ચંદ્રપુરના રાજા જયકેશીની પુત્રી કહી છે. તો શ્રી મેરુતુંગાચાર્યે પ્રબંધચિંતામણીમાં કર્ણાટકની રાજકુમારી કહી છે. તો ચરિત્રસુંદર ગણિએ કુમારપાલચરિત્ર માં તેને કાશ્મીરના રાજાની જારકુંવારી કહી છે. મેણલદે અને કર્ણદિવના લગ્નજીવનને કેન્દ્રમાં રાખીને સર્જાયેલી આ લોકકથા અને લોકકવિનું ઉદભવબિંદુ એક જ છે. ઊંઝા મુકામ યોજાયેલ ઊંઝાની જ કડવા પાટીદારની દીકરી એવી મેણલદે અને પાટણના રાજા કર્ણદિવ વચ્ચેનાં બાળલગ્ન અને તે ચઢાવ ઉતારના સારા માઠા પ્રસંગો આ લોકકથાના ઉદભવબિંદુના કેન્દ્રમાં છે.

પુત્રી સાંભળો પ્રેમથી, પટિયલ લાવી પ્યાર
દરિયા આપી દીકરી, ધીર કરી મન ધાર.

ચોથો લેખ ડૉ. ઈશ્વરલાલ ઓઝા પાસેથી જયશિખરી તથા વનરાજની લોકકથા અને ઈતિહાસ નામે મળે છે. ગુજરાતમાં પંચાસરના શાસકોનું કુળ નામ, કુળનામ સાથે દૈવીવંશનું સંધાણ, કુળનામ સાથે સંકળાયેલ કલંક, નાડોધા અને ચાવડા, ગુજરાતના ચાવડા રાજ્યો, પંચાસરનું રાજ્ય, પંચાસરના ઉલ્લેખો પંચાસરના જ્ઞાત શોસકોનું નામ, પંચાસરના રાજ્યનો વિનાશ, રાજાનો જનાશ્રય પુલકેશીનો લેખ, વનરાજના માતાપિતા, વનરાજનાં ઉલ્લેખો, વનરાજ અને પંચાસર અને અન્ય વિભુતિઓ, વનરાજ પંચાસર પ્રાપ્તિનો સ્થાનો, ચાંપા અને વનરાજનું મિલન, શ્રીદેવી અને વનરાજનું મિલન, વનરાજ અને અણહિલનું મિલન, વનરાજની પંચાસર પ્રાપ્તિ, પંચાસરથી રાજધાનીનું સ્થાળાંતર. રાજધાની તરીકે પંચાસરના અંતિમ દિવસો,

સિસોદિયા સંડેસરા ચઉદશિયા ચૌહાણ

ચૈત્યવાસીઓ ચાવડા, કુલગુરુ એક વખાણ.

આમ ઈશ્વરલાલ ઓઝાએ વનરાજ ચાવડા, તેના વતનની શોધ, માતાપિતા, તેનો ઉછેર, તે સમયની રાજકીય પરિસ્થિતિ, પંચાસરનું મહત્વ, ઐતિહાસિક દ્રષ્ટિએ સંશોનાત્મક ખુબ જ મહત્વનો લેખ બની રહે છે. ડૉ.ઈશ્વરલાલ ઓઝાએ જયશિખરે તથા વનરાજની લોકકથા અને ઈતિહાસ નામના લેખમાં જયશિખરેના નામ અને કાર્ય વિશે, વનરાજ વિશેની અનેક દંતકથાઓની મુલગામી ચર્ચા કરતો લેખ આપ્યો છે.

**પાંચમો લેખ :** લોકવિધાના નિષ્ઠાવાન, શ્રદ્ધેય અને મોટા ગજાના અભ્યાસી પ્રો. કનુભાઈ જાની સાહેબનો હિણ્ડી થી હંણ્ડો ની વાતનો લેખ લોકકથા સંપાદનના આરંભથી આજ દિન સુધીનો સંપાદન કામગીરીનો પરિચય આપતો શ્રદ્ધેય લેખ છે.

**છઠ્ઠો લેખ :** ડૉ. પરમ પાઠક પાસેથી લોકકથા સંપાદન : ઉત્તર ગુજરાતે માં કનુભાઈ જાની જેવા તો ઉત્તર ગુજરાતની આ લોકકથાઓનું પગેરું વસુદેવ હીંડીમાં કે પંચતત્રમાં શોધી બતાવે છે. ઉત્તર ગુજરાતની લોકકથાઓ ગ્રિયર્સનના લિંગ્વિસ્ટિક સર્વે ઓફ ઈન્ડિયા ના નવમા વોલ્યુમના બીજા ભાગમાંથી સાંપડે, ત્યારબાદ ટી. એન દવે જેવા ભાષાશાસ્ત્રીએ આ દિશા પોતાની રીતે ખેડી, એ પછી મગનલાલ ભટ્ટ ગણપતરામ જોષી, રેવાભાઈ પટેલ, જશવંત દાણી, ડાહ્યાલાલ બ્રહ્મભટ્ટ, મંજુલાલ મજબુદાર જેવાઓએ મેઘાણી કાળમાં અને એ પછી સમયમાં પુષ્કર ચંદરવાકર, શાંતિલાલ આચાર્ય, જયંતિલાલ દવેની પેઢી આવી. આજે અમૃત પટેલ. પ્રાંજલ પટેલ, પ્રેમજી પટેલ કાર્યરત છે. મુરાદખાન ચાવડા પાસેથી ધાંધાર પંથકની લોકકથાઓ મળે છે. પાલનપુરના પાળિયા, ધાણધારનું ધાવણ મફત રણેલાકર પાસેથી ઉત્તર ગુજરાતની લોકવાર્તાઓ મળે છે.

**સાતમોલેખ :** ઉત્તર ગુજરાતની લોકવાર્તાઓના સંપાદનો નામે ડૉ. પ્રેમજી પટેલ પાસેથી મળે છે. ઉત્તર ગુજરાતની લોકકથાઓના પુસ્તકમાં બળવંત જાનીએ  કહ્યું કે ઉત્તર

ગુજરાતનું લોકકથાસાહિત્ય સત્વશીલ, શાસ્ત્રીય અને ભારતીય જીવનમુલ્યોના તેજથી ઝગારા મારે છે. આ ક્ષેત્રે મહત્વની કામગીરી કરનાર ડૉ. શાતિલાલ આચાર્ય ગણાય તેમની પાસેથી હેંડો વાત માંડીએ ગ્રંથમાં ૪૩ જેટલી કથીઓ મૂકી છે. એમાંથી સાબરકાંઠાની-૧૦, બનાસકાંઠાની-૧૫, મહેસાણા-૧૮ જેટલી વાર્તાઓ મળે છે. બીજા સંપાદન ડૉ. ભગવાનદાસ પટેલ નું ગણાય. તેમની પાસેથી ૪૦ જેટલા ગ્રંથો પ્રકાશિત થયેલા છે. તેમના વિશે ડૉ. દીપક પટેલ કહે છે કે ડૉ. ભગવાનદાસ પટેલનું આ સંપાદનકાર્ય સાચા અર્થમાં શાસ્ત્રીય અને સાહિત્યની મૂલ્યવાન મૂડી બની રહે છે. ત્યારબાદ આ બે સંપાદકોના અનુગામી અમૃત પટેલ આવે છે. તેમની પાસેથી ૧. સરસ્વતીને કાંઠે,૨. આપણાં ઓઠાં ત્યારબાદ જયંતીલાલ દવે પાસેથી ૧. ગુજરાતની લોકવાર્તાઓ, ૨. લોકવાર્તાની લહેર ઉત્તર ગુજરાતે મળે છે. તેમના જ અનુમાન પ્રતાપસિંહ રાઠોડ પાસેથી ૨૦૦૩ માં જવારા નામે લોકવાર્તાઓનો સંગ્રહ મળે છે. તેના વિશે બળવંત જાનીએ કહ્યું છે કે ઉત્તર ગુજરાતની બોલીની યથાતથ માવજત કરીને વાર્તાઓ આલેખનાર પ્રતાપસિંહ રાઠોડનું આગમન ત્યારે મોટી આશા જગાવે છે. એમની જવારા સંગ્રહિત કથાઓ ખરા અર્થમાં સાચુકલાં મોતી છે. ત્યાર બાદ પુષ્કર ચંદરવાકર પાસેથી ઉત્તરગુજરાતની લોકકથા મળે છે. એના વિશે કહેવાય છે કે, મેઘાણીના પ્રકારનું કામ તેમણે કર્યું છે ખરું, પરંતુ મેઘાણીની કક્ષાનું કરી શક્યા નથી. એવી જ રીતે કનુભાઈ આચાર્ય, શિવદાન ગઢવી, પાસેથી લોકહૈયાં ભીનાં ભીનાં ૧૯૮૮ માં મળે છે. ઉત્તર ગુજરાતની અસ્મિતા ૧૯૯૪ માં મળે છે. અહીંયા આ સંપાદનો વિશે બળવંત જાની લખે છે કે લોકસંગ વધુ પ્રકટે છે. લોકરંગ ઓછો. ત્યારબાદ મુરાદખાન મફત રણેલાકર, પ્રાંજલિ પટેલ, પ્રેમજી પટેલ મળે છે.

**આઠમો લેખ :** ઉત્તર ગુજરાતના આદિવાસીઓની લોકવાર્તાના સંપાદનમાં ડૉ.રાજેશ મકવાણાએ ડૉ.ભગવાનદાસ પટેલના ૨૦ જેટલા પુસ્તકો,વીરચંદ પંચાલના બે અને નવજી ડાભીનાં આદિવાસીઓની લોકકથાઓના સંપાદનો વિશે અભ્યાસ લેખ

નિસબત સાથે તૈયાર કર્યો છે. ડૉ.ભગવાનદાસ પટેલ સંપાદિત ભીલોનું ભારથ રોમ સીતમાની વારતા ગુજરાંનો અરેલો અને રાઠોરવારતા એ રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય કક્ષાએ ખ્યાતિ અપાવી છે. જેના વિશે ડૉ.હસુ યાજ્ઞિકે વિશિષ્ટ-શાસ્ત્રીય ચર્ચા વિચારણા કરેલી છે. અરવલ્લી લોકની વહી વાતો એ ડૉ.ભગવાનદાસ પટેલ અને વીરચંદ પંચાલ પાસેથી મળે છે. સોખલા ગરાશીયાની વહી વાતોનું સંપાદન વીરચંદ પંચાલ પાસેથી મળે છે. એણે ડાકણની વહી, નવલાખદેવીઓની વહી, મનખાઅવતારની વહી એ ત્રણ વહીઓ અને બારેમેઘની વાત પાતાળરાજા અને દશરથરાજા, ચાર ડાકણની વાત અને ગાંગલાની વાત મળે છે. જ્યારે ડૉ.ભગવાનદાસ પટેલની પુત્રી જિજ્ઞાસા પટેલ ગુજરાંનો અરેલો ઔર બગડાવત દેવનારાયણકા તુલનાત્મક અભ્યાસ નામે શોધ પ્રકલ્પ લખી એમ.એ ની પદવી મેળવે છે.

**નવમો લેખ :** ડૉ.હર્ષદા શાહ પાસેથી આદિવાસી મહાભારત ભીલોનું ભારતના કથાઘટકોના લેખમાં ભીલોના ભારથના કથાઘટકોની વેદવ્યાસના મહાભારતના કથાઘટકો સાથે તુલના કરતા સુંદર લેખમાં દેડકાનો માનવરૂપે પુનઃજન્મ, વચન-મુલ્ય-શરતનું કથાઘટક પૂર્વભવની સ્મૃતિદ્વારા મંગાવાતું વિદેશ વસતા પતિનું લિંગ, માનવમાદા અને માનવેતર નરનું કથાઘટક, ડાકણનું કથાઘટક, અદભુત પરાક્રમી નાના બાળકનું કથાઘટક, સતનાં પારખાંનું લાક્ષણિક કથાઘટક, ભગવાનની લીલા-માયાવી સૃષ્ટિનું કથાઘટક, માયાવી ઘોડાનું કથાઘટક દર્શાવી પરિશ્રમ પૂર્વકનો સારો લેખ તૈયાર કર્યો છે.

**દસમો લેખ :** ડૉ.જિજ્ઞાસા પટેલ પાસેથી ગુજરાંનો અરેલો નાં કથાઘટોકમાં હસુ યાજ્ઞિક કથાઘટકોનું વર્ગીકરણ કરી ૧૦૩ ઘટકો તારવ્યા છે. પાત્રગત કથાઘટકો, ઘટનાગત કથાઘટકો બતાવ્યાં છે. આમ એક એક કથાઘટક એક એક ઈંટ સમાન છે. જેના આધારે લોકકથારૂપી ઈમારત રચાય છે. સ્ટીથ થોમ્સને તેમની મોટિફ ઈન્ડેક્ષમાં કથાઘટકોનું

વર્ગીકરણ કરી વિશ્વની લોકકથાઓનો એક તંતુ બાંધી ભવિષ્યમાંના સંશોધન-અભ્યાસી માટે લોકકથાના અભ્યાસનો માર્ગ મોકળો કરી આપ્યો છે.

**અગિયારમો લેખ :** ઉત્તર ગુજરાતની લોકવાર્તાનાં કથાઘટકો માં ડૉ.પ્રાગજીભાઈ ભામ્ભી જણાવે છે કે મોટિફ કથામાંનો નાનામાં નાનો એકમ જેના પોતાનામાં પરંપરામાં તરતા રહેવાની તાકાત છે. એવો એકમ મોટિફ કહેવાય. ડૉ.ઉપાધ્યાયે કહ્યું છે કે મોહન સુંદર કપડાં પહેરીને શહેરમાં ગયો એ વાક્યમાં કોઈ ઉલ્લેખપાત્ર મોટિફ નથી. પણ જો એમ કહેવામાં આવે કે મોહન અદ્રશ્ય પાઘડી માથા પર બાંધીને જાદુના ઘોડા પર સવાર થઈ એવા દેશોમાં જતો રહ્યો, જે સર્યની પૂર્વમાં ને ચંન્દ્રમાની પશ્રિમે હતા આ વાક્યમાં ચાર મોટિફ છે. ૧. અદ્રશ્ય પાઘડી, ૨. જાદુનો ઘોડો, ૩. આકાશમાર્ગ યાત્રા, ૪. અદભુત દેશ. ઉત્તર ગુજરાતમાં ઉજેણીની રાજા વીર વિક્રમ વિશે ઠીક ઠીક વાતો છે. રાજા, રાજકુંવર, કુંવરીને બીજાં દૈવી અંશવાળાં પાત્રોની વાતો પણ છે. અપર માતા, અળખામણી રાણી, ઓરમાન દિકરો અપંગ દિકરો ને અંધ રાજા વિશેની વાતોય છે. ઉપરાંત શેઠ-શેઠાણી, વાણિયણને બીંજા રાજા રાજકુંવર સિવાયનાં પાત્રોની વાતો પણ છે. પરીઓ ને ડાકણો પણ છે. પરાક્રમી રાજા, રાક્ષસ, જહુ મેલડી, જોગી, બાવા તપસ્વી, નાગદેવતા, નાગમતી, બુટબાવો, અસમાલ જોગી, અળખામણી રાણી, અળખામણો કુંવર, પશુપક્ષી યોનિનાં માણસની બોલી બોલતાં પાત્રો, કુંભારણ્ય, દુતી માલણ, મકના માલણ, ગાંગલી ઘાંચણ જેવાં વિચારશીલ પાત્રો મહત્વના મોટિફ બને છે. પદાર્થોમાં ડંડો, પવનપાવડી, પવન ગુટયકો, નાગનીમણી, સુવરનું કાળજું, વાઘની જીભ, બોલતાં ફુલ, ને જાગતાં ફુલ, મંત્ર ભણીને છાંટેલી અંજલિ, વડ, વાવ, મશાણ, કુવો, જંગલો, પરીઓના વાળ વાળી દાબડી વગેરે અનેક કથાઘટકો જોવા મળે છે.

ચાર વિભાગમાં મૂકાયેલા આ બધા અભ્યાસ લેખો ઉત્તર ગુજરાતની લોકકથાઓના સ્વાધ્યાય, સંશોધન અને અભ્યાસમાં અત્યંત ઉપયોગી થઈ પડે તેટલા માતબર કહી શકાય

તેવા બન્યા છે. ડૉ. અમૃત પટેલની સંપાદકીયની સાચી સૂઝ સમજણનાં ચોક્કસ દર્શન થાય છે.

● **રાજમાતા મીનળદેવી પાટીદાર કન્યા હતાં ?**

ગુજરાતના ઈતિહાસમાં રાજમાતા મીનળદેવીનું પાત્ર સુપ્રસિદ્ધ છે.

પ્રખર સાહિત્યકાર કુ.મા.મુનશીએ 'પાટણની પ્રભુતા' અને 'ગુજરાતનો નાથ' નવલકથામાં આ ઐતિહાસિક પાત્રને સુંદર રીતે રજૂ કર્યું છે. રાજમાતા મીનળદેવી તે સમયના પાટણના રાજા સિદ્ધરાજનાં માતા અને કર્ણદેવનાં પત્ની હતાં. ગુજરાતના ઈતિહાસકારોએ તથા પ્રાચીન જૈન આચાર્યોએ પણ મીનળદેવી કર્ણાટકના રાજકુમારી હતાં તેવું પ્રબોધેલું છે. વિદ્યાર્થીઓને ભણાવવામાં આવતા ઈતિહાસ પ્રમાણે મીનળદેવીનું મૂળ નામ મયણલ્લદેવી હતું. ઈતિહાસમાં એમ પણ ભણાવવામાં આવે છે કે ચિત્રકાર રાજકુમાર કર્ણદેવ સમક્ષ મીનળદેવીનું ચિત્ર રજૂ કર્યું હતું અને કર્ણદેવ ચિત્ર જોયા પછી લગ્નનો પ્રસ્તાવ મંજૂર રાખ્યો હતો.

પરંતુ આ હકીકતને પડકાર ફેંકાતું એક સંશોધન તાજેતરમાં જ થયું છે. અને ૨૨ જેટલા સજ્જડ પુરાવાઓ સાથે નવ વર્ષની જહેમતના અંતે એવું પ્રતિપાદીત કરવામાં આવ્યું છે કે રાજમાતા મીનળદેવી કર્ણાટકનાં રાજકુમારી નહોતાં પરંતુ તેઓ ઊંઝાના એક પાટીદાર કન્યા હતાં.

મહિલા કોલેજ, વિજાપુરના આચાર્ય ડાૅ. અમૃત પટેલ કે જેમણે ગુજરાતના લોકસાહિત્ય અંગે અગાઉ બારેક પુસ્તકો લખ્યાં છે. જેમાંથી કેટલાંક પુસ્તકો ગુજરાત યુનિવર્સિટી અને સૌરાષ્ટ્ર યુનિવર્સિટીમાં સંદર્ભ ગ્રંથ તરીકે ભણાવાય છે. તેમણે આ વિષયમાં ઊંડો અભ્યાસ કરીને એક સંશોધનાત્મક પુસ્તક લખ્યું છે.

''રાજમાતા મહારાણી મીનળદેવી'' આ પૂરા નવ વર્ષ સુધી તેમણે પ્રાચીન હસ્તપ્રતો, વહીવંચા બારોટોના ચોપડા, વડનગરના શીલાલેખો, સોલંકી કરણ, પ્રકાશ,

ફાર્બસની રાસમાળા, હેમચન્દ્રચાર્યના દ્વયાશ્રય, મેરુતુંગાચાર્યના પ્રબંધ ચિંતામણી, ચરિત સુંદરગણિના કુમારપાળ ચારિત્ર્ય જેવા ગ્રંથોના અભ્યાસ બાદ એમ જણાવ્યું છે કે વર્ષોથી ગુજરાતના વિદ્યાર્થીઓને મીનળદેવી કર્ણાટકનાં રાજકુમારી છે તેમ ભણાવવામાં આવ્યું છે તે અસત્ય છે. વિદ્યાર્થીઓ ખોટું જ ભણાતા આવ્યા છે. હજુ પણ ખોટું જ ભણે છે.''

સંશોધનાત્મક પુસ્તકમાં ડૉ. અમૃત પટેલે જણાવ્યું છે કે, ''શુદ્ધ સંશોધનાત્મક પુસ્તકના કેવા પ્રત્યાઘાત પડશે તેની મને ખબર નથી પરંતુ આવનારો સમય એ વાત પૂરવાર કરશે કે મીનળ ઉત્તર ગુજરાતના ઊંઝા નગરની, મોલ્લોત શાખની, કડવા પાટીદાર હેમાળા પટેલની દિકરી હતી.''

સિદ્ધપુરના ભાટવાડામાં રહેતા વહીવંચા રજનીકાન્ત બારોટના ચોપડામાં જોતાં સ્પષ્ટ જણાય છે કે બાળકોને ભણાવવામાં આવે છે તે પ્રમાણે કર્ણદેવ શિકાર માટે ઊંઝા આવ્યા નહોતા પરંતુ તેમના પિતા ભીમદેવ ઊંઝા આવ્યા હતા. વહીવંચા ચોપડામાં મીનળ, મીનળદેવી, મયણલ્લ એવા કોઈ નામનો ઉલ્લેખ નથી. પણ એમાં મેણલદે તેવો ઉલ્લેખ છે. ગુજરાતમાં મેણલંદે, આણલદે, સોનલદે, વીમળદે એવાં નામોની પરંપરા હતી.

વહીવંચા બારોટના ચોપડા પ્રમાણે મેણલદેના પિતાનું નામ હેમાળા પટેલ હતું. હેમાળા પટેલના પિતાનું નામ ''સહિયો પટેલ'' હતું. કુમારપાળ ચરિત્રમાં પણ પ્રથમ સર્ગના શ્લોકમાં મીનળદેવીને મેણલદે જ કહેવાઈ છે.

કર્ણદેવ અને તેમના પિતા રાજપૂત હતા તો પાટીદાર કન્યા સાથે શા માટે લગ્ન કર્યા તેનું પણ ઊંડું સંશોધન આ પુસ્તકમાં વર્ણવવામાં આવ્યું છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે કર્ણદેવનાં મેણલદે સાથેનાં લગ્ન બાળલગ્ન હતાં અને રાજકીય લગ્ન પણ હતાં.

હકીકત એ છે કે એ સમયમાં પાટણના રાજા ભીમદેવ અને માળવાના રાજા ભોજ વચ્ચે ચાલતો સંઘર્ષ આ લગ્ન માટે જવાબદાર હતો. આ બેઉ રાજાઓ એકબીજાના સમકાલીન હતા. તે વખતે રાણા રાજપૂતોનો ઉત્તર ગુજરાતના પાટીદારો પર ભારે ત્રાસ

હતો. લોકો પાસે કોઈ સારી વસ્તુ દેખાય તો રાણા રાજપૂતો પડાવી લેતા. લોકો તેમના ત્રાસથી કંટાળ્યાં હતાં. બીજી બાજુ ખંતીલા પાટીદારો માળવા આવીને વસે અને ખેતીવાડી કરી માળવાનું ઉત્પન્ન વધારે તે માટે રાજા ભોજ ઉત્તર ગુજરાતના પાટીદારોને સારાં પ્રલોભનો આપી રહ્યા હતાં. રાજા ભોજે કૃષિ માટે જમીન, જાગીર અને ભોજ બંધ દ્વારા બારેમાસ પાણીની સુવિધા ઉપલબ્ધ કરી આપવાની ઓફર કરી હતી. ઉત્તર ગુજરાતમાં ભીલ કોળી લોકો ઉભો પાક લૂંટી લેતા હતા. પ્રજા કંટાળી ગઈ હતી. અને પાટણ રાજયના પાલનપુરથી ખેડા સુધીના ૨૦૦ કિલો મીટરના પટ્ટામાં વસતા પાટીદારો સ્થળાંતર કરી મધ્યપ્રદેશ (માળવા) જવા લાગ્યા હતા. હાલ પણ મધ્યપ્રદેશના સાત જિલ્લાઓમાં ગુજરાતના કડવા, આંજણા અને લેઉઆ પટેલોની વ્યાપક વસ્તી છે. પાટણ રાજયની વસ્તી ઘટવા લાગતા તેની આવક પણ ઘટી ગઈ હતી.

પાટીદારો રાજયની આવકના કમાઉ દીકરાઓ હતા પાટણના રાજાએ આ હિજરત અટકાવવાનો નિર્ણય કર્યો. સ્વતંત્ર મિજાજના પાટીદારોને સ્થળાંતર કરતા અટકાવવા તેમણે તેમના કુળદેવી ઉમિયા માતાના માધ્યમ દ્વારા જ અટકાવી શકાય તેમ હતું. તે વખતે ઉત્તર ગુજરાતમાં બંધુકા વિવાહ રિવાજ હતો. એટલે કે દર ૮ કે ૯ વર્ષે એક જ વાર લગ્નનું મૂહુર્ત કાઢવામાં આવતું ! તેમાં નાના છોકરા છોકરીઓને પણ પરણાવી દેવતાં.

આ સંજોગોમાં પાટણના રાજા ભીમદેવ ઊંઝાના પાટીદારો સાથે સગાઈનો નાતો ગોઠવવા વિચાર્યું. ખૂબ ગડમથલના અંતે રાજા ભીમદેવે ઊંઝાના હેમાળા પટેલના ઘેર પોતાના પુત્ર કર્ણદેવ માટે માંગુ નાંખ્યું. હેમાળા પટેલે શરત મૂકી કે ‘તમે ખાંડું (તલવાર) મોકલશો તો નહીં જાતે જ વરરાજાને લઈને આવશો તો જ મારી દિકરી કર્ણદેવને પરણાવીશ.’ રાજા ભીમદેવે શરત કબૂલ રાખી.

પરંતુ પાટણના રાજાના પ્રધાનો, ભાયાતો, પટાયતોને આ ગમ્યું નહીં. તેમણે રાજા ભીમદેવના નિર્ણયનો વિરોધ કર્યો. ભાયાતોએ હેમાળા પટેલને કહ્યું : ઉંઝાથી પાટણ બાર

ગાઉ દૂર છે તેથી તમારે અમારી જાનનું સન્માન બે ગાઉ અગાઉથી કરવું પડશે. શેરડીઓના મંડપ બાંધવાના રહેશે. મંડપ નીચે છાબોમાં મીઠાઈ ને અફીણ માટે કરંડીયઓ મૂકવાના રહેશે. બાર જાતના પકવાન મૂકવાના રહેશે. ભાયાતોને એમ હતું કે આ કણબીઓ આવો આદર સત્કાર કરી શકશે નહીં.

હેમાળા પટેલે એ પ્રકારે જાનનો આદર સત્કાર કરવાની હા પાડી. લગનીયું લખીને પાટણ મોકલ્યું તેમાં ચાર સારાં નંગ, રત્નો, ઝવેરાત, અંબર, સોનું-રૂપું, ને વસ્ત્રો મોકલ્યાં. એ જોઈ રાજાનો એક પટાવત બોલી ઉઠયો, આટલો બધો માલ કણબીના ઘરમાં ?

ત્યાર પછી ઉંઝાથી પાટણ સુધી બાર ગાઉ સુધી બે બે ખેતરના અંતરે શેરડીના માંડવા રોપવામાં આવ્યા. છાબડીઓમાં ૨૭ પકવાનો, દરેકમાં પાંચ તાંબાકુંડીઓ, પાણી પીવા પાંચ ઝારીઓ, અફીણ ઘૂંટવા માટે પાંચ ખલ મૂકવામાં આવ્યા. હેમાળ પટેલ જાનને પીવા માટે મીઠું પાણી મળી રહે તે માટે ઉંઝાનો પ્રસિદ્ધ દૂધલી કુવો ખોદાવરાવ્યો. જાનમાં આવેલા રાજપૂતો, પ્રધાનો, પટાવતો અને ભાયતો અને રાજા ભીમદેવ આ બધું જોઈને આશ્ચર્ય પામ્યા.

કર્ણદેવની જાનને પાણી પીવરાવવા માટે ખોદાવેલો દુધલી કૂવો આજે પણ ઉંઝાને પીવાનું પાણી પૂરું પાડી રહ્યો છે. કહેવાય છે કે કૂવાની ટોડી તાંબાની બનેલી છે. પરંતુ તેમાં બારેમાસ પાણી રહેતું હોઈ ટોડી જોઈ શકતી નથી.

અને બાપ કર્ણદેવની જાન ઉંઝા હેમાળા પટેલના ઘેર આવી પહોંચે છે. કેટલાક લોકો બૂમાબૂમ કરે છે તપાસ કરતાં ખબર પડે છે કે કણબી સાત શાખન અને સાત ગામના લોકો બૂમો પાડતા હતા. પરંતુ રાજા ભીમદેવ દરમિયાનગીરી કરી સાત શાખોના રાજપૂતોને આજ શમિયાણામાં કડવા પાટીદારોમાં સામેલ કરવામાં આવ્યા. (ઉત્તર ગુજરાતના કડવા પટેલોમાં બારેયા અને પઢયાર અટકો આ જ કારણે છે.)

બાળ રાજા કર્ણ પરણી રહ્યો હતો ત્યારે અણવરોએ સાળા કટારામાં દુધલી કુવો માંગ્યો હતો. હેમાળા પટેલે કહ્યું હતું : 'લઈ જાવ કૂવો તમને આપ્યો. કેટલાક મશ્કરા રાજપૂતો કૂવો તાણવા માંડે છે. પણ ખસેતો નથી આવી મશ્કરી મજાકનું પણ ચોપડાઓમાં વર્ણન છે.'

આ ચોપડાઓ પ્રમાણે કર્ણદેવનું લગ્ન થયું ત્યારે તેમની વય ૧૨ વર્ષની હતી. જયારે મીનળ ઉર્ફે મેણલદેની ઉંમર માત્ર ૭ વર્ષની હતી. મેણાલદે કુંવરીને અઢળક સોનું, વસ્ત્રો, અલંકારો અને કિંમતી રત્નો સાથે કન્યા વિદાય કરવામાં આવી હતી. પુસ્તકમાં એવો ઉલ્લેખ કરાયો છે કે રાજા ભીમદેવ દ્વારા કરાયેલા આ લગ્નોત્સવનો હેતુ કડવા પાટીદારો અને રાજપૂતો વચ્ચે લગ્ન વ્યવહાર બાંધવા માટેનો હતો. આ વ્યવહારનો ઘણોએ વિરોધ કર્યો હતો. તેમને જ્ઞાતિ બહાર પણ મૂકવામાં આવ્યા હતા. જેમાં ભાખર, વડનગર અને આસપાસના ગામોનો સમાવેશ થાય છે.

ભીમદેવ રાજાએ પોતાના પુત્ર કર્ણદેવનું લગ્ન સંવત ૧૦૯૯ ના ચૈત્ર સુદ ૧૩ના દિવસે મેણલદે સાથે કરાવ્યું હતું. વહીવંચાના ચોપડામાં કર્ણદેવના જન્મની તિથિ, લગ્નની તિથિ, રાજ્યાભિષેકની તિથિ તથા તેમના મૃત્યુની તિથિ બધું જ લખવામાં આવ્યું છે જે ગુજરાતમાં સોલંકીકાલીન તવારીખ સાથે ખરું ઉતરે છે.

પુસ્તકના લેખકે કરણ સોલંકી પ્રકાશ નામની ૭૭૦ પંક્તિઓ ધરાવતી એક અલભ્ય હસ્તપ્રત પણ શોધી કાઢી છે. તેમાં લગ્ન પછીની ઘટનાઓ છે. આ લગ્ન પછી સોઢી રાણી કમળાદેવીએ મીનળદેવીને કર્ણદેવ સાથે ના રહેવાની વ્યવસ્થા ગોઠવી હતી. મીનળદેવીના પિતા હેમાળા પટેલે રાજાને ઠપકો આપતો પત્ર લખી જણાવ્યું હતું કે મીનળને તેડી જાવ ! પાટણનો મંત્રી મુંજાલ શાહ આખરે ઊંઝા આવીને મીનળદેવીને તેડી જાય છે. ત્યાર પછી મીનળના મહેલની આસપાસ મોગલોનો પહેરો ગોઠવાયો હતો. મીનળના ગર્ભને તોડી નાંખવા કમળાદેવીએ તાંત્રિક વિદ્યાનો પ્રયોગ કરાવરાવ્યો હતો. પરંતુ મુંજાલની પ્રયુક્તિથી

ગર્ભ દૂર કરવાનો તાંત્રિક પ્રયોગ નિષ્ફળ નીવડયો હતો અને સિદ્ધરાજ જયસિંહનો જન્મ થયો હતો.

આ બધી જ વિગતો શોધાયેલી હસ્તપ્રતમાં છે. તેમાં (૧) કોઈ રાજકન્યા ના મળી, પટલાણી પરણી પ્રેમથી (૨) કણબી તણીએ દીકરી, રાજકુળમાં શોભે ખરી ? એવા અનેક ગીતો આ અલભ્ય હસ્તપ્રતમાં છે. આમ સોલંકી કરણ પ્રકાશ કૃતિમાં પણ મીનળદેવીને પાટીદાર કે કણબી કન્યા કહેવાઈ છે.

રાજા ભીમદેવના કહેવાથી સાત શાખાના જે રાજપૂતોને પાટીદારોમાં સમાવાય તેમાં વિઠ્ઠલપુરના ચાવડા, મણીપુરના વાઘેલા, કરજીસણના બારિયા, જાસલપુરના ગોલ, ઉપેરાના રાઠોડ, નાયકાના ઘોઘારી, બોરુંદરાના મકવાણાઓનો સમાવેશ થાય છે.

સંશોધક કહે છે કે વડનગરન અર્જુનબારી દરવાજા પર પાટણના તમામ રાજાઓની વંશાવલી, તેમના જીવન અને મહત્વનાં કાર્યોનો શીલાલેખમાં ઉલ્લેખ છે.

તેમાં સિદ્ધરાજ જયસિંહ જેવા મહત્વના રાજાના જન્મ વિષયક શ્લોકને કોઈએ ખંડિત કરી ગૂમ કરી દીધો છે. સિદ્ધરાજની માતા મેણલદે કણબી કન્યા હોઈ આ શ્લોક શીલાલેખમાંથી ખંડીત કરી દેવાયો હોવાનું સંશોધક માને છે.

મેરૂતુંગાચાર્યે પ્રબંધચિંતામણી માં નોંધ્યું છે કે સિદ્ધરાજ જયસિંહનું મોસાળ ઉંઝા છે. માળવાના વિજય પછી સિદ્ધરાજ જયસિંહ જયારે પરત પાટણ આવી રહ્યો હતો ત્યારે રાજમાતા મીનળદેવીએ ઉંઝામાં પુત્રનું સામૈયું કર્યું હતું. મીનળદેવીનું પિયર ઉંઝા હોવાથી પાટણથી છેક ૨૭ કિલોમીટર ઉંઝા દૂર આવીને રાજમાતાએ સામૈયું કેમ કર્યું તેની પણ તેમાં ચર્ચા છે.

ટૂંકમાં આ નવા સંશોધનાત્મક પુસ્તક પ્રમાણે મીનળદેવી નથી તો કર્ણાટકના રાજા જયકેશીની પુત્રી કે નથી તે દક્ષિણના ચન્દ્રાપુરની રાજકુમારી, નથી તો તે કાશ્મીરના રાજાની પુત્રી (કુમારપાળ ચરિત્ર મુજબ) કે નથી તે કર્ણાટકના રાજાની જયા જે પાછળથી મીનળ

કહેવાઈ. પરંતુ તે ઉંઝાની પાટીદાર કન્યા જ હતી. જો આ સંશોધન સત્ય સાબિત થશે તો ગુજરાતના બાળકોને ભણાવવામાં આવેલો ઈતિહાસ સાવ ખોટો જ હતો તેમ સાબિત થશે.

સત્ય જે હોય તે પણ ર્ડા. અમૃત પટેલનું આ સંશોધન ગુજરાતમાં ખળભળાટ તો મચાવશે જ.

(સંદર્ભ : અમૃત પટેલ : વ્યક્તિત્વ અને વાઙ્મય, દેવેન્દ્ર પટેલ, પૃ. ૨૪૨ થી ૨૪૬)

● **પાટીદાર રાજરત્ન રાજમાતા મહારાણી મીનળદેવી**

લોકસાહિત્યના અભ્યાસી અને સંશોધક તરીકે ર્ડા. અમૃત પટેલ જાણીતા છે. અત્યાર સુધીમાં તેમનાં અગિયાર પુસ્તકો પ્રકાશિત થઈ ચૂક્યાં છે. કેટલાંક પુસ્તકો જુદી જુદી યુનિવર્સિટીઓમાં સંદર્ભગ્રંથ તરીકે પણ મુકાયેલાં છે. 'પાટીદારકુળ રાજરત્ન રાજમાતા મહારાણી મીનળદેવી' તેમનું તાજેતરનું પ્રકાશન છે.

છ વર્ષના અભ્યાસ-સંશોધન બાદ તૈયાર થયેલા તેમના આ પુસ્તકની વિગતો જરૂરથી ચોંકાવનારી બની રહેશે. લોકો (ખાસ કરીને આ ક્ષેત્રના અભ્યાસીઓ) ચોંકે ને ઊહાપોહ કરે તે તો સંશોધકને અભિપ્રેત છે જ કારણ, એમને જે સત્ય લાધ્યું છે. તે સત્યને પરંપરાથી ચાલી આવેલા સત્ય સાથે ટકરાવ ઊભો થવાનો છે, થવો જોઈએ.

એમના અભ્યાસ-સંશોધન પછી નીપજી આવેલું એ સત્ય શું છે. શેને વિશે છે એ જરા વિગતે જોઈએ.

રાજમાતા મહારાણી મીનળદેવી ગુજરાતના સોલંકી રાજા સિદ્ધરાજ જયસિંહની માતા હતી ને કર્ણદેવ સોલંકીની પટરાણી હતી એ વાત તો સર્વ વિદિત ને સર્વગ્રાહ્ય છે. પણ, આપણા ઈતિહાસમાં નોંધાયેલું છે કે તે (મીનળદેવી) પરપ્રાંતની, અમુક રાજાની રાજકુમારી હતી. બસ, મીનળદેવી રાજકુમારી હતી, એનું નામ મયણલ્લ હતું ને તે પરપ્રાંતની હતી. એ ત્રણ ઐતિહાસિક બાબતો નરદમ જુઠ્ઠાણું છે. એવું સંશોધક અમૃત પટેલનું આ પુસ્તક દ્વારા કહેવું છે.

મીનળદેવી રાજકુમારી હતી એવું કહેનારા આપણા શ્રદ્ધેય સૂરિઓ છે. જુઓ,

૧. હેમચન્દ્રચાર્ય પોતાના ગ્રંથ દ્વયાશ્રય માં મીનળદેવીનો મયણલ્લ તરીકે ઉલ્લેખ કરીને તેને દક્ષિણના ચંદ્રપુરના કદંબવંશી રાજા જયકેશીની પુત્રી ગણાવે છે.

૨. પ્રબંધચિંતામણિના કર્તા મેરુતુંગાચાર્ય મીનળદેવીને કર્ણાટકના શુભકેશીના પુત્ર જયકેશીની પુત્રી તરીકે વર્ણવે છે.

૩. ચરિત્રસુંદરગણિ પોતાના ગ્રંથ કુમારપાળચરિત્ર માં કાશ્મીરના રાજાની પુત્રી તરીકે મીનળદેવીનો પરિચય આપે છે.

ઉપર્યુક્ત ત્રણેય મતોનું ખંડન કરીને સંશોધક કહે છે કે, ઉક્ત ત્રણેય આચાર્યોએ એક પ્રકારનું કાલ્પનિક જુઠ્ઠાણું ફેલાવ્યું છે. હકીકતમાં -

મીનળ ઉત્તર ગુજરાતની એમાંય ઊંઝા નગરની મોલ્લોત શાખની, કડવા પાટીદાર હેમાળા પટેલની દીકરી છે. (પૃ.૧)

સંશોધક, આમ, છાતી ઠોકીને આ વાત મૂકે છે. અને એમની આ વાતના સમર્થન માટે જરૂરી પુરાવા-આધાર પણ રજૂ કરે છે. લગભગ બાવીસ જેટલા પુરાવાઓ તે આપણી સામે ધરે છે.

– **નામનો પ્રશ્ન :**

- વહીવંચા બારોટના ચોપડે મીનળ-મીનળદેવી-મયણલ્લ એવો કોઈ જ ઉલ્લેખ નથી. અહીં તો મેણલદે અભિધાન પ્રયોજાનયું છે. અને ગુજરાતમાં મેણલદે, આણલદે, સોનલદે, વિમળદે, ખોડલદે એવા નામની પરંપરા હતી ને છે.
- મધ્યકાળની હસ્તપ્રતમાં વહીવંચાની વહીમાં, પરંપરાગત લોકબોલીમાં મીનળદેવી માટે મેણલદે, મીણલદે શબ્દ પ્રયોજાયો છે.

- સોલંકી કરણ પ્રકાશ કૃતિમાં મેણલદે માટે મીનળ શબ્દ પ્રયોજાયો છે. પણ મીનળને અનેક જગ્યાએ પટલાણી કે કણબીકન્યા કહી છે. કોઈ રાજકન્યા ના મળી, પટલાણી પરણી પ્રેમથી/કણબી તાણી એ દીકરી, કંઈ રાજમાં શોભે ખરી.
- વિ.સં. ૧૪૫૨માં રચાયેલા કુમારપાલચરિત્ર ના કર્તા ચરિત્રસુંદરગણિએ પણ મયણલ્લા કે મીનળદેવી માટે મીણલદે શબ્દ પ્રયોજયો છે.
- મીનળદેવી નામાભિધાન વિશે સંશોધક શ્રી મધુસૂદન ઢાંકીએ પણ શંકા ઉઠાવેલી છે.
- નખતર મનોરખમાં જન્મેલી હોવાથી નામ મેણલદે પાડ્યું. તેમ વહીવંચા બારોટને ચોપડે નોંધાયેલું છે.

**બંધુકાવિવાહ :**

કર્ણદેવ-મેણલદેનાં લગ્ન ચિત્રલગ્ન કે પ્રેમલગ્ન નહિ, પણ બાળલગ્ન છે !

ભારતભરના કડવા પાટીદારોમાં પરાપૂર્વથી બાળલગ્ન (બંધુકાવિવાહ) ની પરંપરા છે. આ બંધુકાવિવાહ જયારે સિંહરાશિનું વર્ષ આવે ત્યારે મુર્હૂત કાઢીને કરવામાં આવતા. સિંહરાશીનું વર્ષ ૯-૧૦-૧૧ કે ૧૨ વર્ષે પણ આવતું. આ મુર્હૂત આવે ત્યારે જ્ઞાતિનાં તમામ બાળકોને એક જ દિવસે માંડવ રાત્રિના મુર્હૂતે પરણાવી દેવામાં આવતાં. સમગ્ર કડવા પાટીદાર જ્ઞાતિમાં કોઈ કન્યા (૧૦-૧૧ વર્ષથી ઉપરની) અપરિણીત હોય તેવું તો બને જ નહીં !

- કરણ સોલંકી પ્રકાશ કૃતિમાં તથા વહીના ચોપડાની નોંધોમાં જણાવ્યા પ્રમાણે કર્ણદેવના જન્મ-લગ્ન-રાજયારોહણ અને મૃત્યુ વિશે આપવામાં આવેલી વિક્રમ સંવતો પણ આ બાળલગ્ન હોવાનું પુરવાર કરે છે.
- ભીમદેવ વિ.સં. ૧૦૯૯ ના ચૈત્ર સુદી-૧૩ ના દિવસે કર્ણદેવની જાન લઈને ઊંઝા આવ્યા હતા.
- વહીના ચોપડા અને કરણ સોલંકી પ્રકાશ પ્રમાણે આ બાળલગ્ન છે.

- કર્ણદેવની તવારીખ : જન્મ - વિ.સં. ૧૦૮૭, લગ્ન - વિ.સં.૧૦૯૯ ચૈત્ર સુદી ૧૩, રાજ્યાભિષેક - વિ.સં.૧૧૧૮, મૃત્યુ - વિ.સં. ૧૧૫૦
- ગુજરાતની સોલંકીકાલીન તવારીખ સાથે સરખાવતાં આ વાત બિલકુલ સાચી છે.
- ચરિત્ર સુંદરગણિએ કુમારપાલચરિત્રમાં નોંધ્યું છે. કર્ણદેવ-મીનળદેવીનાં આ લગ્ન લોકોના આશ્ચર્ય વચ્ચે થયાં છે.

– **બંધુકાવિવાહ શા માટે ?**

- હકીકતમાં પાટણમાં રાજા ભીમદેવ અને માળવના રાજા વચ્ચે ચાલતો સંઘર્ષ આ બાળલગ્ન માટે જવાબદાર છે. ભીમદેવે પાટણનું રાજ્ય છોડીને ચાલ્યા જતા સોનાના ઝાડવાં સમા પાટીદારોનું સ્થળાંતર રોકવા માટે અને તેમના પ્રશ્નોના નિરાકરણ માટે આ બાળલગ્ન કરાવ્યાં છે.
- માળવાનો સિંધવરાજ લગ્ન માટે પાટણ આવ્યો હતો. આ પંથકના પાટીદારો લગ્નમાં ઉપસ્થિત હતા. પાટીદારો રાજાને હાથગૈણું (ચાંલ્લો) કરવા જાય છે ત્યારે હાથગૈણા તરીકે ૫૦૦ પાટીદાર કુટુંબો માળવા આવીને વસે તેવી માગણી કરેલી.
- સિંધુરાજ પછી વિ.સં. ૧૦૬૭માં રાજા ભોજ માળવાની ગાદીએ આવેલો. તેણે કૃષિને ઉત્તેજન આપેલું. ભારતમાં સૌપ્રથમ ભોજબંધ બેતવા નદી ઉપર બંધાવેલો.
- પાટણરાજ્યની તુલનાએ માળવામાં ભોજરાજે કૃષિની ઉત્તમ સુવિધાએ પૂરી પાડેલી.
- પાટણ રાજ્યની સ્થાનિક હાડમારીઓ તથા રાણા રાજપૂતોનો જુલમ પણ પાટીદારોના સ્થળાંતરનું કારણ હતું.
- વળી પાટીદારો-રાજપૂતો વચ્ચે સંતુલન બનાવવા માટે ભીમદેવ પોતે પાટીદારો-રાજપૂતો વચ્ચે રોટી-બેટી વ્યવહાર સધાય તે માટે ઉત્સુક હતા.
- વિ.સં. ૧૦૯૯ના ચૈત્ર સુદ-૧૩ ના દિવસે કર્ણદેવ પરણવા આવ્યા.

- મેણલદેના પિતા હેમાળા મોલ્લોતે કડવા પાટીદારોની સમગ્ર બાવન શાખોને લગ્નમાં હાજર રહેવા આમંત્રણ આપેલું.
- કર્ણદેવે પણ પોતાની સમગ્ર રાજપૂત જ્ઞાતિને નિમંત્રી હતી.
- ગામે-ગામથી માનવમહેરામણ ઊમટેલો.
- ચોરીના ચાર ફેરા પૂરા થાય તે પહેલા શમિયાણામાં બૂમો પડી.

– **બૂમો પડવાનું કારણ :**

- રાજાની જાનમાં આવેલ રસાલા-હાથી, ઘોડા, ઊંટને ઘાસચારો જોઈએ.
- આ રસાલા માટે ઘાસચારાની વ્યવસ્થા કરવાનો હેમાળાનો આદેશ હતો.
- ઘાસચારો, લાકડાં લઈને ભાંખર ગામના પટેલોનું ઊંઝા આગમન
- રાજાના રાજપૂત સિપાહીઓએ વગર પૂછ્યે ઘાસ આંચકી લીધું.
- ભાંખરના પટેલોએ સિપાહીઓને કહ્યું કે હેમાળા પટેલને પૂછયા પછી જ ઘાસચારો લેવો.
- પટેલોની વાત કાને નહિ ધરીને સિપાહીઓએ ઘાસચારો લીધો.
- આથી પટેલોએ બૂમાબૂમ કરીને મંગળફેરા અટકી ગયા.
- કર્ણદેવ ખુદ અને હેમાળા પટેલ ઘટનાસ્થળે પહોંચે છે.
- ભાંખર ગામના તથા વડનગર ગામના સાત શાખના અને સાત ગામના પટેલોએ વગર સમજે જુઠ્ઠી બૂમો પાડેલી.
- રાજાના લગ્નમાં ભંગ પાડવા બદલ પાટીદારો જ્ઞાતિબહાર
- આ જ લગ્નમાં ઉપસ્થિત, જ્ઞાતિમાં નહોતા તેવા, જ્ઞાતિબહારના રાજપૂતોમાંથી સાત શાખના રાજપૂતોને ક. પા. જ્ઞાતિમાં સમાવાય :

૧. વિઠ્ઠલપુરના ચાવડા ૨. કરણજીસણના બારિયા/બારૈયા ૩. જાસલપુરના ગોલ ૪. ઉપેરાના રાઠોડ ૫. મણિપુરના વાઘેલા ૬. નાયકાના ઘોઘારી ૭. કરલી-

બોરુંદર-બોદલાના મકવાણા. ભીમદેવના કહેવાથી ઉપર્યુક્ત સાત શાખના રાજપૂતોને ક. પા. જ્ઞાતિમાં સમાવાયા.

– **પાટીદારોમાં રાજપૂત શાખો :**

- સાતે સાત રાજપૂત શાખો હાલના ક. પા. જ્ઞાતિમાં જોવા મળે છે.
- સંશોધકનાં પત્ની ખુદ ઉપેરાનાં રાઠોડ છે.
- કર્ણદેવ-મેણલદેનાં લગ્નની ઘટનાને એકહજાર વર્ષનો સમય થયો છે. આ ગાળા દરમિયાન અનેકવિધ કારણોસર ક.પા. જ્ઞાતિએ સ્થળાંતરો કર્યાં છે. આજે પણ મધ્યપ્રદેશ, ગુજરાતના કચ્છ, સૌરાષ્ટ્ર, દ.ગુજ. ના ક.પા. માં આ રાજપૂત શાખની અટકો જોવા મળે છે.

– **ક.પા. જ્ઞાતિમાં સામેલ રાજપૂતોની ગૌણ કુળદેવીઓ :**

- કડવા પાટીદારોની કુળદેવી મા ઉમિયા છે.
- જે સાત શાખો રાજપૂતોમાંથી ક.પા. માં ભળી તેમનાં મુખ્ય કુળદેવી આ ઉમિયા થયાં.
- જે-તે રાજપૂત શાખોમાં જે તેમની કુળદેવી હતી એ ગૌણ કુળદેવી થઈ.
- રાજપૂતોમાંથી ક.પા. માં સામેલ થયેલા ક.પા. શાખોની ગૌણ કુળદેવીઓ વિશે વહીવંચા બારોટોના ચોપડે નોંધ છે.
- ગૌણ કુળદેવીઓનું નૈવેદ્ય કેમ કરવું તેની ઝીણામાં ઝીણી વિગતો ચોપડે નોંધાયેલી છે.
- ઉપેરા ગામના રાઠોડ શાખાના ક.પા. એ થોડા સમય પહેલાં જ ઉપેરિયા શાખાના ક.પા. ને બોલાવીને રૂપિયા ૫૦ લાખના ખર્ચે તેમની ગૌણ કુળદેવી ફૂલબાઈ માતાનો મહોત્સવ ઊજવ્યો હતો.

- રાજપૂતમાંથી ક.પા. થયેલાઓની ગૌણ કુળદેવીઓ મળે છે, જયારે પરંપરાગત ક.પા. ના ગૌણ કુળદેવી મળતાં નથી કે તેમના નૈવેદ્યની કંઈ વિગતો પણ મળતી નથી. !

– **વડનગરનો શિલાલેખ :**

- વડનગરના અર્જુનબારી તરીકે ઓળખાતા દરવાજા ઉપર પાટણની તમામ રાજાઓની વંશાવલી તેમના જીવનકાર્ય વિષયક સંસ્કૃત પદ્યમાં શ્લોકબદ્ધ નોંધે છે.
- આ શિલાલેખમાં સિદ્ધરાજ વિશેના જે બે શ્લોક (નં. ૧૨-૧૩) ખંડિત કરીને, તોડી નાખીને ભૂંસી નાખવામાં આવ્યા છે !
- આગળ-પાછળના શ્લોકો પાછા યથાવત્ છે !

– **કણબી – ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ :**

- 'કણબી-ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ' (લે. પુરુષોત્તમભાઈ પરીખ) પુસ્તકમાં હેમાળા પટેલ - મીનળ અને સિદ્ધરાજ વિશેની વિગતો છે. એ મુજબ -
- માળવા વિજયનું વધામણું મીનળદેવી પોતાના પિયર ઊંઝામાં રાખે છે.
- માળવા વિજયનું વધામણું પોતાના નગરને બદલે ઊંઝામાં શા માટે ?
- આ પ્રસંગે ઊંઝા-નગરમાં દરબાર ભરાવીને હેમાળા પટેલને પોશાક તથા રાજ્ય તરફથી સારું સન્માન મળે છે.-
- હેમાળા મોલ્લોત અને રાણા ગામીની પાટણના રાજકારણમાં મોટી વગ હતી. ઊંઝા નગરમાં રાણા રાજપૂતોનો ભારે ત્રાસ હતો. હેમાળાના કહેવાથી સિદ્ધરાજે પોતાની જ જ્ઞાતિના હોવા છતાં રાણાઓને રહેંસી નાખ્યા હતા. રાણાઓન રહેંસી નાખવાની ઘટના બાદ દીવો રાણો કરો (દીવો હોલવી નાખો) રૂઢિપ્રયોગ પ્રચલિત થયો છે જે આજે પણ વપરાય છે.

– **'ઉમિયામાતાના કૃપાપાત્ર' :**

- સિદ્ધરાજ અને તે પછીના પાટણના સોલંકી રાજાઓ 'ઉમિયામાતાના કૃપાપાત્ર' એવો, ખિતાબ ગૌરવપૂર્વક ધારણ કરતાં તેવું હાલના, બીજાં રાજ્યોમાંથી મળી આવેલા, શિલાલેખોમાં સ્પષ્ટ લખાણ છે.
- **આવો ખિતાબ ધારણ કરવાનાં કારણો -**

૧. સિદ્ધરાજ માતા મેણલદેનાં કુળદેવી હોવાને કારણે

૨. પાટણના સોલંકી રાજાઓ શૈવધર્મી હોવાથી

૩. ઊંઝા પંથકમાં પાટીદારોની મોટી વસતિ હોવાથી તેમનાં કુળદેવીનો ખિતાબ ધારણ કરવાથી તેઓની મદદ મળી રહે.

ગુજરાતના રાસડા-કથાગીતોમાં કણબણ રાણીનો ઉલ્લેખો જોવા મળે છે :

'ઘોડે ચઢી ગોવિંદજી ચાલ્યા, ચાલ્યા નગરી જોવા જો ગોવિદજીને સોળ સોળ રાણીઓ, કણબણમાં શું મોહ્યા જો.'

- કણબીના ઘરમાં કુંવારી કન્યા, એ મુજને પરણાવો જો.
- એક કણબણ બાળકુંવારી, ધોળાં વસ્તર પેરે, મારા વાલા ! કાનજી કે એ કણબણ પરણું, નઈતર રહું કુંવારો, મારા વાલા !

(કરણદેવ-કરણજીનું કંઠપરંપરામાં કરશનજી-ગોવિંદજી થયું હશે)

– **કરણસોલંકી પ્રકાશ :**

- કરણ સોલંકી પ્રકાશ મહત્વના ઐતિહાસિક દસ્તાવેજ સમી કૃતિ છે.
- મહારાણી મીનળને કેન્દ્રમાં રાખીને આ લોકકવિત રચાયેલ છે.
- કૃતિમાં કુલ ૭૭૦ પંક્તિઓ છે.
- અહીં દોહા, સવૈયો, હરિગીત, દુહા, ત્રોટક, ભુજંગી, જપતાળ, છપ્પા જેવા છંદો પ્રયોજાયા છે.

- સાડત્રીસ પાનાંની આ કૃતિ અપ્રગટ છે. કર્તા પણ અજ્ઞાત છે.
- આ કૃતિમાં મીનળને અનેક ઠેકાણે કણબી કે પટલાંણી તરીકે ઓળખવવામાં આવી છે.
- મીનળની ઉત્પત્તિ વિશેની દંતકથા કે રહસ્યકથાની વાત કરતાં સર્જકે સમજો ચતુર સુજાણ એમ કહી સુજ્ઞવાચકને મીનળના કુળ વિશે ઈશારો કરી દીધો છે.
- દરિયાપીરની દીકરી (રંગ છે, બારોટ ! - મેઘાણી) એ મીનળ-કર્ણદેવના લગ્ન અને જીવન પર આધારિત વાર્તા છે.
- કરણ સોલંકી પ્રકાશ અને દરિયાપીરની દીકરી માં આલેખાયેલી લોકકથામાં ઘણું બધું સામ્ય છે.
- લોકકથા અને લોકકવિત બંનેમાં સ્થળ, પાત્ર, ઘટના, ચમત્કાર, મોટીફ એમ અનેકવિધ સામ્ય જોવા મળે છે.
- વહીવંચા બારોટની વહીમાં પણ આ જ મતલબની ઘટના છે.

– **છેલ્લે :**

- હેમાળા પટેલે મેણલદેના લગ્ન વખતે જાનને આવકારવા બાર ગાઉ સુધી, બબ્બે ખેતરવા અંતરે શેરડીના મંડપ બંધાવેલા, માંડવાદીઠ સત્તાવીસ પકવાનની છાબો મુકાવેલી, પાણીની પાંચ પાંચ તાંબાંકુંડીઓ, ઝારીઓ, ખરલ મૂકીને જાનને સૂંઢાડેલી.
- ઊંઝાનું પાણી ખારું હતું તે તત્કાળ મીઠા પાણીનો કૂવો ખોદાવેલો. એ કૂવો એ જ દૂધલી કૂવો જે આજે પણ ઊંઝાનગરમાં છે.
- જાનને મોટી પહેરામણી કરેલી.
- કર્ણદેવનો સમકાલીન હોય એવો ચંદ્રપુરના કદંબવંશમાં કોઈ જયકેશી રાજા થયો નથી કે જેના પિતાનું નામ શુભકેશી હોય ને દીકરી મયણલ્લા હોય. હેમચન્દ્રાચાર્યની વિગતો કાલ્પનિક છે.

- જયંતીલાલ દવે સંપાદિત ઉત્તર ગુજરાતની લોકવાર્તાઓમાં મીનળદેવીનો ન્યાય વાર્તામાં એવું સ્પષ્ટ નોંધવામાં આવ્યું છે કે, રાજાની માતા કયાં રજપૂતાણી છે ?
- મીનળદેવીની ઉત્પત્તિકથાઓ સૂરિઓએ ઉપજાવી કાઢવાનું કારણ એ છે કે, કર્ણદેવ-મેણલદેના પુત્ર સિદ્ધરાજને ગાદીના વારસ તરીકે કોઈ તકલીફ પડે નહિ, તેમજ પ્રજાજનોમાં અને અન્ય રાજા-રજવાડાઓમાં તેનો યોગ્ય માનમરતબો જળવાઈ રહે.
- ધૂમકેતુ, મુનશી, મડિયાની ઐતિહાસિક નવલકથાઓમાં આલેખાયેલી મીનળદેવી વિશેની વિગતો કાલ્પનિક સાબિત થશે.

(સંદર્ભ : અમૃત પટેલ : વ્યક્તિત્વ અને વાઙ્મય, ડૉ. યશોધર હ. રાવલ, પૃ. ૨૫૬ થી ૨૬૩)

## ૪.૩ સામાજિક અને સાંસ્કૃતિક ઈતિહાસનું પુસ્તક : સૌરાષ્ટ્રના કડવા પાટીદારોનું માદરે વતન ઉમાપુર

પ્રા. અમૃત પટેલ લોકસાહિત્યના અભ્યાસુ છે. તેમણે ઉત્તર ગુજરાતના લોકસાહિત્યનો રસ અને ખંતપૂર્વક અભ્યાસ-સંશોધન કરી લોકગીતો અને લોકકથાઓનાં છ પુસ્તકોનું સંપાદન/લેખન કર્યું છે, જે પૈકીની કેટલીક કૃતિઓ પુરસ્કૃત પણ થઈ છે. પ્રસ્તુત પુસ્તક તેમના લોકસાહિત્યના અભ્યાસની આડ પેદાશ છે. અહીં તેમણે પ્રાયઃ વહીવંચાઓના ચોપડાઓ, તથા કડવા પાટીદારોમાં પ્રચલિત શાખો અને પેટા અટકોના અભ્યાસના આધારે સૌરાષ્ટ્રના કડવા પાટીદારોનું મૂળવતન ઊંઝા છે તે પ્રસ્થાપિત કર્યું છે. પંજાબમાંથી ઈ.સ. પૂર્વે ૨૦૦-૨૫૦મા સ્થળાંતર કરી ગુજરાતમાં સરસ્વતી કાંઠાના ફળદ્રુપ મેદાની પ્રદેશ ઊંઝાનગરમાં સ્થાયી થયા. અહી તેમણે પોતાના મૂળનિવાસનાં ગામોના નામથી ઓળખ આપવાનું ચાલુ કર્યું અને તેથી જ મૂળ ૫૨ (બાવન) ગામોના નામોના આધારે તેમની ૫૨ શાખો જોવા મળે છે. ગ્રંથના પ્રારંભના કડવા નામાભિધાન કઈ રીતે થયુ તે વિષયક પ્રચલિત ૯ દંતકથાઓ નોંધી છે, જે રસપ્રદ છે. આ દંતકથાઓમાં કડવા પટેલીન સાંસ્કૃતિક અને સામાજિક પરંપરાઓ જેમકે કુળદેવી તરીકે ઉમિયા માતા, માતૃ પૂજા,

લગ્નપ્રથા, કૃષિ ઉપરાંત ક્ષાત્રધર્મનું પાલન વગેરેનું દર્શન થાય છે. અહીં પ્રયોજેલ પુરાકલ્પનો પણ આર્યાવર્તની સાંસ્કૃતિક પરંપરાના અભ્યાસ માટે આગવી મહત્તા ધરાવે છે.

પાટીદારોએ ઊંઝાનગરમાંથી કાળાન્તરે રાજકીય યા અન્ય કારણોસર આસપાસનાં ગામડાઓમાં અને ત્યારબાદ સૌરાષ્ટ્રમાં પ્રાયઃખેતીલાયક જમીન હતી તેવા પ્રદેશમાં સ્થળાંતર કર્યું. સૌરાષ્ટ્રમાં તેમણે પ્રાયઃ મહેસાણા પંથક અને ઉત્તર ગુજરાતના જે જે ગામડામાંથી નીકળેલ તે તે ગામોનાં નામ પોતાની અટકો તરીકે સ્વીકાર્યા. ર્ડા. પટેલના સર્વે મુજબ સૌરાષ્ટ્રના કડવા પાટીદારોમાં ૫૨૪ અટકો પ્રચલિત છે. આ પૈકી ૯૪ અટકો ઉત્તર ગુજરાતના ગામ નામો સાથે સંબંધ ધરાવે છે, જે ઊંઝાના ૧૪ મૂળ ગોત્ર (શાખો) સાથે સબંધિત છે. સૌરાષ્ટ્રના કડવા પાટીદારોની શાખોની ઉત્પતિ વિષયક પ્રકરણમાં (પૃ. ૧૩-૩૪) ૩૪ શાખોનો રસપ્રદ અને માહિતીસભર ઈતિહાસ આપ્યો છે. જેમાં ઊંઝાની મૂળ શાખ, સ્થળાંતરનું વર્ષ, કારણ અને સ્થળે કરેલા સત્કાર્યોની યાદી, સામાજિક રીત રિવાજો, જ્ઞાતિ ભોજન, વેપાર-વણજ, આંતર કલહ, મુસલમાન બાદશાહને ભેટ-સોગાદ, પટલાઈ, બહારવટિયાઓનો ત્રાસ અને પાળિયા, સતીપ્રથા વગેરે વિગતો નોંધી છે. પ્રસંગોપાત પાળિયો, મંદિર કે વાવ ગામના કઈ દિશામાં, કયા ખેતરમાં આવેલ છે, તે હકીકતો ચોક્સાઈપૂર્વક નોંધી છે. આ ઉપરાંત અમેરિકામાં વસતા સૌરાષ્ટ્રના કડવા પાટીદારોના ૧૨૦૦ કુટુંબો વિશે માહિતી આપી ર્ડા. પટેલે અહીં પંજાબથી અમેરિકા નિવાસ સુધીની વિકાસગાથા લાઘવતાપૂર્ણ વર્ણવી છે.

સ્થાનિક શાસક સાથે ખટરાગ થતાં દિલ્હીથી મુસલમાન બાદશાહને તેડી લાવી વેર વસૂલાત કરવાના પાંચ કિસ્સા (પૃ. ૧૬-૨૦) નોંધેલ છે. આ પૈકી સૌ પ્રથમ વિ.સં. ૧૦૨૨ માં પીંપળ (તા. ચાણસ્મા) ના હરપાળ પટેલને રજપુતો સાથે ઝઘડો થતાં તેઓ દિલ્હી ગયા અને બાદશાહને ચાર ગોધા (બળદો) ભેટ આપ્યા. બાદશાહે કટક મોકલ્યું અને રજપુતોને ઠાર કર્યા. આ વિગત સાચી હોય તો તેનો અર્થ એ કે કરણ વાઘેલાના અમાત્ય માધવના

પહેલાં હરપાલ પટેલ મુસલમાન બાદશાહને ગુજરાતમાં તેડી લાવ્યા ! આ કિંવદન્તી છે કે સત્ય ઘટના તો શોધવું રહ્યું ! આ કિસ્સાઓમાં ડૉ. પટેલે મૂળ સ્રોતની માહિતી આપી હોત તો સંશોધકો માટે ઉપકારક નિવડત.

આ પુસ્તિકા માત્ર પાટીદારો માટે જ નહીં પરંતુ સામાજિક અને સાંસ્કૃતિક ઈતિહાસમાં રસ ધરાવતા સૌ કોઈને ખપમાં લાગશે. આ પ્રકારના જ્ઞાતિ અભ્યાસો થાય તે ખૂબ જ જરૂરી છે. પ્રત્યેક જ્ઞાતિ પાસે પોતાનો ભવ્ય સાંસ્કૃતિક ઈતિહાસ અનેક સંભાવનાઓથી ભરેલો પડયો છે, તેને ઉવેખવાની જરૂર છે. આ માટે જરૂર છે, ડૉ. અમૃત પટેલ જેવા ધૂળધોયા સંશોધકોની !

(સંદર્ભ : અમૃત પટેલ : વ્યક્તિત્વ અને વાઙ્મય, ડૉ. મણિલાલ પ્રજાપતિ, પૃ. ૨૩૮ થી ૨૩૯)

● **ભવિષ્યની નવી પેઢી માટે પ્રેરણારૂપ પુસ્તક**

સૌરાષ્ટ્રનાં કડવા પાટીદારોનું માદરે વતન ઉમાપુર-ઊંઝા ઉમિયા માતાજી નામનું પુસ્તક ડૉ. અમૃતભાઈ પી. પટેલ કે જેઓ ઊંઝા મહિલા આર્ટસ એન્ડ કોમર્સ કોલેજમાં પ્રોફેસર છે. તેઓએ ઘણી જહેમત લઈને આ પુસ્તક લખ્યું છે. કોઈ પણ પ્રજાનો ઈતિહાસ લખવા માટે તેના મૂળ સુધી પહોંચવું પડતું હોય છે. અને તો જ એ પ્રજાનો સાચો ઈતિહાસ લખાતો હોય છે. ડૉ. અમૃતભાઈએ આ પુસ્તક લખવામાં ખૂબ જ મહેનત કરી છે. તેઓએ ગુજરાતની એક વિશાળ મહેનતકશ કડવા પાટીદાર જ્ઞાતિનો ઈતિહાસ લખવામાં તેમજ તેના મૂળ સુધી જવાનો પ્રયત્ન કર્યો છે. કોઈ પણ પ્રજાને પોતાના માદરે વતન તરફનો એક આગવો લગાવ હોય છે. કારણ કે જે ધરતીમાં તેમના પૂર્વજો જન્મ્યા હોય, સંસ્કારો પામ્યા હોય, વિકાસ પામ્યા હોય, તેવી ભૂમિ સાથે તેમનો લગાવ થાય તે સ્વાભાવિક છે. તે રીતે કડવા પાટીદારોએ મૂળ પંજાબના કરડ પ્રદેશમાંથી આવી સરસ્વતી નદીના આનર્ત પ્રદેશ તરીકે ઓળખાતા ઉમાપુર - ઊંઝામાં આવીને વસવાટ કર્યો. ત્યાંથી જેમ જેમ ખેતીની જમીનની જરૂર પડતી ગઈ તેમ તેમ આ કોમ સૌરાષ્ટ્ર, કચ્છ અને મધ્યપ્રદેશ કે જયાં ખેતી

માટે, ખેતીના વિકાસ માટે ફળદ્રુપ જમીન પાણીની અનુકુળતા હતી તેવા પ્રદેશમાં તેમણે વસવાટ કર્યો. આ પુસ્તક દ્વારા આપણે એ જાણી શકીએ છીએ કે, સૌરાષ્ટ્રના કડવા પાટીદારો ઊંઝાથી મહેસાણા જિલ્લાના ગામડાઓમાં અને ત્યાંથી સૌરાષ્ટ્રના જુદા જુદા ગામ વિસ્તારોમાં વસવાટ કરી ત્યાં સ્થિર થઈ આજે સારો એવો વિકાસ કર્યો છે.

આ પુસ્તક લખવાનો હેતુ મારી દૃષ્ટિએ સૌરાષ્ટ્રના કડવા પાટીદારોએ કરેલું સ્થળાંતર, મૂળ ભૂમિના ઉંચા સંસ્કારો અને મૂળભૂત જાતિ સ્વભાવ આજે પણ જાળવી રાખીને આર્થિક, સામાજીક, ધાર્મિક, શૈક્ષણિક, રાજકીય રીતે જબરજસ્ત વિકાસ કર્યો છે, તે રજૂ કરવાનો છે. આ પુસ્તકથી આપણે એ જાણી શકીએ છીએ કે સૌરાષ્ટ્રના કડવા પાટીદારોની હાલની શાખો તેમની મૂળ શાખ કરતાં મહેસાણા જિલ્લાના કોઈને કોઈ ગામડા ઉપરથી આજે પ્રચલિત બની હોય તેવું જણાય છે. એટલે ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ કે મધ્યપ્રદેશના કડવા પાટીદારો કોઈ જુદા નથી. કુળદેવી શ્રી ઉમિયા માતાજી જેમનું મૂળ સ્થાનક ઉમાપુર : ઊંઝા છે. અહીં માતાજી હજારો વર્ષોથી બિરાજમાન છે. તેના પુત્રો તરીકે - સંતાનો તરીકે ઓળખાવાનું સમગ્ર કડવા પાટીદાર સમાજને ગૌરવ છે. એ જ કારણોસર આજે કોઈ પણ કડવા પાટીદાર ગમે ત્યાં રહેતો હોય પણ એના જીવન દરમ્યાન એકાદ વખત તો ઊંઝા ઉમિયા માતાજીના દર્શન કરવા જવું પડે તેવી દ્રઢ માન્યતા વાળો છે. તેથી ઊંઝા આજે સાચા અર્થમાં કડવા પાટીદાર સમાજનું યાત્રાધામ બન્યું છે. મા ઉમિયાની ધજા નીચે સમગ્ર કડવા પાટીદાર સમાજ એક માળાના મણકામાં પરોવાઈ જાય અને સમગ્ર કડવા પાટીદાર સમાજ એક રસ થઈ જાય તેવી ભાવના અને શ્રદ્ધા ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝાની રહી છે. કડવા પાટીદારો વિશેના સંશોધનાત્મક લેખો તથા પુસ્તકો પ્રસિદ્ધ કરવા માટે શ્રી ઉમિયા માતાજી સંસ્થાનના આર્ષદૃષ્ટા પ્રમુખશ્રી કેશુભાઈ વી. પટેલ તથા કુશળ વહીવટ કરતા સંસ્થાના મંત્રીશ્રી મણિભાઈનાં પટેલ (ઘંટી) તથા હોદ્દેદારશ્રીઓ સતત પ્રેરણા

અને હૂંફ આપતા રહ્યા છે. આ કારણસર આવી પુસ્તીકાઓ પ્રસિદ્ધ થતી રહે છે તેની આ તકે હું નોંધ લઉં છું.

આ પુસ્તક આજે અને ભવિષ્યની નવી પેઢી માટે પ્રેરણારૂપ બની કુળદેવી શ્રી ઉમિયા માતાજી તરફ એની શ્રદ્ધા ભક્તિ અને વિશ્વાસ વધશે તેમજ સમગ્ર કડવા પાટીદાર સમાજનો આર્થિક, સામાજીક, શૈક્ષણિક, ધાર્મિક વિકાસ થશે. ડૉ. અમૃતભાઈ પટેલ હજુ પણ આ સમાજના મૂળભૂત ઈતિહાસનું સંશોધન કરી હજુ પણ સારાં પુસ્તકો લખે તેવી મારી શુભેચ્છાઓ વ્યકત કરું છું. આપણા સમાજનો જે કોઈ વ્યક્તિ આવા સંશોધનાત્મક પુસ્તકો લખી આપણા સમાજના ઈતિહાસ ઉપર પ્રકાશ પાડશે તેને પ્રોત્સાહિત કરવામાં આવશે. અમૃત પટેલના આ પુસ્તકને હું હર્ષભેર આવકારું છું.

(સંદર્ભ : અમૃત પટેલ : વ્યક્તિત્વ અને વાઙ્મય, મણીલાલ ઈ. પટેલ 'મમ્મી' પૃ. ૨૪૦ થી ૨૪૧)

## ૪.૪ ઉમિયા પૂજા અને ઊંઝા

કડવા કુળ એકના સંદર્ભ આગળ વધતા કડવા કુળ બે ઉમિયાપૂજા અને ઊંઝા વિષયક પુસ્તક વેદકાળથી મા ઉમિયાની પૂજા અને પ્રાચીન નગરી ઉમાપુર : ઊંઝાના લેખક અને પ્રકાશક છે. ડૉ. અમૃત પટેલ, પ્રથમ આવૃતિ માર્ચ, ૧૯૯૯, પ્રત બે હજાર, કિંમત રૂ.૩૫

ચાર વિભાગમાં કરેલા પુસ્તકના આયોજનમાંથી પહેલા વિભાગમાં વૈદિક માતૃકાપુજા અને પાટીદારોનો પ્રાચીન સંબંધ દર્શાવવા ઋગ્વેદના એકથી આઠ મંડલોમાં આવતી ઉષા અને ઈન્દ્ર વિષયક ઋચાઓનો હવાલો અપાયો છે.

ઉષા એજ ઉમિયા એવું અત્રે સમીકરણ કરાયું છે જે મને ચર્ચાસ્પદ લાગે છે. કારણ કે, લેખકે પૃષ્ઠ સાત ઉપર ટાંકેલી ઋચા પ્રમાણે પણ ઉષાના રથને અશ્વો વહન કરે છે. જ્યારે ઉમિયાજી તો વૃષસ્કંધારૂઢ છે, જે ગ્રંથોરંભનું મુખપૃષ્ઠ જ સ્પષ્ટ કરે છે. તો શું આ હકીકતો કે તારણ પરસ્પરવિરોધી નથી. ઉષા અને ઉમિયાજી મારી સમજ પ્રમાણે અલગ છે. ઉષા ભલે

અન્ન, ધન અને પશુઓનાં દાન કરતાં હોય. પ્રધાનતઃ ઉષા અંતરિક્ષનાં દેવી છે. તેમનું કાર્ય અંધકાર ભગાડવાનું છે.

જ્યારે કૃષિકર્મીઓનાં દેવી ઉમિયાજીનું પ્રધાન કાર્ય અંધકાર દુર કરવાનું નથી કે પ્રકાશ પાથરવાનું નથી. તેમજ તેઓ અંતરીક્ષના દેવી નથી. કૃષિકાર્ય આ ધરતીની પેદાશ છે. ઉષા અને ઉમિયાજી વચ્ચે ભલે કેટલીક સમાનતાઓ હોય, તોય બંનેનાં વાહનોની અસમાન્યતા જ બંનેનાં અલગ અસ્તિત્વની ઓળખ બની રહે છે. ઉત્તર ગુજરાતના પાટીદારોની પ્રધાનતા ધરાવતાં ગામડાઓમાં નીકળતી માતાજીની પરંપરાગત પલ્લીઓનું પગેરું પણ લેખકે ઋગ્વેદની ઋચાઓમાં જોયું છે.

પલ્લી એટલે ધન ધાન્ય આપનાર, પાલન પોષણ રક્ષણ કરનાર ઉષા અર્થાત લેખકેને મન ઉમિયાજીની જ પુજા. પલ્લી કરવાથી અનિષ્ટો દુર થાય છે. અને માતાજીની કૃપા સતત વરસતી રહે છે. એવી અંધશ્રદ્ધા સ્થાનિક લોકો ધરાવે છે. અને કરબટારૂપે એટલે કે પરંપરાથી થતું આવ્યું છે, માટે આપણે કરવું જ પડે એવી સમજમાં રાચે છે. પલ્લીમાં દરેક પાટીદાર બાકળા માટે ઘઉં,જુવાર, ચોળા, અડદ, તલ, મગ, ચોખા, ઘી વગેરે પૂજા વિધિના ભાગરૂપે આપે છે. મોટેભાગે ચૈત્ર કે આસો મહિને નવરાત્રીમાં માતાજીનો રથ કાઢી ઉજવણી કરે છે. ઊંઝામાં ઉમિયા માતાની પલ્લી થાય છે, તો કરલીમાં ચામુંડાની, મક્તુપુરમાં બ્રહ્માણીની, કામલીમાં ગલતીમાતાની પલ્લી થાય છે. કદાચ રૂપાલમાં થતી પલ્લી તો ઘીના બહદ બગાડને કારણે બુદ્ધિજીવીઓ અને માનવતાવાદીઓમાં ભારે વગોવાઈને આકરી ટીકાઓનો વિષય બની છે. જેને ધર્મ માની લીધો છે. તેવી આવી અર્થશુન્ય પરંપરાગત પ્રથાઓની કાળક્રમે ફેરવિચારણા થવી જ જોઈએ, નવી સહસ્રાબ્દીમાં તો ખાસ.

જેમ ઉમિયાજીની અઢારમી શતાબ્દીના મહોત્સવમાં પ્રથમ દશાબ્દી, મહિલા જાગૃત પર્વ નિર્મિતે દસ સુત્રી કાર્યક્રમ સાકાર કરવા પ્રયોજાઈ, જેમાં ૧. દીકરા દીકરી વચ્ચેનાભેદ

ન રાખવા,૨. પુત્રવધુ ને દીકરી સમાન ગણવી,૩. બાળલગ્નો બંધ કરવાં,૪. વિધવા-ત્યકતા બહેનોના પર્નલગ્ન માટેની સમજ કેળવવી, ૫. બહેનોને કન્યા કેળવણી સાથે ગૃહજીવનને ઉપયોગી શિક્ષણ આપવું, ૬. અંધશ્રદ્ધા વહેમ અને રૂઢિચુસ્તતામાંથી બહાર આવવું, ૭. બદલાતા સમય સાથે સામાજિક રીતિરિવાજો બદલવા, ૮. સામાજિક પ્રશ્નો માટે અદાલતે ન જતાં સમાજ દ્વારા જ ઉકેલવા, ૯. દિવસમાં એક વખત તો કુટુંબ સાથે જમવું ને પ્રાર્થના કરવી, ૧૦. ગામેગામ ઉમા મહિલા મંડળ સ્થાપવાં વગેરેનો પ્રગતિશીલ કાર્યક્રમ અપાયો તે પ્રમાણે પલ્લીની બાબતમાં પણ સામાજિક ચેતના પ્રગટાવી સુધારવાદી વલણ લેવાનો સમય પાકી ગયો છે.

ઉમિયા માતાજી અને પાટીદારોના સ્થાળાંતરો સંબંધી પૌરાણિક ઐતિહાસિક કથાઓ, દંતકથાઓ સાથે પ્રાચીન ઉમાપુર એટલે કે અર્વાચીન ઊંઝા વિષયક પગેરુની તપાસનો પણ મહેનત માગી લેતો પ્રયત્ન થયો છે. અહીં નવું ઊંઝા ગામ સંવત ૨૧૨ એટલે ઈ.સ.૧૫૬ માં વસ્યું હોવાનું કહેવાયું છે. ઊંઝાના રાજા ક્રતપાલસિંહે ઉમિયામંદિર બંધાવ્યાની વાત સાથે રાજા અવનીપત દ્વારા મંદિરનો જીર્ણોદ્ધાર, મહાયજ્ઞ સંબંધી તથા બંધુકા વિવાહના પ્રારંભની વિગતો માહિતીપ્રદ છે. અલ્લાઉદીન ખીલજીનું ઊંઝા પરનું આક્રમણ, મંદિર તોડવું, અબોટી તળાવ, વાવ, તરગાળાની ઉત્પત્તિ, ઊંઝાના પટેલોએ નાયકોને તરગાળાઓને જાળવવા મધ્યપ્રદેશના પાટીદારોને લખેલો ભલામણ પત્ર દસ્તાવેજ રૂપે રજુ થયો છે. પ્રાચીન ઉમિયા મંદિરના મહત્વનાંશિલ્પો, પ્રતિમાઓ, મંદિર નવનિર્માણની માહિતીઓ, શિલાલેખો વગેરેનાં વીસેક ચિત્રોઅભ્યાસુઓનું ધ્યાન ખેંચે તેમ છે. પુસ્તકના ચોથા અને અંતિમ ભાગમાં લેખકે ઊંઝાની પ્રાચીનતા તપાસી છે, જેમાં જૂના ઊંઝાની સ્થાપના ઈ.સ. પૂર્વે એક હજાર વર્ષ પહેલાં થયેલી કહી અષ્ટાધ્યાયી, બૌદ્ધ, જૈન ગ્રંથો, શિલાલેખના સંદર્ભો રજુ કર્યા છે.

પ્રાચીન નામો ઉદીચ્ય ઉમાપુર, ઉચ્ચાનગગમાંથી કાળક્રમે ઊંઝા નામ વિકસતું ગયું. તથા અલીબેગના આક્રમણથી ઉજ્જડ થયેલું ઊંઝા વિ.સં.૬૫૫ માં ચૈત્ર સુદ ચોથને ગુરૂવારે ફરીથી વસ્યું હોવાનું બતાવી, ઊંઝાની હસ્તીમાં આવેલી ચડતીપડતીઓ બતાવી છે. આ બધામાં સાહિત્ય અને ઈતિહાસમાં રસ લેતા અભ્યાસીઓનું ધ્યાન ખેંચી તેવી નોંધ ઊંઝાના હેમાળા મોલ્લોત (પટેલ) દ્વારા, વિ.સં.૧૦૯૯ના ચૈત્ર સુદ તેરસના દિવસે, પોતાના જાતભાઈની દિકરી મેણલદે મીનળનાં પાટણના રાજા કર્ણદેવ સોલંકી સાથે કરાવેલાં લગ્ન વિષયક દંતકથા છે જેને લેખક સુર્ય પુર્વમાં ઊગે છે જેટલી જ સત્ય માને છે.

મનુશીએ પોતાની નવલકથાઓમાં કરેલી ઈતિહાસની તોડમરોડ સંદર્ભે આ દંતકથાનું તથ્ય વધુ વિદ્વાનોએ ચકાસવું રહ્યું. આમ ઉમિયાપુજા, પાટીદારો અને ઊંઝા સબંધી અનેક મહેનતપૂર્વકની માહિતીઓ ડૉ. પટેલે આ પુસ્તકમાં ઉપલબ્ધ કરાવી છે, જે આવકાર્ય અને અભિનંદનીય છે. અત્રે કેટલુંક દસ્તાવેજી છે. કેટલુંક દંતકથાઓ ઉપર આધારિત છે. તો કેટલુંક સંશોધકોએ હજી પણ વિશદતાપૂર્વક તપાસવા જેવું છે. જેથી નવનીતરૂપે નવાં તથ્યો મળતા રહે.

(સંદર્ભ : અમૃત પટેલ : વ્યક્તિત્વ અને વાઙ્મય, પૃ. ૨૩૦ થી ૨૩૨)

● **જ્ઞાતિ ઈતિહાસને પ્રથમ વખત ઉજાગર કરતું ઐતિહાસિક પુસ્તક**

કડવા પાટીદાર સમાજ કુળદેવી શ્રી ઉમિયા માતાજીની પૂજા-અર્ચના હજારો સાલથી કરતો આવ્યો છે, કરે છે, અને કરતો રહેશે. આપણા દેશમાં દરેક હિન્દુને ઈષ્ટદેવ અને દેવી હોય છે. પરંતુ કુટુંબને કુટુંબવાર ઈષ્ટદેવ-દેવી અલગ-અલગ હોય છે. ફક્ત એક જ એવો કડવા પાટીદાર સમાજ છે કે ભારતભરમાં કે પરદેશમાં વસતા કોઈ કડવા પાટીદારને અડધી રાત્રે પૂછવામાં આવે કે તમારી કુળદેવી કોણ ?તો એકજ જવાબ મળશે. અમારી કુળદેવી શ્રી ઉમિયા માતાજી કે જે ઊંઝામા બિરાજમાન છે. જે અમારી કુળદેવી છે. આ કુળદેવીની પૂજા-અર્ચનાની પરંપરા એ રીતે કરેલી છે કે જેમાં વચ્ચે કોઈ પણ વ્યક્તિ પૂજા લાવ્યા વગર સીધા

મા ઉમિયાની સમક્ષ બે હાથ ઊંચા કરીને, હે મા ઉમિયા અમારા જીવનમાં આવતા સંઘર્ષો સામે બાથ ભીડવાની તું શક્તિ આપ. અમારા સંસારમાં કે વ્યાવહારમાં આવતી મુશ્કેલીઓ ઉકેલવાની તું શક્તિ આપ. હજારો સાલથી આજ દિન સુધી કેવળ શક્તિનીજ આરાધના આ સમાજે કરી છે. ગીતાના કર્મણ્યેવાધિકારસ્તે માહાફલેષુ કદાચન શ્લોકનું હજારો સાલથી રટણ કરનાર કડવા પાટીદાર સમાજના અણુએ અણુમાં કેવળ પરિશ્રમ છે. સખત પરિશ્રમથી, મા ઉમિયાની અસીમ કૃપાથી અને પૂર્વજોના પુણ્યપ્રતાપથી ગુજરાતના અર્થતંત્રમાં તેમનું આગવું મહત્વપુર્ણ પ્રદાન છે. મહત્વનો એવો એક પણ ધંધો નથી જેમાં પાટીદારે પ્રવેશ ના કર્યો હોય. આજે દુનિયાનો એક પણ દેશ એવો નથી જ્યાં પાટીદાર સમાજે પગ ના મુક્યો હોય. પાટીદાર સમાજ એ ખેતી આધારિત સમાજ હોવાને કારણે સવારથી સાંજ સુધી ધરતી સાથે બાથભીડી, પરસેવો પાડી, પથ્થરને પાટુ મારી ધાન્ય પકવે છે. આવા સમાજમાં તે જન્મ્યો હોવાને કારણે ફળ આપવું ના આપવું એણે કુદરત ઉપર છોડી દીધું છે. આથી પાટીદાર સમાજમાં કોઈપણ પ્રશ્નનું મન સાથે સમાધાન કરવા માટેનો એક આગવો-વિશિષ્ટ પ્રકારનો મહાન ગુણ ઉદભવ્યો છે. તેના કારણે સંસારમાં, વ્યવહારમાં, ધંધા-રોજગારમાં, વિક્ટ પરિસ્થિતિમાં, ગમે તેવી મુશ્કેલીઓમાં કે સારા-નરસા પરિણામ સમયે તે મન સાથે સમાધાન કરી શકે છે. આવી એક મહેનતકશ, ખડતલ, પરિશ્રમ, નીતિ, પ્રમાણિક્તાના મૂલ્યોને સાચવીને જીવનારી આ જ્ઞાતિએ છેલ્લા ૪૦ વર્ષમાં પ્રગતિ કરી છે. આવી કોમનો ગૌરવશાળી ઈતિહાસ લખવા માટે મહિલા કોલેજ ઊંઝાના વદ્રાન પ્રો.ડૉ.અમૃત પટેલ કે જેઓ મારા છેલ્લા દશ વર્ષથી પરિચયમાં છે. તેઓ સાથે દિવસોના દિવસો સુધી આ કોમના ઈતિહાસ વિશે, તેની પરંપરાઓ, રીતરિવાજો, રહેણી કહેણી, ખાસિયતો ઉપર અનેક ચર્ચા-વિચારણાઓ કરી છે. ડૉ.અમૃતભાઈ પટેલે આ મુલ્યાવાન ઈતિહાસ લખવા માટે સખત પરિશ્રમ કર્યો છે. આ પુસ્તક લખવા માટે તેઓ ખુબ જ ફર્યો છે. સંશોધન કાર્ય એ ધુળ ધોયાનું કામ છે, અલગારી પણ દ્રષ્ટિ સાથેની રખડપટ્ટીનું

કામ છે, આવા પુરુષાર્થ પછી લખાયેલું આ પુસ્તક વાચ્યા પછી વાંચકને એમ લાગશે કે આપણા ગૌરવશાળી ઈતિહાસને હવે નવી પેઢી એકવીસ સદીમાં પણ જાળવી રાખે, અને તેમાંથી પ્રેરણા મેળવે.

સમગ્ર કડવા પાટીદાર સમાજને ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝા મા ઉમિયાના માધ્યમ દ્વારા એકરસ કરવા અને આ સમાજમાં સંપ, સહકાર, સંગઠન, ભાવાત્મક એકતા અને ભક્તિભાવ વધે તે માટે સતત પ્રયત્નશીલ છે. ઉમિયા માતાજી સંસ્થાન એક ધાર્મિક સંસ્થા હોવા છતાં સમગ્ર કડવા પાટીદારના સર્વાંગી વિકાસ માટે અનેક વિવિધ પ્રવૃતિઓ ચલાવી રહી છે. મા ઉમિયાના માધ્યમ દ્વારા કડવા પાટીદાર સમાજનું સંગઠન હજારો સાલથી ચાલ્યું આવે છે. ડૉ.અમૃત પટેલે લખેલા આ પુસ્તક દ્વારા આપણે એટલું જાણી શકીએ કે કડવા પાટીદારોની શ્રી ઉમિયા માતાજીની પૂજા હજારો વર્ષ જૂની છે. તેમજ વિશ્વમાં વસતા તમામ કડવા પાટીદારોનું મૂળ સ્થાનક ઉમાપુર ઊંઝા રહ્યું છે. આ કેન્દ્ર સ્થાનેથી જ કડવા પાટીદારો સૌરાષ્ટ્ર, કચ્છ, મધ્યપ્રદેશમાં ગયા છે. આ કારણે કડવા પાટીદારોની અટકો મહેસાણા જિલ્લાના ગામ નામોને આધારે પડેલી છે. વિશ્વના કડવા પાટીદારને ઉમિયા માતાજીના દર્શન કરવા માટે ઊંઝા આવવાનું આકર્ષણ રહ્યું છે. તેથી જ સમગ્ર કડવા પાટીદારનું યાત્રાધામ ઊંઝા નગરી છે. આ ઉમિયા માતાજીના મંદિર વિશે, પ્રાચીન નગરી ઉમાપુર વિશે તેમજ જ્ઞાતિની ઉત્પત્તિ વિશે. ડૉ. અમૃતભાઈ પટેલે પ્રકાશિત કરેલાં પુસ્તકો ભવિષ્યમાં આ સમાજ માટે ઘણાં મુલ્યવાન સાબિત થશે.

આ પુસ્તક ડૉ.અમૃતભાઈ પટેલે ઉમિયા માતાજીની પૂજા-અર્ચના આજ કાલની નથી પણ વૈદિકકાળથી ચાલી આવતી આ પૂજા છે. વેદકાલીન આ પૂજા સાથે જોડાયેલા પલ્લી ભરવાનો રિવાજ, શુકન જોવાનો રિવાજ જે હજારો સાલથી એક ધારો આ સમાજે ટકાવી રાખ્યો છે. આ દેશ ઉપર અનેક પ્રકરના આક્રમણો થયાં, તેમ છતાં આ એક જ એવી કોમ છે કે જે કોમે અનેક મુશ્કેલીઓ વચ્ચે પણ પુરા ખમીરથી પોતાના ધાર્મિક તહેવારો અને રીત

રિવાજો ચાલુ રાખી શકી છે. તેજ બતાવી આપે છે કે આ પ્રજાનો એક આગવો ઈતિહાસ લખી શકાય તેટલી ભરપુર માહિતી હજુ ઉપલબ્ધ કરી શકાય તેમ છે. ડૉ.અમૃતભાઈ પટેલે ખુબ જ પુરુષાર્થથી આ કાર્ય કર્યુ છે. તેઓ તેમની કેટલીક સામાજીક વ્યવહારિક મર્યાદાઓ વચ્ચે પણ ઘણું બધુ સંશોધન કાર્ય કરી રહ્યા છે. છતાં કોઈ એક વ્યક્તિનું આ કામ નથી. પણ ઈતિહાસકારોની એક ટીમ બને અને તેને આર્થિક સહયોગ કરવામાં આવે તો હજુ ઘણું વધુ આ પ્રજા માટે લખી શકાય તેમ છે. તેવુ મારું માનવું છે. આ પુસ્તકમાં ઊંઝાના પ્રા.ડૉ.અમૃતભાઈ પટેલ પ્રાચીન માતૃક પૂજા, પ્રાચીન ઊંઝા નગરી તેમજ જ્ઞાતિના પ્રાચીન ઈતિહાસ ઉપર જે પ્રકાશ છે, તે પહેલીજ વખતે સમાજ સમક્ષ આવી રહ્યો છે. આ પુસ્તકમાં મુકાયેલી તમામ ઘટનાઓ પ્રથમ વખતજ પ્રસિદ્ધ થાય છે તે કારણે આ જ્ઞાતિના ઈતિહાસમાં આગામી દિવસોમાં આ પુસ્તક મુલ્યવાન પુસ્તક ગણાશે. ઊંઝા ઉમિયા માતાજી સંસ્થાનના હાલના કાર્યવાહકો દીર્ધદષ્ટા હોવાને કારણે ઉમિયા માતાજી સંસ્થાન દ્વારા આવો ઈતિહાસ લખવા માટે પુરસ્કાર આપવાની જાહેરાત કરેલી છે જે ઘણી આવકારદાયક છે. આ પુસ્તક કડવા પાટીદાર સમાજ માટે અને અન્ય સમાજ માટેપણ ઉપયોગી થશે. આવાં પુસ્તકો દ્વારા નવી પેઢી પોતાના પૂર્વજોનો ભવ્ય અને ગૌરવશાળી ઈતિહાસ વાંચી, બોધપાઠ લઈને તેમનો પણ ભવ્ય ઈતિહાસ રચી શકતી હોય છે. આવો આપણે સહું મા ઉમિયાના માધ્યમ દ્વારા સમગ્ર કડવા પાટીદાર સમાજની ધ્વજા નીચે એક માળાના મણકામાં પરોવાઈ જઈ એક રસ થઈ જઈએ. આ સમાજનો ભવ્ય અને ગૌરવશાળી ઈતિહાસ રચાય તેવી મા ઉમિયા આપણા સહુને શક્તિ અને આશીર્વાદ આપે તેવી પ્રાર્થના સહ.ડૉ.અમૃતભાઈ પટેલને તેમજ તેમને મદદ કરતા મિત્રોને પણ અભિનંદન.

(સંદર્ભ : અમૃત પટેલ : વ્યક્તિત્વ અને વાઙ્મય, પૃ. ૨૩૩ થી ૨૩૫)

**● સામાજિક અને સાસ્કૃતિક વિરાસતના જતન સમો ગ્રંથ**

ડૉ.અમૃત પટેલ લોકસાહિત્યના એક કર્મઠ અધ્યાયક તરીકે જાણીતા છે. લોકસાહિત્યના સંશોધન-સંપાદનનું તેમનું કાર્યક્ષેત્ર ઉત્તર ગુજરાત રહ્યું છે. તેમણે આ પ્રદેશના કડવા પાટીદારો વિષયક પ્રાપ્ત લોકસાહિત્યનો વિપુલ માત્રામાં સંગ્રહ કર્યો છે. તેમણે કંકુ રે વાયુ, મેંદી લાલ ગુલાલ અને ઝમરખ દીવડો શાર્ષક હેઠળ ઉત્તર ગુજરાતમાં પ્રચલિત લોકગીતોના સંગ્રહ પ્રગટ કર્યા છે. લોકસાહિત્યના સંશોધનની સાથે સાથે તેમણે કડવા પાટીદારોની ઉત્પત્તિ અને તેનો સામાજીક-સાંસ્કૃતિક ઈતિહાસ, કુળદેવી ઉમિયા માતા તથા ઊંઝાના ઈતિહાસ વિશે અત્ર-તત્ર પ્રાપ્ત માહિતીનો સગ્રહ કરી ચીવટપુર્વક અભ્યાસ કર્યો, જેના પારિપાક રૂપે પ્રસ્તુત ગ્રંથ આપણને સુલભ થયો. ઉલ્લેખનીય છે કે આ પૂર્વે તેમણે સૌરાષ્ટ્રના કડવા પાટીદારોના માદરે વતન ઊંઝા વિશે પણ માહિતીપ્રચૂર ગ્રંથ આપ્યો છે.

સમીક્ષિત ગ્રંથને વૈદિક માતૃકાપૂજા અને પાટીદારો, ઉમિયા માતાજી અને પાટીદારો, ઉમિયા માતાજીના પરંપરાગત મંદિરોના જીર્ણોદ્ધાર અને ઉદીચ્ય ગ્રામ : ઉમાપુર ઊંઝાનો ઈતિહાસ વિષયક ૪ પ્રકરણોમાં વિભાજિત કરવામાં આવેલ છે. પ્રવર્તમાન સમયમાં પાટીદારો દ્વારા કરવામાં આવતી મા ઉમિયાની પૂજા-અર્ચના વિધિ તથા ઈન્દ્ર પૂજા વૈદિકકાળથી પાટીદારો કરતા આવ્યા છે તે માન્યાતાના સમર્થનમાં ઋગ્વેદમાં ધનધાન્યની દેવી ઉષા અને ઈન્દ્રના સુક્તોમાં વર્ણવેલ પૂજાવિધિ ઊંઝા અને આસપાસના ગામડાઓમાં આજે જીવંત છે તેમ દર્શાવ્યું છે. ઋગ્વેદમાં કરવામાં આવેલ વર્ણનો પ્રમાણેની જ પલ્લીઓ હાલમાં પાટીદારો કાઢે છે. પાટીદારોની આ માતૃક પૂજા પાંચ હજાર વર્ષ કરતાં પણ પ્રાચીન જણાય છે. પાટીદારો કૃષિ સાથે જોડાયેલા હોઈને આ ખેતીની દેવીની પૂજા વિષમ પરિસ્થિતિમાં પણ ટકાવી શક્યા છે. ઉષાદેવીના નામાભિધાન સાથે થતી પૂજા-અર્ચનાને કાળાંતરે ઉમિયાદેવી સાથે જોડી દેવામાં આવેલ છે. (પૃ.૧૬) ઊંઝા, કરલી, કામલીથી મક્તુપુરની માતાજીની પલ્લીઓનો રસપ્રદ ઇતિહાસ તથા વિધિ-વિધાન અહીં પ્રસ્તુત કરવામાં આવેલ છે. આ પલ્લીઓ કરબઠા યા પરંપરાના ભાગરૂપે વર્ષોથી કાઢવામાં આવે

છે. આ ઉપરાંત ઉમિયા માતાની ઊંઝામાં સ્થાપના, મંદિરનું બાંધકામ, વિધર્મીઓ દ્વારા મંદિરનો નાશ, જીર્ણોદ્ધાર અને હાલના મંદિરના બાંધકામ (ઈ.સ.૧૮૬૫) માટે અમદાવાદના રામચંદ્ર મનસુખરામ પટેલ અને ત્યારબાદ બેચરદાસ લશ્કરી વગેરેના પ્રદાનની ઝીણામાં ઝીણી વિગતો આપવામાં આવી છે. આ ઉપરાંત ઊંઝાની સ્થાપના તથા તેના ઈતિહાસનું પ્રાપ્ત માહિતીના આધારે નિરુપણ કરવામાં આવ્યું છે. સાથે સાથે પાટીદારોની આંતરીક ખટપટો, શાસકોની પ્રજારંજાડ વૃત્તિ, સતીપ્રથા, સામાજીક રીતરિવાજો વગેરેનું સુરેખ ચિત્રાણ આપવામાં આવ્યું છે. આ બધી માહિતી ગુજરાતના ભાવિ સામાજીક ઈતિહાસના સંશોધકો માટે કાચી સામાગ્રીના ખજાના સમાન પૂરવાર થશે.

ઊંઝાનો આ ત્રૂટક ઈતિહાસ દંતકથાઓ અને પ્રાય : વહીવંચાઓના ચોપડાઓના આધારે રજૂ કરેલ હોવાથી તેની સત્યાસત્યતા તપાસવી રહી. દા.ત. ૧. ઊંઝા એક સ્વતંત્ર રાજય હતું. ૨. પાટણના સોલંકી રાજાઓ શૈવધર્મી હતા. શિવના પરમ કૃપાપાત્ર હોવાથી ઉમાપતિ-વર-લબ્ધ-પ્રસાદ કે ઉમાપતિ-વર-લબ્ધ-પ્રૌઢ પ્રતાપનું બિરુદ ધારણ કરતા હતા. ''આ બાબતનો મતલબ એ છે કે તેઓ ઉમિયા માતાના કૃપા પાત્રનો ખિતાબ ગૌરવપૂર્ણ રીતે ધારણ કરે છે.''(પૃ.૧૧૨) તે વિધાન સંદર્ભે લેખક સાથે સંમત કઈ રીતે થઈ શકાય ? ૩. પાણિની દ્વારા અષ્ટાધ્યાયીમાં ઉલ્લેખિત ઉદીચ્ય નગર તે ઊંઝા નગર (પૃ.૮૨) ૪. ઊંઝા નગરના તાંત્રિક વિદ્યાના વિદ્વાનો તક્ષશિલામાં મંત્રવિદ્યા અને નાલંદામાં જોગવિદ્યા ભણાવતા હતા. (પૃ.૮૨) ૫. કર્ણદેવ સોલંકીની રાણી મીનળદેવી ઊંઝાના હેમાળા પટેલના કુટુંબીભાઈ અને સોરઠ પરગણાના જાગીરદારની કન્યા હતી. જેનો વિવાહ હેમાળા પટેલે ઊંઝામાં કર્યો હતો. કનૈયાલાલ મુનશીએ આ ઘટનાને પાટણની પ્રભુતામાં વિકૃત રીતે મૂકી છે. (પૃ.૧૦૪) ૬. વડનગરની અર્જુનબારીના અભિલેખના ૧૨-૧૩ મા શ્લોકોમાં સિદ્ધરાજની માતા પાટીદાર હોવાનું જણાવ્યું હોય અને પરિણામ સ્વરૂપે કોઈએ ખંડિત તો નહીં કરી હોય ? લેખકે આ બધી સ્થાપનાઓ માટે કોઈ ઠોસ પ્રમાણો પ્રસ્તુત કરેલ ન

હોવાથી સહજ રીતે સ્વીકાર્ય બની શકે તેમ નથી. આમ છતાં ગુજરાતના રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસમાં રસ ધરાવતા સૌને નવી દિશામાં વિચારવા આ ગ્રંથ પ્રેરક નીવડશે તેવી શ્રદ્ધા છે. આપણી સામાજીક અને સાંસ્કૃતિક વિરાસતના જતન માટે સ્થાનિક ઈતિહાસો પ્રમુખ આધાર સ્ત્રોત હોવાથી તેનું નિર્માણ આવશ્યક હોઈ ડાૅ. અમૃત પટેલનો આ દિશાનો પ્રયાસ સરાહનીય છે.

(સંદર્ભ : અમૃત પટેલ : વ્યક્તિત્વ અને વાઙ્મય, પૃ. ૨૩૬ થી ૨૩૭)

- **ઉત્તર ગુજરાતની પ્રજાનું સ્થળાંતર અને પ્રાચીન કુળદેવીઓ :**

સમગ્ર ગુજરાતની મોટાભાગની જ્ઞાતિઓનું મૂળ પગેરું કે માદરે ઉત્તર ગુજરાત રહ્યું છે. ઉત્તર ગુજરાતમાંથી પ્રજા સ્થળાંતર કરતી રહી છે. ઈતિહાસ તેનો સાક્ષી છે. આ કારણે ઉત્તર ગુજરાતમાંથી લોકકથાઓ, લોકગીતો અને લોકપરંપરાઓ સમગ્ર ગુજરાતમાં વિસ્તરી છે. તેની સાથે સમગ્ર ગુજરાતની જુદી જુદી જ્ઞાતિઓની કુળદેવીઓ અને કુળદેવતાઓના સ્થાનકો ઉત્તર ગુજરાતમાં આવેલા છે. પાટીદારોની કુળદેવી ઉમિયા માતાજી ઉંઝામાં આવેલાં છે. મોઢવાણિયા, પટેલો, બ્રાહ્મણોની કુળદેવી મોઢેશ્વરીમાતા મોઢેરાં આવેલાં છે. નાગરજ્ઞાતિના કુળદેવતા હાટકેશ્વર વડનગરમાં આવેલા છે. તો સમગ્ર વાયડા બ્રાહ્મણો, વાયડા વણિક, વાયડા પંચાલોના કુળદેવી વાયડેશ્વર માતા પાટણથી ૨૦ કિલોમીટર દુર વાયડ ગામે આવેલાં છે. ગુજરાતમાં વસતા કનોડીયા બ્રાહ્મણોની કુળદેવી બહુસ્મરણા માતા કનોડા ગામે છે. સૌરાષ્ટ્ર અને દક્ષિણ ગુજરાતમાં વસતા ઔદિચ્ય બ્રાહ્મણોની કુળદેવી બોકરવાડા ગામે છે. સ્થાનિક લોકો તેને બોડકેશ્વર દેવી તરીકે ઓળખે છે. મહેસાણામાં મલાઈ માતા, ગુજરાતના વાળંદ લોકોની દેવી લિંબજ માતાનું મંદિર દેલમાલમાં આવેલું છે. આમ ઉત્તર ગુજરાતમાંથી કાળક્રમે સ્થળંતરીત થઈને મોટાભાગની પ્રજા જુદા જુદાં કોરણોસર સૌરાષ્ટ્ર અને દક્ષિણ ગુજરાતમાં વિસ્તરવા લાગી. આ પ્રજા પોતાની સાથે ઘરવખરી જ નહીં પરંતુ પોતાની માન્યતાઓ તહેવારો, વહેવારો, પરંપરાઓ, ઉત્સવો,

ગીતો કથાઓ, મેળીઓ, પોશાક વગેરે ઘણુંબધું લઈ જતી હોય છે. આ કારણે ઉત્તર ગુજરાતએ તો સમગ્ર ગુજરાતની લોકસંસ્કૃતિનું પિયર છે. આ સ્થળાંતરિક થનારી પ્રજા પોતાની સાથે પોતાના પ્રદેશની ઐતિહાસિક, અર્ધઐતિહાસિક ઘટનાઓ કથાઓ પણ લઈ ગઈ છે.

● **ઉત્તર ગુજરાતની લોકવાર્તા કહેનારી જ્ઞાતિઓ :**

૧. ભરથરી કે નાથબાવા રાવણહથ્થાના માધ્યમદ્વારા પરંપરાગત લોકવાર્તાનું ગાયન વાદન કથન કરતી રહી છે. ૨. નાયકો-નાયક જ્ઞાતિની ઉત્પતિ કડવા પાટીદારો સાથે જોડાયેલી હોવાનું કહેવાય છે. ભવાઈ ૩. વહીવંચા બારોટો :-ઉત્તર ગુજરાતમાં વહીવંચો બારોટનાં પાંચેક મોટાં કેન્દ્રો આવેલા છે. વહીવંચો બારોટોના ચોપડામાં પેઢીનામું પેઢીઓએ કરેલાં પરાક્રમો, સ્થળાંતરો, વિશિષ્ટ કાર્યો વગેરે નોંધાયેલાં જોવા મળે છે. આ વહીઓ કથવાર્તાઓ, બિરદાવલીઓ, કવિતો દુહાઓ વગેરે ઘણું સમાયેલું જોવા મળે છે. ૪. માણભટ્ટોની પરંપરા : ઉત્તર ગુજરાતનાં ગામડાંઓ એક કાળે માણભટ્ટોની આંગળીઓના વેઢથી, ગાગરોના તાલમેલતી અને માણભટ્ટ દ્વારા રાગરાગીણીઓથી કહેવાતાં-ગવાતાં આખ્યાનોથી ઝુમી ઉઠતાં હતાં.

● **સાચી સુઝ સમજણનાં દર્શન કરાવતું પુસ્તક :**

**૧. લોકકથા શાસ્ત્ર અને સંપાદન**

લોકસાહિત્ય સંદર્ભે જ્યારે વાત કરવાની બને ત્યારે ભાગીગળ લોકજીવનની દ્રષ્ટિએ સૌરાષ્ટ્ર પ્રદેશને યાદ કરવો પડે અને બીજા ક્રમે ઉત્તર ગુજરાતની નોંધ લેવી પડે. કંઠપરંપરાની દ્રષ્ટિએ આ બે પ્રદેશો ખુબ મહત્વના છે. લોકસાહિત્યના વૈજ્ઞાનિક અને શાસ્ત્રીય સંશોધન-સંપાદનની દ્રષ્ટિએ જોઈએ છીએ ત્યારે ઉત્તર ગુજરાતના લોકસાહિત્યનું જે સંશોધન-સંપાદન થયું છે. એવું ગુજરાતના બીજા કોઈ પ્રદેશનું થયું નથી. જેમાં ગુજરાતને સમગ્ર ભારત ક્ષેત્રે જ નહી. પરંતુ આંતર-રાષ્ટ્રીય ફલક પર લોકસાહિત્યની એક આગવી

ઓળખ સંશોધન-સંપાદન તરીકે પ્રસ્થાપિત કરી હોય એવા ડૉ. ભગવાનદાસ પટેલે દાંતા, ખેડબ્રહ્મા, વિસ્તારના આદિવાસી ડુંગરી ભીલોના કંઠ પરંપરાના વારસાને સંશોધિત સંપાદિત કર્યા છે. તો બીજી બાજુ ઉત્તર ગુજરાતના લોકસાહિત્યને ઉજાગરા કરવાનું બીજું મહત્વનું શ્રેય ડૉ. અમૃત પટેલના ફાળે જાય છે. ઉત્તર ગુજરાતનાં ગામડાંઓમાં ક્ષેત્રકાર્ય કરીને લોકજીવનમાં પડેલો કંઠસ્થ વારસો એમણે ગ્રંથસ્થ કર્યો છે.

સૌથી મહત્વનું કામ સારી દ્રષ્ટિએ આપણાં ઓઠાં વિશેનું છે. ઓઠા વિશે ખુબ ઓછું કામ થયું છે. ત્યારે આપણાં ઓઠા એક આગવી ભાત પાડે છે. એમનાં મું તો ઢોલે રમું, ચંપાની કળીઓમાં કસ્તુરી, ઝમરખ દીવડો કંકુ રે વાયું. જેવા લોકગીતનાં સંપાદનોમાં વિવિધ પ્રસંગ અનુસાર વિધિવિધાન અનુસાર ગવાતા ગીતોનું એમણે શાસ્ત્રીય સંપાદન કર્યું છે. તો સરસ્વતીને કાંઠેમાં સરસ્વતીને તીરે તીર પગપાળા ફરીને લોકકથાઓ એકત્ર કરી એનું સંપાદન કર્યું છે.

ડૉ. અમૃત પટેલ જ્યારે વિજાપુર કોલેજમાં આચાર્ય પદે હતા ત્યારે યુ.જી.સી.ના અનુદાનથી ઉત્તર ગુજરાતની લોકકથા પરિસંવાદ કરેલો. જેનું

તારીખ-૨૫ મી માર્ચ-૨૦૧૩ ના રોજ આર્ટસ એન્ડ કોમર્સ કોલેજ, ખેરાલુના યજમાન પદે આનર્ત ગુજરાતનો અધ્યાપક સંઘના બારમા અધિવેશનની ત્રીજી અર્ધ્યની બેઠકમાં રજુ કરેલ સંશોધન પેપર ગ્રંથ સ્વરૂપ ઉત્તર ગુજરાતની લોકકથાઓ સ્વાધ્યાય અને સર્વેક્ષણ નામે આપણને પ્રાપ્ત થાય છે. એજ રીતે પલાસર કોલેજમાં આચાર્ય પદે હતા ત્યારે ઉત્તર ગુજરાતની લોકકથા વિશે પુનઃપરિસંવાદ કરેલો. જેનું ગ્રંથ સ્વરૂપ લોકકથા શાસ્ત્ર અને સંપાદન નામે પ્રાપ્ત થાય છે. જેના વિશે મેં વાત કરવા ધારી છે.

લોકકથા શાસ્ત્ર અને સંપાદન નામના પુસ્તકમાં કુલ ચાર વિભાગો છે. ૧. લોકકથાશાસ્ત્ર ૨. લોકકથા વ્યુત્પતિ ૩. લોકકથા સંપાદન ૪. લોકકથા ઘટકો આ ચાર વિભાગમાં અગિયાર લેખો સંકલિત થયેલા છે. પ્રથમ વિભાગ લોકકથા શાસ્ત્રમાં પ્રથમ લેખ

ડૉ. ભગવાનદાસ પટેલ પાસેથી બદલાતા યુગ સંદર્ભમાં લોકસાહિત્ય-લોકવાર્તાનું સંકલન અને સંશોધનગત મુશ્કેલીઓ નામે લેખ મળે છે. દસેક વર્ષ પહેલાના સમયમાં પહાડી પ્રદેશમાં ક્ષેત્રકાર્ય માટે ટેપરેકોર્ડર લઈને સંકલનકર્તા જતો ત્યારે તે સમુદાયમાં જે ઉત્સાહ, તરવરાટ, આનંદ હતો આખો માનવ સમુદાય ઉભરાતો અને જે કંઈ પણ ગાવાનું કહેતો તે હોંશ ગાતો તે હવે આજના સમયમાં જોવા મળતું નથી. આજે સંકલનકર્તા માહિતી માટે જાય છે. ત્યારે સામે વેધક પ્રશ્નો આવે છે. તું વાત લેવાનું હું આલેલા આજે તો એ સમુદાય ને નાણાકીય મદદ ન કરી તોએ સાંભળાવી દે કે વાતના તો અમે માલિક છીએ કહેવી હોય તો કહીએ. ના પણ કહીએ પહેલાના સમયમાં વનવાસી પ્રદેશોમાં પરિચિત સંકલનકર્તા જતો ત્યારે વનવાસી યુવાન પોતાના વડીલ સાથે મીઠો આવકાર આપતાં કહેતો આવા સાહેબ. રોંમ રોંમ પોતાના ટુટેલા ખાટલા પર સ્નેહથી ઓળઘોળ થઈ બેસાડતો ખાટલાની દોરીએ ટુટેલી પણ દિલ તેનું અકબંધ હતું. વડીલની વિસ્મૃત માહિતીને સતેજ કરવામાં પણ તે ઉદીપક બનતો પણ હવે જ્યારે તેના વડીલ કે પિતા પાસે સંશોધક આવે ત્યારે ટગર ટગર જોઈ રહે છે. તેની આંખમાં સ્નેહ કે આવકારની ચમક કળી શકાતી નથી. કારણકે તેના ભણેલા સંતાને તેના ગળે એ વાત પાકા પાયે ઉતારી છે કે આપું નાગા હૈય ન નાગું ગાઈએં હૈંય એ વતાવણા આણો સાયેબ સેરમા લઈ ઝાય હૈ. આવા પ્રકારની મનોદશાના કારણે સંકલનકર્તા અને માહિતી દાતા બંને એકબીજાથી ઠગાયા હોય એવા ગ્લાનિ સાથે સામ સામે ઊભા રહી જાય છે. માહિતીદાતા એવા ખ્યાલોથી દુઃખ છે. કે આ ધોળી ચામડી વાળાને મને છેતર્યો છે. જ્યારે સંકલનકર્તા એ વાતથી મર્માહત છે કે અધુરા શિક્ષણે માહિતીદાતા અને તેના વચ્ચે જે વિશ્વાસ હતો તે ડુકાવ્યા છે. આજના શિક્ષણના કારણે વર્ષો પહેલાં ટેપરેકોર્ડરને જોઈને ગીતો ધ્વનિમુદ્રણ કરાવવા માહિતીદાતાના ગળામાં વસંત તે હવે પાનખરમાં પલટાવાની તૈયારી કરી રહી છે. આદિવાસી વિસ્તારમાં લોકસાહિત્યનું સંશોધન કાર્ય કરવું કેટલું કપરું છે. એ વિશે વિગતે નોંધ આ લેખમાંથી મળે છે. ડૉ ભગવાનદાસે ત્રણ

દાયકા સુધી આ વિસ્તારના કંઠસ્થ સાહિત્યનું ક્ષેત્રકાર્ય કર્યું છે. આ વિસ્તારની આદિવાસી જનજીવન સાથે સંકળાયેલી કેટલીક મહત્વની વિગતો પર પ્રકાશ પાડ્યો છે.

બીજા લેખ આ પુસ્તકના સંપાદકની પુત્રી ડૉ. પ્રાંજલ પટેલ પાસેથી લોકવાર્તામાં કથનકળા વિશેમાં કથનકળાની કેટલીક મહત્વની બાબતો પર પ્રકાશ પાડ્યો જેવા કે લોકવાર્તામાં અવાજનું પ્રભુત્વ બોય છે. વાર્તા કથક લય, સંગીત,રાગ-રાગણીઓનો જ્ઞાતા હોવો જોઈએ, વાર્તા કથક ગધ અને પધ બંને ઘોડા ઉપર સહજ રીતે સવારી કરી શકતો હોવો જોઈએ લોકવાર્તામાં આવતા જુદાજુદા ભાવોને સહજ રીતે અનુભવવાની, સમજવાની ક્ષમતા હોવી જોઈએ. કથક પોતાના ચહેરા-મોં ઉપરની રેખાઓને બદલ્યા વિના વાચિક અભિનય કરી શકવાની ક્ષમતાવાળો હોવો જોઈએ. કથકને ભાષાને રમાડવાની, ગતિકરાવડાવવાની આવડત હોવી જોઈએ. આદર્શ લોકવાર્તા કથકે પુનરાવર્તનો ટાળી ન દેવાં જોઈએ. વાર્તાકારની સ્મૃતિ ધારદાર હોવી જોઈએ. વાર્તા સહજ રીતે કંઠસ્થ હોવી જોઈએ. વાર્તા કથકમાં વાર્તા કહેવાનો ઉત્સાહ હોવો જોઈએ પણ વાર્તા પુરી કરી નાખવાની ઉતાવળ ન હોવી જોઈએ. વાર્તા સાંભળનારને સહજ રીતે યાદ રહી જાય તે રીતે વાર્તા કહેવાતી હોવી જોઈએ. આમ કથનકળા વિશે ધ્યાનમાં રાખવા જેવી બાબતોની સૌદ્ધાંતિક ચર્ચા કરવામાં આવી છે.

ત્રીજો લેખ આ પુસ્તકના સંપાદક શ્રી ડૉ. અમૃત પટેલે ઐતિહાસિક ઘટનાનું લોકકથામાં રૂપાંતર માં લેખને ચાર વિભાગમાં વહેચ્યો છે. ૧. ઉત્તર ગુજરાતનો પ્રાચીન ભૌગોલિક પરિચય ૨. ઉત્તર ગુજરાતની પ્રજાનું સ્થળાંતર અને પ્રાચીન કુળદેવીઓ ૩. ઉત્તર ગુજરાતની લોકવાર્તા કહેનારી જ્ઞાતિઓ ૪. દરિયાપીરની દિકરી અને મહારાણી મીનળદેવી વિશે સંશોધન દરમ્યાન મળેલી ઐતિહાસિક, અર્ધઐતિહાસિક અને લોકવાઙ્મયની સામગ્રીના આધારે તુલનાત્મક અભ્યાસ કરી શકાય.

૧. ઉત્તર ગુજરાતનો પ્રાચીન ભૌગોલિક પરિચય : ચાર જિલ્લા મહેસાણા, સાબરકાંઠા, બનાસકાંઠા અને પાટણ આ જિલ્લાઓની ઓળખ એક અલગ પ્રદેશ તરીકેની છે. જેમ કે પાટણ આસપાસનો વિસ્તાર પાટણવાડો, બહુચરાજી પાસેનો ચુંવાળ, ખેરાલુની ઉત્તરે ગઢવાડો, દાંતાની આસપાસ દાંતોર, પાલનપુર-વડગામ વચ્ચેનો પ્રદેશ ધાંધાર, સમી-હારિજનો પ્રદેશ વાગડ, ડીસા આસપાસનો પ્રદેશ તે સમાલ, સાંતલપુરની પશ્ચિમનો પ્રદેશ તે ખારોપાટ, ધાનેરા આસપાસનો પ્રદેશ તે હિંદવાળી, ઈડર પુર્વનો પ્રદેશ તે દેહ, વિજાપુર ઈડર-હિંમતનગર તે કાંઠો આમ જુદા જુદા પંથકોમાં વસતા લોકોના ખાન પાન, રીતરીવાજ, પહેરવેશ, ખાસિયતો, બોલી અને પોતાના ઘરના ભૌતિક રાચરચીલાની સામગ્રીમાં પણ થોડી ભિન્નતા જોવા મળે છે.

(સંદર્ભ : અમૃત પટેલ : વ્યક્તિત્વ અને વાઙ્મય, પૃ. ૨૨૧ થી ૨૨૯)

# પ્રકરણ – ૫
# ઉપસંહાર

સ્વ. મેઘાણી પછી લોકસાહિત્યને ચિરંજીવ રાખવાના જેમણે અથાગ પ્રયત્નો કર્યા છે. એવા નામોમાં શ્રી અમૃત પટેલનું નામ ઉત્તર ગુજરાતમાં પ્રથમ હરોળનું ગણી શકાય. લોકસાહિત્ય અને લોકશાસ્ત્રના અઠંગ અભ્યાસી સંશોધક-સંપાદક અને લોકજીવનનો પ્રત્યેક અનુભવ મેળવવા લોકોની વચ્ચે ધામા નાખીને તેમના થઈને અનુભવનું પાથેય સંગ્રહિત કરનાર અમૃત પટેલે લોકજીવનના ધબકાર વાળી કૃતિઓ થી ગુજરાતી સાહિત્યને રખિયાત કર્યું છે. લોકસાહિત્યના ક્ષેત્રે સ્વ. મેઘાણી પછી ઉત્તર ગુજરાત માં અમૃત પટેલ જેટલું મુલ્યવાન કાર્ય આપણે ત્યાં કદાચ કોઈએ કર્યું નથી અને એમના એ કાર્યને લીધેજ તેમને ઉત્તર ગુજરાત અને સમગ્ર ગુજરાતમાં આ ક્ષેત્રના અગ્રણી કાર્યકર તરીકે નું અકાદમી તરફથી સન્માન મળ્યું છે. તેમના કડીબદ્ધ લેખો ગુજરાતી સામાયિકોમાં પ્રગટ થતા રહ્યા છે. આવા મોટા ગજાના લોકશાસ્ત્રીની લોકસાહિત્ય વિષયક કામગીરીને તપાસતા જે કેટલાંક તારણો હાથ લાગ્યા તે સંક્ષિપ્ત માં આ પ્રમાણે છે.

૧. શ્રી અમૃત પટેલમાં સર્જનકલાના સંસ્કારો પહેલેથી જ પડેલા હતા અને એ સંસ્કારોના ફળસ્વરૂપે જ ગુજરાતી જનતાને તેમની પાસેથી લોકસાહિત્યની સત્વ સભર કૃતિઓ સાંપડી છે. લોકગીતો હોય લોકવાર્તા હોય કે કથાગીત હોય શ્રી અમૃત પટેલની સંશોધન-સંપાદન પ્રતિમા અમાં સોળે કળાએ ખીલી છે. એમની સંપાદિત કૃતિઓમાં લોકસાહિત્યના સઘળાં તત્વો ડોકાય છે.

૨. શ્રી અમૃત પટેલની લોકસાહિત્ય વિષયક કૃતિઓની લોકમાનસ પર એટલી ઊંડી અસર પડેલી કે લોકગીત, લોકવાર્તા, ઓઠાં એ બધું એમની વાતચીતમાં સહજ પણે ભળીને આવતું અને તેથી વાત વધું જીવંત અને રસમય બની જતી લોકગીત હોય કે લોકવાર્તા તેમની કૃતિઓમાં ગજબનું ઉંડાણ જોવા મળ્યું છે.

૩. લોકગીતો અને લોકવાર્તાઓના સંગ્રહોમાં અમૃત પટેલની ભુમિકા કેવળ સંશોધકની જ રહી નથી. એમાં ઉત્તમ કક્ષા ના સંશોધક અને સંપાદનની પ્રતિમાના દર્શન પણ થાય છે. આ ઉપરાંત લોકગીત, કથાગીત અને લોકવાર્તાના સંપાદન માં એના સામગ્રીદાતાઓના નામ અને સ્થળ કાળનો ઉલ્લેખ કરી પોતાની લોકસાહિત્ય વિષયક સુઝ-સમજને તેમણે વિશેષ સ્પષ્ટ કરી આપી છે એટલું જ નહિ જ્યાં જરૂર લાગી ચે ત્યાં કોઈ કોઈ લોકગીત અને લોકવાર્તા માટે ઉત્કૃષ્ટ વિવેચના આપીને ગુજરાતી ભાષાના ઉત્તમ લોકશાસ્ત્રી તરીકેની છાય પણ ઉપસાવી છે.

૪. ગુજરાતમાં લોકગીતો અને લોકવાર્તાઓના જે ભર્યા ભંડાર પડ્યા છે તેમાંથી અમૃત પટેલે ખોબે ખોબે જળપાન કર્યા છે. તેનો રસ માણ્યો છે અને એમાંથી કેટલું કે મેળવી અનું સંપાદન કર્યું છે પરંતુ ફક્ત ભાટ-ચારણ, બારોટ, મીર કે અન્ય સ્ત્રી-પૂરૂષો પાસેથી કથા સાંભળી એને લોકભોગ્યશૈલીમાં લખી કે કથી નાખવાથી એ લોકસાહિત્યની કૃતિ બની જતી નથી એને માટે સંશોધકે ઘણું તપ કરવું પડે છે. એ બાબતથી તેઓ પુરેપુરા જ્ઞાત હતા. આથી તો તેઓ લાકસાહિત્ય ની પ્રાપ્ત સામગ્રીને સંપાદિત કરતાં પુર્વે સ્થાનિક ઈતિહાસ જનશ્રુતિ વગેરેના સંદર્ભો ને તપાસતા અને કૃતિના સ્થળ તેમજ વાતાવરણનું જીણવટભર્યું નિરીક્ષણ કરતા પ્રાપ્ત કથાવસ્તુંના સંદર્ભમાં આવતી વ્યક્તિઓને અને તે ન મળે તે તેમનાં સગાંવહાલાં સંબંધીઓને મળીને હકીકતની તથ્યાતથ્યાતા તપાસી પાત્રો-પ્રસંગો તેમના નામકામની ચોકસાઈ કરી વૈજ્ઞાનિક ઢબે અને ચીવટથી જીણવટ ભર્યું સંશોધન કરતા લોકવાર્તા માટે કેટલાંક એમ માને છે કે જેવું અને જે રીતું વસ્તું અને કથન વાર્તાકારને અન્ય પાસેથી પ્રાપ્ત થયું હોય તેવું અને તે રીતનું કથન કરવા થી લોકવાર્તા બની જાય પણ અમૃત પટેલ લોકશાસ્ત્રી હોઈ બધી ચોકસાઈ નિષ્ઠાપુર્વક ઝીણવટથી કરતાં તેથી એમની લોકવાર્તાઓમાં સંશોધકની દ્રષ્ટિને સંપાદનની નિષ્ઠા જોવા મળે છે.

૫. લોકસાહિત્યવિદ સ્વ.મેઘાણીના દિવંગત થયા પછી અમૃત પટેલે ધરતીના પેટાળમાં ધરવાયેલી લોકસાહિત્યની સામગ્રીને એ કાળના પ્રવાહમાં વિલીન થાય તે પહેલાં લોકો સમક્ષ રજુ કરવાનું કપરું કામ ઉપાડેલું અને એને પુર્ણ કરવા માટે જીવનપર્યન્ત તેઓ રઝુળપાટ કરતા રહ્યા છે એટલું જ નહી આર્થિક સંકળામણોની વચ્ચે પણ તેમના આ કાર્યમાં જરાય ઓટ આવી નથી.

૬. અહીં એ બાબતની નોંધ લેવી જોઈએ કે લોકસાહિત્યના સમક્ષ સ્વ. ઝવેરચંદ મેઘાણીએ મુખ્યત્વે સૈરાષ્ટ્રને પોતાનું કાર્યક્ષેત્ર બનાવેલું એજ રીતે શ્રી અમૃત પટેલ સમગ્ર ઉત્તર ગુજરાતને પોતાના ક્ષેત્રકાર્યનો વિષય બનાવે છે. એમના સંશોધન ક્ષેત્રમાં તળપદું જીવન જીવતો સામાન્ય ખેડુત પણ છે અને લોકસંસ્કૃતિની આગવી પરંપરાને રજુ કરતી સ્ત્રીઓ તેમના સંશોધનક્ષેત્રનો ધ્યાનકર્ષક વિષય બન્યા છે.

૭. લોકસાહિત્યના સંશોધક અને સંપાદક તરીકે શ્રી અમૃતભાઈ પટેલ એમની મૌલિક પ્રતિમાના દર્શન કરાવ્યા છે. લોકમુખે કાંઈ છે તે માંડી લેવાથી કે ટેપરેકોર્ડમાં રેકર્ડ કરી લેવાથી લોકશાસ્ત્રનું કામ થતું નથી. તે તો કોલશાસ્ત્રની કાચી સામગ્રી છે. તેમાંથી સંશોધકે લોકશાસ્ત્રની દૃષ્ટિએ તિરસ્કારણ અને ચયન કરવાનું રહે છે. સામગ્રી એકત્રિત કરવા માટે પણ વૈજ્ઞાનિક દૃષ્ટિ કેળવવી પડે છે ગુજરાતમાં આ પ્રમાણેના વૈજ્ઞાનિક સંશોધન કાર્યના પ્રારંભશ્રી ચંદરવાકરે કર્યો તેના પગલે શ્રી અમૃતભાઈ પટેલ પણ ઉત્તરગુજરાતનું લોક સાહિત્ય સંશોધન સંપાદન કરતા આવ્યા છે. આ કામ કોઈ એકલ દોકલ વ્યક્તિનું નથી. એ એક સમૂહકાર્ય (ટીમવર્ક) છે. અને છતાં શ્રી અમૃતભાઈ પટેલે આવા કાપરા કાર્યને જીવનકાર્ય માની એકલા એકલા જ પાર પાડવાનું બીડું ઝડપ્યું. એટલું જ નહી એમાં નોંધપાત્ર કામગીરી બજાવી. એક આનંદ લોકશાસ્ત્રી તરીકેની નામની પણ મેળવી. એમણે લોકસાહિત્યની સામગ્રીના સંશોધન સંપાદનની સાથે સાથે તેમણે વિવિધ વિદ્વાનોના

લોકસાહિત્ય વિષયક પ્રદાનને તટસ્થ થતા પૂર્વત સમિક્ષા પણ કરી છે. લોકસાહિત્યના ક્ષેત્રમાં નિષ્ઠા પૂર્વક અને પુરી નિસ્વતથી કામગીરી કરનાર અભ્યાસુ અને તેમને મુક્ત કંઠે પ્રશંસા પણ કરી છે. તો લોકસાહિત્યનો કક્કો નહી જાણતા અને છતાં પોતાને લોકસાહિત્યકાર તરીકે ઓળખાવતા બનાવતી અને આડંબરી લોકસાહિત્યકારોને કડક શબ્દોમાં આલોચના કરી એમણે ખૂલ્લા પણ પાડ્યા છે.

૮. ગુજરાતમાં અને ઉત્તરગુજરાતમાં લોકસાહિત્યના સંશોધક -સંપાદનનું ઉપયોગી કાર્યો એમણે કર્યું છે. અને એ પ્રકારનું ઉજળું સાહિત્ય સર્જન પણ કર્યું છે. તેણે પરિણામે તળું ગુજરાતમાં કઈ કેટલાએ લોકગીતો, લોકવાર્તાઓ, લોકકથાઓ, અને લોકરિવાજોને વાચા મળી છે. પુસ્તક રૂપમાં ઉપલબ્ધ આ બધુ લોકસાહિત્ય જોતા તેમણે આગવી લાક્ષણિતાઓનો અને બહુવિદ સંમૃદ્ધિના ખ્યાલ આવે છે. લોકસાહિત્ય વિષયક તેમણી કૃતિઓ સંખ્યાથીજ નહી સત્વ અને વૈવિધ્યથી પણ તે તેણા તરફ આપનું ધ્યાન દોરે છે.

૯. લોકસાહિત્યનું સંશોધન અને સંપાદન જ નહિ. શ્રી અમૃત પટેલની લોકસાહિત્ય વિષયક વિવેચના પણ એટલીજ સમૃદ્ધ છે. એમના લોકવાર્તા, સરસ્વતીને કાંઠે અને આપણાં ઓઠાં જેવા વિવેચન ગ્રંથો લોકસાહિત્ય સંબંધી વિચારોને પ્રતિત કરાવે છે. લોકસાહિત્ય અને લોકશાસ્ત્ર સંબંધી લગભગ કોઈ મુદો તેમની વિવેચનામાંથી બાકાત રહ્યો નથી. એમ કહીશું તો પણ અતિશયોક્તિ નથી. એમાંય તેમણે આપેલાં આપણો ઉપેક્ષિત વારસો લોકસાહિત્યના પ્રથમ હરોળમાં પ્રસ્થાપિત થાય છે. તો મું તો ઢોલ રમું કાંઈ વિશિષ્ટ બની રહ્યો છે.

૧૦. લોકસાહિત્ય પરત્વેનો શ્રી અમૃત પટેલનો અભિગમ તદન વૈજ્ઞાનિક હતો. એની પ્રતિતિ એમના લોકગીત સંગ્રહો અને લાકવાર્તાઓમાંથી થાય છે. એમનો વિવિધ જ્ઞાતિના, વિવિધ રીત-રીવાજો અને લોકવાર્તા સંગ્રહમાં અભિવ્યક્ત કર્યો છે. તેમણે

